મુંબઈ ઇલાકાના કેળવણી ખાતાએ તથા વેસ્ટર્ન ઇન્ડીઆ
સ્ટેટ્સ એજન્સીએ મંજુર કરેલું—

— પુસ્તક બીજું —

# નિબંધવિચાર-લેખનપ્રવેશ

( માધ્યમિક શાળાઓનાં ઉપલાં ધોરણો
અને ટ્રેનિંગ સંસ્થાઓ માટે )

લેખક :
મોતીભાઈ પટેલ

પ્રકાશક:
એસ. બી. શાહની કંપની.
પાનકોર નાકા—અમદાવાદ.

કિંમત ૧-૪-૦

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

સાદી, શુદ્ધ અને સરળ ભાષામાં લખવાની કસોટી માટે નિબંધનો વિષય છે. ઉપલાં ધોરણોના વિદ્યાર્થીઓને આ કસોટીમાંથી પસાર થવામાં મદદગાર બને એ આ પુસ્તકનો હેતુ છે.

નિબંધનો વિષય અતિ અગત્યનો છે. નિબંધના વિષયનું પદ્ધતિસર શિક્ષણ નહિ હોવાને લીધે વિદ્યાર્થીઓ પોતાના વિચારોને અનુરૂપ ભાષાદ્વારા સ્પષ્ટ કરી શકતા નથી, અને પરીક્ષામાં ધાર્યું પરિણામ મેળવી શકતા નથી. નિબંધના વિષયમાં ખરેખરો પ્રાણ પુરનાર લેખનકળા છે, તે સાધ્ય કરવા માટે અનુભવ અને તાલીમ જોઈએ. જનતાને આપવાનો સંદેશ કુશળતાથી રજુ કરવાની શક્તિ ઝાઝા અભ્યાસથીજ આવે. પ્રાથમિક શાળામાંથીજ વિદ્યાર્થીઓમાં આ કળાનો વિકાસ થાય તે ઉપર ખાસ ધ્યાન આપવું જોઈએ. આ પુસ્તકમાં અમે સારા નિબંધ લખવાની કળા કેમ હાથ પર આવે, તેને લગતાં પ્રકરણો મૂકી, તેનો વિસ્તાર વિચાર કર્યો છે.

સારો નિબંધ ન લખી શકવાનાં મુખ્ય બે કારણો છેઃ વિચારોનો અભાવ, અને ભાષા ઉપરનો ઓછો કાબુ. જ્ઞાન–બુદ્ધિ પૂર્વકનો અનુભવ એ લેખકની મોટામાં મોટી મિલ્કત છે. આ અનુભવ મેળવવાની શક્તિનો આધાર લાગણી ઉપર છે. લાગણી જેમ વધારે તેમ અનુભવ મેળવવાની શક્તિ વધારે રહે છે. અનુભવ અને લાગણીનો આ મેળ પ્રેરણા ઉત્પન્ન કરે છે, અને એ પ્રેરણા–ગૂઢશક્તિ લખવાને પ્રેરે છે. સ્વતંત્ર વિચારણા એ મૌલિક લખાણનું મોટામાં મોટું લક્ષણ છે; તેમાં વિચાર એ આત્મા છે, અને ભાષા એ શરીર છે.

ગુજરાતી ભાષામાં નિબંધના સાહિત્યનો જોઈએ તેવો વિકાસ નથી. બુદ્ધિ અને હૃદયનો સુભગ મેળ હોય, અને સ્વતંત્ર વિચારણા હોય; તોજ સારા નિબંધો લખી શકાય, અને એવા નિબંધોની

સાહિત્યમાં ગણના થાય. આ પુસ્તકમાં નમુનાના જે નિબંધો આપ્યા છે તે કોઇ પણ જાતનુ મૌલિક લખાણ લખવા માટે અગર ઉંચી જાતનું સાહિત્ય પુરૂં પાડવા માટે આપવામાં આવ્યા નથી; પરંતુ વિદ્યાર્થીઓને એવું લખાણ લખવાની પ્રેરણા થતાં માર્ગદર્શક થઈ પડે તેવા હેતુથી આપવામાં આવ્યા છે. આ કારણથી આ પુસ્તક ઉપલાં ધોરણના વિદ્યાર્થીઓનેજ ઉપયોગી થઈ પડશે.

× × × × ×

આ પુસ્તક રચવા પાછળ મારો ૧૦ વર્ષનો માધ્યમિક શાળાઓમાં નિબંધના વિષયનું શિક્ષણ આપવાનો અનુભવ છે, અને લાંબા સમયની મહેનતે આ પુસ્તક તૈયાર થવા પામ્યું છે. જો તે વિદ્યાર્થીઓને નિબંધલેખનના વિષયમાં મદદગાર બનશે, તો હું મારો પ્રયત્ન સફળ થયો સમજીશ.

આ પુસ્તક રચવામાં મેં ઘણાં પુસ્તકો વાંચ્યાં છે અને વિચાર્યાં છે. તેમાં જે પુસ્તકોના વિચાર અને યોગ્ય લાગ્યા છે, તેને હું અનુસર્યો છું. તેમાં ખાસ કરીને 'How to write an essay,' ગુજરાતી મધ્ય અને બૃહદ્ વ્યાકરણ, વગેરે પુસ્તકો મને માર્ગદર્શક થઇ પડયાં છે. વળી મારા પૂજ્ય ગુરુવર્ય સ્વર્ગસ્થ રા. બ. કમળાશંકરભાઈના અદ્વિતીય શિક્ષણને પ્રતાપેજ હું આ પુસ્તક રચવા શક્તિમાન થયો છું. આથી એ સર્વ પુસ્તકોના કર્તાઓનો અને મારા પૂજ્ય ગુરુશ્રીનો આ સ્થળે હું અંતઃપૂર્વક આભાર માનું છું.

શંકરભાઈ ત્રિકમભાઇ પટેલ (થર્ડ–ઈયર ટ્રેન્ડ; બી. એ, બી. ટી.) અને નારણભાઇ વાઘજીભાઈ પટેલ (થર્ડ–ઇયર ટ્રેન્ડ, હોપ મેડલિસ્ટ). આ મારા અંગત મિત્રો છે. તેમની પ્રેરણા પામી હું આ પુસ્તક તૈયાર કરી શકયો છું. તેઓ મારા મિત્ર છે, એટલુંજ નહિ પણ મારા સહાધ્યાયી છે. આ પુસ્તક રચવામાં તેમની જોઇતી કીમતી મદદ મળી છે. વળી આ પુસ્તકના લેખન અને પ્રકાશન કાર્યમાં રા. રા. નવનીતરાય લક્ષ્મીનારાયણ બ્રહ્મચારી ( સિનિયર એસિ. ડે,

એ. ઈ. ) અને રા. રા. વલ્લભભાઇ લલ્લુભાઈ પટેલ (રિટાયર્ડ એસિ૦. ડે. એ. ઈ. ) ની પણ કીમતી સલાહ–સૂચના મળી છે. આ સર્વનો હું આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

આ પુસ્તક બધી રીતે સારૂંજ છે, એમ કહેવાની હું હિંમત કરી શકું નહિ. તેમાં અનેક પ્રકારના દોષો હશે. એ દોષોની સુધારણા માટે સૂચના કરવા હું સર્વને નમ્રતાપૂર્વક વિનંતી કરૂં છું.

તા. ૧૮–૩–૩૫.
ખારીપોળ—નાગરવાડા
**નડિઆદ.**

**મોતીભાઈ દેશાઈભાઈ પટેલ.**

---

## બીજી સુધારેલી આવૃત્તિનું નિવેદન.

મૂળના 'નિબંધવિચાર'ને બે પુસ્તકમાં વહેંચી નાખ્યું છે. તેનું પહેલું પુસ્તક 'લેખનપ્રયાસ' છે; જે પ્રાથમિક શાળાનાં ઉપલાં ધોરણોને ઉપયોગી છે; અને તે થોડા વખતમાં છપાઈને બહાર પડશે. આ બીજું પુસ્તક 'લેખનપ્રવેશ' છે, જે માધ્યમિક શાળાનાં ઉપલાં ધોરણો અને ટ્રેનિંગ સંસ્થાઓને સંપૂર્ણ ઉપયોગી છે.

આ બીજું પુસ્તક—લેખનપ્રવેશ ચાર ભાગમાં છે:

૧. નિબંધરચના. ૨. નિબંધમાળા. ૩. વિચારકણિકા અને ૪. લેખનશુદ્ધિ.

નિબંધરચનામાં નિબંધના પ્રકારોનું બહુ સૂક્ષ્મ રીતે વર્ગીકરણ કર્યું છે. દરેક પ્રકારના નિબંધ માટે સામાન્ય રૂપરેખા તારવી કાઢી કેટલાંક દૃષ્ટાન્તો લઈ, તેને રૂપરેખાના નિયમો લાગુ પાડી બતાવ્યા છે. દૃષ્ટાંતોમાં ૬૦–૬૫ જેટલા નિબંધોની રૂપરેખા આપી છે. આ ઉપરાંત, નિબંધ લખવામાં જરૂરની બીજી કેટલીક બાબતોનું પણ તેમાં નિરૂપણ કર્યું છે.

નિબંધમાળામાં નમુના તરીકે ૭૦–૭૫ નિબંધો આપ્યા છે, તે બધા લગભગ નવાજ લખેલા છે. આમાંના ઘણાખરા નિબંધો યુનિવર્સિટીની પરીક્ષામાં પુછાયેલા છે. એ દરેકને મથાળે તેના મુદ્દા તારવી કાઢી બતાવ્યા છે. આથી હાઈસ્કૂલના તેમજ મેટ્રીકના વિદ્યાર્થીઓને આ ભાગ હવે સંપૂર્ણ ઉપયોગી થઈ પડશે.

વિચારકાણકાનો ભાગ નવો ઉમેર્યો છે. એ શ્રી. મંજુલાલ ર. મજમુદારની સૂચનાને આભારી છે. તેમની સૂચના મુજબ વિચારકણિકામાં જુદા જુદા વિદ્વાન લેખકો, મહાત્માઓ, વગેરેના લગભગ ૧૦૦ વિષયો ઉપરના અમૂલ્ય વિચારો–સુભાષિતોનો સંગ્રહ આપ્યો છે. વિદ્યાર્થીઓને આ ભાગના વાચન–મનનથી નિબંધલેખનના વિષયમાં નવી પ્રેરણા ને ચેતન મળશે.

લેખનશુદ્ધિમાં વિચાર અને ભાષાદોષોને લગતાં દૃષ્ટાન્તો આપી, એવા પ્રકારના દોષો કેમ દૂર કરી શકાય, તેનો સૂક્ષ્મ રીતે વિચાર કર્યો છે. સારો નિબંધ લખવામાં વિચારો, અભિપ્રાયો, અને અનુમાનો શુદ્ધ હોવાં જોઈએ; વાક્યરચના તદ્દન સાદી, સરળ અને શુદ્ધ રહેવી જોઈએ; અને વ્યાકરણ દોષ ન થવા જોઈએ. આથી એ બાબતોને લગતી શુદ્ધિ–અશુદ્ધિનું વિસ્તારથી નિરૂપણ કરવામાં આવ્યું છે. વળી શબ્દોના સંપૂર્ણ અર્થ જાણ્યા સિવાય ઘટિત શબ્દપ્રયોગ થઈ શકે નહિ; તેમજ જોડણી અને વિરામચિહ્ન એ નિબંધ લખવામાં ખાસ જરૂરની બાબત છે; તેથી એ વિષયો સંબંધી પણ આ ભાગમાં ઘટિત વિવેચન કરવામાં આવ્યું છે.

નિબંધવિચારની આ સુધારેલી આવૃત્તિ–લેખનપ્રવેશ બહાર પાડવામાં બહુજ વિલંબ થયો છે. સુધારો વધારો કરવાના કામમાં, અને છપાવવામાં બે વરસ જેટલો–ધાર્યા કરતાં વધુ વિલંબ થયો છે. તેને માટે ક્ષમા ચાહું છું.

તા. ૨૭–૬–૧૯૩૯
ખારીપોળ–નાગરવાડા
**નડિઆદ.**

**મોતીભાઇ દેશાઇભાઈ પટેલ.**

# અનુક્રમણિકા.

## વિભાગ ૧લો. નિબંધરચના.

### પ્રકરણ ૧લું. નિબંધ અને તેના પ્રકાર.


૧ નિબંધ ... ... ૧
૨ નિબંધના પ્રકાર ... ૧
૩ કથનરૂપ ... ... ૨
૪ વર્ણનરૂપ ... ... ૩
૫ નિરૂપણરૂપ ... ૪
૬ વિવેચનરૂપ ... ૫
૭ નિબંધના પ્રકારો વિષે વિચાર. ... ... ૬


### પ્રકરણ ૨જું. વિષય અને રૂપરેષા.


૮ સામાન્ય જ્ઞાનભંડોળ ૬
૯ વિષયની પસંદગી ... ૭
૧૦ વિષયનું નિરૂપણ ... ૭
૧૧ નિબંધના વિષયનો અર્થ. ૮
૧૨ અપ્રસ્તુત બાબત ... ૮
૧૩ નિબંધની રૂપરેષા ... ૯
૧૪ રૂપરેષાથી પુનરુક્તિ અટકે છે ... ... ૯
૧૫ વિષયનો અભ્યાસ ... ૧૦
૧૬ રૂપરેષાને લગતા નિયમો. ૧૧
૧૭ દૃષ્ટાંત—દુર્વ્યસન ... ૧૧


### પ્રકરણ ૩જું. કથનરૂપ નિબંધ.


૧૮ કથનરૂપ નિબંધ ... ૧૩
૧૯ ઐતિહાસિક બનાવો ૧૩
૨૦ પૌરાણિક કથાસાર... ૧૫
૨૧ સામાન્ય બનાવો ... ૧૬
૨૨ વાર્તાઓ ... ... ૧૮
૨૩ જીવનચરિત્રો ... ૧૯
૨૪ આત્મકથાઓ ... ૨૧
૨૫ પત્રો ... ... ૨૫
૨૬ અરજીઓ ... ૨૮
૨૭ હેવાલો (રિપોર્ટ.) ... ૩૦


### પ્રકરણ ૪થું. વર્ણનરૂપ નિબંધ.


૨૮ વર્ણન ... ... ૩૧
૨૯ પ્રાણી, વનસ્પતિ, ખનિજ, વગેરે ... ૩૨
૩૦ શહેર, બંદર, બાંધકામ, વગેરે ... ... ૩૩
૩૧ દેશ, બેટ, નદી વગેરે. ૩૫
૩૨ કુદરતનાં દૃશ્યો ... ૩૬
૩૩ બનાવટ અને કારીગરીની વસ્તુઓ ... ૩૭

## પ્રકરણ ૫મું. નિરૂપણાત્મક નિબંધો.


૩૪ નિરૂપણ ... ... ૩૮
૩૫ સંસ્થાઓ અને મંડળો. ૩૯
૩૬ વેપાર–ઉદ્યોગ અને હુન્નર–કળા સંબંધી ... ૪૧
૩૭ રમતગમત, ઉત્સવો, અને પ્રવાસો ... ૪૨
૩૮ વિજ્ઞાનને લગતા વિષયો. ૪૩
૩૯ સાહિત્યવિષયક ... ૪૪


## પ્રકરણ ૬ ઠ્ઠું. વિવેચનરૂપ નિબંધો.


૪૦ વિવેચન ... ... ૪૭
૪૧ ટેવ, ગુણ, સ્વભાવ અને લક્ષણો ... ૪૮
૪૨ લાગણીઓને લગતા... ૫૦
૪૩ શક્તિઓને લગતા ... ૫૩
૪૪ સામાજિક અને રાજકીય વિષયોને લગતા... ૫૬
૪૫ કેળવણી અને શિક્ષણને લગતા ... ... ૫૮
૪૬ ધાર્મિક, નૈતિક અને સાંસારિક વિષયોને લગતા ... ... ૬૧
૪૭ સંવાદો ... ... ૬૩
૪૮ કહેવતો અને સૂત્રો... ૬૫


## પ્રકરણ ૭મું. નિબંધલેખન.


૪૯ નિબંધ એ એક કળા છે. ૬૮
૫૦ વિચારબળ... ... ૬૯
૫૧ ભાષા ... ... ૭૦
૫૨ પરીક્ષામાં નિબંધ લેખન. ૭૦
૫૩ અલંકારનું જ્ઞાન ... ૭૧
૫૪ રસની જમાવટ ... ૭૨
૫૫ વ્યાકરણ જ્ઞાન ... ૭૩
૫૬ નિબંધમાં પ્રમાણ ... ૭૩
૫૭ પરિચ્છેદ પાડવા ... ૭૪
૫૮ મુદ્દો સૂચવનારાં વાક્યો. ૭૪
૫૯ ટુંકાં વાક્યોનો વપરાશ. ૭૫
૬૦ ઉતારાનો ઉપયોગ ... ૭૫
૬૧ વાક્યોનો પરસ્પર સંબંધ જાળવવો ... ... ૭૫
૬૨ નિબંધનો છેવટ ભાગ. ૭૬
૬૩ અક્ષર ... ... ૭૬
૬૪ નિબંધ લખવા વિષે સામાન્ય સૂચના ... ૭૮

## વિભાગ ૧ લો-નિબંધરચનામાં રૂપરેખાવાળા નિબંધો


૧ કોઈ અનાથાશ્રમ ... ૭
૨ કોઈ પ્રાણી ... ... ૧૦
૩ દુર્વ્યસન ... ... ૧૨
૪ ભામાશાની દેશભક્તિ. ૧૪
૫ સુદામાચરિત્ર કથાસાર. ૧૬
૬ એક આગ ... ... ૧૭
૭ એક રેલવે અકસ્માત. ૧૮
૮ શિયાળ અને ગધેડો. ૧૯
૯ વાંદરો અને મગર ... ૧૯
૧૦ શિવાજી ... ... ૨૦
૧૧ નાકની આત્મકથા. ૨૩
૧૨ કોયલની આત્મકથા. ૨૩
૧૩ વાળની આત્મકથા.... ૨૩
૧૪ ધુમાડાની આત્મકથા. ૨૩
૧૫ તાજમહાલની આત્મકથા. ૨૪
૧૬ પરવાળાની આત્મકથા. ૨૪
૧૭ ગુલાબની આત્મકથા. ૨૪
૧૮ મિત્રને દિલાસાનો પત્ર. ૨૭
૧૯ રોકાઇ ગયા બાબતનો ૨૭
પિતાને પત્ર. ... ૨૭
૨૦ પરદેશ જતા મિત્રને પત્ર. ૨૮
૨૧ ધાડપાડુના ત્રાસમાંથી બચવા માટે અરજી... ૨૯
૨૨ નોકરી મેળવવા માટે અરજી ... ... ૨૯
૨૩ નવી નિશાળ ઉઘાડવા માટે અરજી ... ૨૯
૨૪ રેલથી થએલા નુકસાન બાબતનો રિપોર્ટ ... ૩૦
૨૫ કોલસો ... ... ૩૨
૨૬ ઘોડો ... ... ૩૩
૨૭ સક્કર બેરેજ ... ૩૪
૨૮ હિમાલય... ... ૩૫
૨૯ વસંતઋતુ ... ૩૭
૩૦ ખાંડ ... ... ૩૮
૩૧ શહેર સુધરાઇ ખાતું ( મ્યુનિસિપાલિટી. ) ૩૯
૩૨ ટપાલની વ્યવસ્થા... ૪૦
૩૩ છાપવાની કળા ... ૪૧
૩૪ વસ્તીગણતરી ... ૪૧
૩૫ દશેરા ... ... ૪૨
૩૬ કોઈ પ્રવાસ ... ૪૩
૩૭ ગરમીમાપકયંત્ર થર્મોમીટર ... ૪૩
૩૮ ટ્રામગાડી... ... ૪૪
૩૯ સાહિત્યસેવા ... ૪૫
૪૦ કવિ નર્મદાશંકર અને કવિ દલપતરામ ... ૪૫
૪૧ નાટક ... ... ૪૬
૪૨ મોજમઝા ... ૪૮

૪૩ પરોપકાર... ... ૪૯
૪૪ ઉદ્યોગ ... ... ૪૯
૪૫ આળસ ... ... ૫૦
૪૬ પ્રેમ ... ... ૫૨
૪૭ દયા ... ... ૫૨
૪૮ ક્ષમા ... ... ૫૩
૪૯ વિવેક ... ... ૫૪
૫૦ શૌર્ય ... ... ૫૫
૫૧ અધિકાર ... ... ૫૫
૫૨ સીધા ને આડકતરા કર ૫૭
૫૩ અસ્પૃશ્યતા ... ૫૭
૫૪ ગુલામી ... ... ૫૮
૫૫ બૉય-સ્કાઉટ અને તેનું શિક્ષણ ... ... ૫૯
૫૬ ઔદ્યોગિક શિક્ષણ... ૬૦
૫૭ માતૃભાષાદ્વારા શિક્ષણ ૬૦
૫૮ માબાપની સેવા ... ૬૨
૫૯ વખતનો સદુપયોગ... ૬૨
૬૦ સહશિક્ષણ (સંવાદ.) ૬૪
૬૧ વિદ્યા અને લક્ષ્મી (સંવાદ.)... ... ૬૪
૬૨ એક કસર બરાબર સો સફર ... ... ૬૬
૬૩ કરે તેવું પામે અને વાવે તેવું લણે ... ૬૬
૬૪ દેહલગ્નની વિધવાને,
પુનર્લગ્ન સમી મુક્તિ નથી;
સ્નેહ લગ્નની વિધવાને,
પુનર્લગ્ન સમું પાપ નથી.



# વિભાગ બીજો-નિબંધમાળા



## ૧. પ્રકૃતિવર્ણન.

૧ પ્રાતઃકાળ ... ૮૦
૨ ચાંદની... ... ૮૨
૩ વર્ષાઋતુ... ... ૮૪
૪ દિવાળી ... ... ૮૭
૫ મુસાફરીનું વર્ણન ... ૮૯

## ૨. આત્મકથાઓ.

૬ એક રૂપીઆની આત્મકથા ૯૪
૭ ભણ્યા પછી શું કરશો ? ૯૬
૮ હું લક્ષાધિપતિ થાઉં તો–૯૮
૯ હું અંત્યજ હોઉં તો– ૧૦૦
૧૦ મારા જીવનનો ધન્ય પ્રસંગ ... ... ૧૦૩

## ૩. ગ્રામજીવનનાં ઘડતર.

૧૧ ગ્રામોદ્ધાર ... ૧૦૮
૧૨ ગ્રામપંચાયત ... ૧૦૯
૧૩ ગૃહઉદ્યોગો ... ૧૧૧
૧૪ સાદું જીવન ... ૧૧૨
૧૫ દુકાળ અને તેના નિવારણના ઉપાય... ૧૧૩

## ૪. સમાજનાં ઘડતર.

૧૬ સમાજજીવન ... ૧૧૬
૧૭ સમાજસેવાના સાચા માર્ગ ... ... ૧૧૭
૧૮ સમાજસેવા એજ પ્રભુસેવા છે ... ૧૨૧
૧૯ પરદેશગમન ... ૧૨૨
૨૦ સ્ત્રી સન્માન ... ૧૨૪
૨૧ આદર્શ મૈત્રી ... ૧૨૫
૨૨ સંયુક્ત અને વિભક્ત કુટુંબના લાભાલાભ... ૧૨૭
૨૩ ગ્રામજીવન અને શહેરી જીવન ... ... ૧૨૮
૨૪ આપણા ઉત્સવો ... ૧૩૧
૨૫ હાલના યુવાનોની ફરજ ૧૩૨

## ૫. ગૃહજીવનનાં ઘડતર.

૨૬ બ્રહ્મચર્ય ... ... ૧૩૬
૨૭ સાચી કુલીનતા ... ૧૩૯
૨૮ ગૃહસ્થાશ્રમ ... ૧૪૨
૨૯ લગ્નનો આદર્શ ... ૧૪૫
૩૦ બાળલગ્ન... ... ૧૪૯
૩૧ પુનર્લગ્ન ... ... ૧૫૨
૩૨ કન્યાવિક્રય ... ૧૫૫
૩૩ આપણાં હાલનાં લગ્નો ૧૫૭
૩૪ રોવાકુટવાની ઘેલાઈ ૧૬૦
૩૫ જીવનનો આદર્શ ... ૧૬૩
૩૬ આંતરજાતીય લગ્ન... ૧૬૪

## ૬. દેશનાં ઘડતર.


૩૭ સ્વદેશપ્રેમ–દેશદાઝ... ૧૬૮
૩૮ સ્વદેશીધર્મ ... ૧૬૯
૩૯ સ્વદેશસેવા ... ૧૭૦
૪૦ બલિદાનનો મહિમા ૧૭૧
૪૧ હિંસા–અહિંસા ... ૧૭૨
૪૨ લશ્કરી તાલીમ ... ૧૭૪
૪૩ શિસ્તપાલન ... ૧૭૫
૪૪ વર્તમાનપત્રો ... ૧૭૬


## ૭. કેળવણી અને શિક્ષણ.


૪૫ કેળવણી ... ... ૧૮૦
૪૬ સારી રીતભાત ... ૧૮૨
૪૭ વિશુદ્ધ વાણીનો પ્રભાવ ૧૮૫
૪૮ પ્રદર્શન ... ... ૧૮૭
૪૯ પુસ્તકાલય ... ૧૮૯
૫૦ વિદ્યાર્થિજીવન ... ૧૯૧
૫૧ વિદ્યાર્થીઓના ધર્મ ૧૯૪
૫૨ નવલકથાનું સ્વરૂપ ૧૯૭
૫૩ નવલકથાનાં મુખ્ય અંગ ૧૯૯
૫૪ દેશી અને પરદેશી રમતો ૨૦૨
૫૫ રાષ્ટ્રીય શિક્ષણ ... ૨૦૩
૫૬ આદર્શ છાત્રાલય ... ૨૦૪


## ૮. વિવેચન અને તત્ત્વજ્ઞાન.


૫૭ સદાચાર ... ... ૨૦૬
૫૮ સ્વાશ્રય ... ... ૨૦૮
૫૯ સુખદુઃખ ... ... ૨૧૧
૬૦ દુઃખ એ તો મન અને આત્માની વ્યાયામ-શાળા છે. ... ૨૧૩
૬૧ પ્રભુ પ્રત્યેની ફરજ. ૨૧૫


## ૯. જ્ઞાન–વિજ્ઞાનના વિષયો.


૬૨ ફોનોગ્રાફ–સ્વર ધારણ યંત્ર. ... ... ૨૧૮
૬૩ સીનેમેટોગ્રાફ-ચલચિત્રો ૨૧૯
૬૪ ટેલીઝ–ઓલપટ ... ૨૨૧
૬૫ વિદ્યુત ... ... ૨૨૩
૬૬ રેડીઓ ... ... ૨૨૫
૬૭ એરોપ્લેન-હવાઈ વિમાન ૨૨૭


## ૧૦. પ્રકીર્ણ નિબંધો.


૬૮ સહકારી મંડળી ... ૨૩૨
૬૯ દારૂનિષેધ ... ૨૩૪
૭૦ ગરિબાઈ–એકારી... ૨૩૫
૭૧ અર્વાચીન વિગ્રહયુગ ૨૩૭
૭૨ વર્તમાન યાંત્રિકયુગ–યંત્રવાદ ... ... ૨૩૮

# વિભાગ ત્રીજો–વિચારકણિકા.

## વિદ્વાન લેખકો, મહાત્માઓ, વગેરેના નીચેના વિષયો ઉપર અમૂલ્ય વિચારો–સુભાષિત સંગ્રહ.

### ૧. કેળવણી અને શિક્ષણ.


૧ કેળવણી... ... ૨૪૧
૨ સ્ત્રી કેળવણી ... ૨૪૧
૩ શિક્ષણ ... ... ૨૪૨
૪ સહશિક્ષણ ... ૨૪૨
૫ ઔદ્યોગિક શિક્ષણ... ૨૪૩
૬ માતૃભાષાદ્વારા શિક્ષણ ૨૪૩
૭ વિશુદ્ધ વાણી ... ૨૪૪
૮ આદર્શશાળા ... ૨૪૫
૯ શિસ્તપાલન ... ૨૪૫
૧૦ નાટકશાળા ... ૨૪૫
૧૧ જીવનચરિત્ર ... ૨૪૬
૧૨ એકાગ્રતા ... ૨૪૭


### ૨. જીવનના પાયા.


૧૩ જીવનનાં ઘડતર ... ૨૪૭
૧૪ જીવનસાફલ્ય ... ૨૪૮
૧૫ સંયમ–મનોનિગ્રહ ... ૨૪૯
૧૬ સદ્‌વર્તન–સદાચાર ... ૨૫૦
૧૭ જીવનનો આદર્શ ... ૨૫૧
૧૮ સત્ય ... ... ૨૫૨
૧૯ દૃઢનિશ્ચય ... ૨૫૩
૨૦ હિમત ... ... ૨૫૪
૨૧ ધૈર્ય ... ... ૨૫૪
૨૨ ક્ષમા ... ... ૨૫૫
૨૩ વિપત્તિ ... ... ૨૫૫
૨૪ મુસ્કેલીઓને ચાવવાળાજ રાજ્ય કરે છે ... ૨૫૫
૨૫ સુખદુઃખ... ... ૨૫૬
૨૬ સમભાવના ... ૨૫૭
૨૭ સહિષ્ણુતા ... ૨૫૭
૨૮ સર્વધર્મસમભાવ ... ૨૫૭
૨૯ દયા ... ... ૨૫૮
૩૦ પ્રેમ ... ... ૨૫૯
૩૧ શાંતિ ... ... ૨૬૦
૩૨ આનંદ ... ... ૨૬૦
૩૩ આશા ... ... ૨૬૦
૩૪ મહત્ત્વાકાંક્ષા ... ૨૬૧


### ૩. સમાજનાં ઘડતર.


૩૫ જનસેવા કે સમાજસેવા ૨૬૧
૩૬ દાનધર્મ ... ... ૨૬૨
૩૭ પરોપકાર ... ૨૬૩
૩૮ માબાપની સેવા ... ૨૬૩
૩૯ મિત્રતા ... ... ૨૬૪
૪૦ નીતિ ... ... ૨૬૪
૪૧ પ્રમાણિકતા ... ૨૬૫
૪૨ સંસ્કૃતિ ... ... ૨૬૫
૪૩ સ્ત્રી સન્માન ... ૨૬૬
૪૪ કીર્તિ ... ... ૨૬૬
૪૫ વૈધવ્યદશા ... ૨૬૭
૪૬ વિધવા વિવાહ ... ૨૬૮
૪૭ સુધારો ... ... ૨૬૮
૪૮ વાવે તેવું લણે અને કરે તેવું પામે ... ૨૬૮
૪૯ કૃતજ્ઞતા ... ... ૨૬૯
૫૦ ન્યાયવૃત્તિ ... ૨૬૯
૫૧ ઉદારતા ... ... ૨૭૦

## ૪. દેશનાં ઘડતર.

૫૨ બલિદાન ... ... ૨૭૧
૫૩ સ્વતંત્રતા... ... ૨૭૧
૫૪ ગ્રામોદ્ધાર ... ૨૭૨
૫૫ અહિંસા... ... ૨૭૩
૫૬ રાજાપ્રજાના ધર્મ ... ૨૭૪

## ૫. શરીરનાં ઘડતર.

૫૭ તંદુરસ્તી ... ... ૨૭૫
૫૮ બ્રહ્મચર્ય ... ... ૨૭૫
૫૯ શરીરબળ ... ૨૭૬
૬૦ યુવાની ... ... ૨૭૬

## ૬. ગૃહજીવનનાં ઘડતર.

૬૧ જાતમહેનત ... ૨૭૭
૬૨ સ્વાશ્રય ... ... ૨૭૭
૬૩ સંતોષ ... ... ૨૭૮
૬૪ ઉદ્યોગ ... ... ૨૭૯
૬૫ ખંત ... ... ૨૭૯
૬૬ સાહસ ... ... ૨૮૦
૬૭ કુલીનતા ... ૨૮૦
૬૮ સંતતિનિયમન ... ૨૮૦
૬૯ ગૃહસ્થાશ્રમ ... ૨૮૧
૭૦ ચિંતા ... ... ૨૮૧

## ૭. અર્થશાસ્ત્ર.

૭૧ કરકસર ... ... ૨૮૨
૭૨ ધંધાની પસંદગી ... ૨૮૩
૭૩ ગરીબાઈ ... ૨૮૩
૭૪ ઉડાઉપણું ... ૨૮૪
૭૫ સંપત્તિ ... ... ૨૮૪
૭૬ વખતનો સદુપયોગ... ૨૮૫

## ૮. જ્ઞાન-વિજ્ઞાન-કળા.

૭૭ જ્ઞાન-વિદ્યા ... ૨૮૬
૭૮ કુદરતનો હિસાબ ... ૨૮૭
૭૯ વાચન, મનન, ને લેખન ૨૮૭
૮૦ ગ્રંથસેવન ... ૨૮૮
૮૧ વર્તમાનપત્રો ... ૨૮૯
૮૨ કળા ... ... ૨૯૦
૮૩ સૌન્દર્ય ... ... ૨૯૧

## ૯. પ્રકીર્ણ.

૮૪ ભિક્ષાવૃત્તિ ... ૨૯૨
૮૫ ઋણ ... ... ૨૯૨
૮૬ મોજમજા ... ૨૯૨
૮૭ આળસ ... ... ૨૯૩
૮૮ અભિમાન ... ૨૯૪
૮૯ આપવડાઈ ... ૨૯૫
૯૦ ખુશામત ... ૨૯૫
૯૧ ક્રોધ ... ... ૨૯૫
૯૨ તૃષ્ણા-લોભ ... ૨૯૬
૯૩ નિંદા ... ... ૨૯૬
૯૪ અધમતા... ... ૨૯૭
૯૫ નિસ્પૃહા-બેદરકારી... ૨૯૮
૯૬ ઈર્ષા ... ... ૨૯૯
૯૭ જુલમ ... ... ૨૯૯

# વિભાગ ચોથો. લેખનશુદ્ધિ.

## પ્રકરણ ૧લું. વિચારદોષ.


૧ દોષના પ્રકાર ... ૩૦૧
૨ કેટલાંક દૃષ્ટાંતો... ૩૦૨


## પ્રકરણ ૨જું. વાક્યરચનાને લગતા દોષ.


૩ વાક્યરચના ... ૩૦૬
૪ વાક્યોમાં વિચારની એકતા ... ... ૩૦૬
૫ વાક્યોમાં ઇબારતની એક પ્રમાણુતા ... ૩૦૮
૬ મુખ્ય મુદ્દો સૂચવનારાં વાક્યોનું સ્થાન ... ૩૧૦
૭ અગત્યના શબ્દોનું વાક્યમાં સ્થાન ... ૩૧૧
૮ ક્લિષ્ટરચના ... ૩૧૨
૯ દૂરાન્વયદોષ ... ૩૧૩
૧૦ પ્રાક્રમભંગનો દોષ... ૩૧૫


## પ્રકરણ ૩જું. વ્યાકરણદોષ.


૧૧ જોડણીની અશુદ્ધિ. ૩૧૪
૧૨ વિરામચિહ્નના દોષ. ૩૧૫
૧૩ કાળનુ અજ્ઞાન ... ૩૧૫
૧૪ જાતિવચનનું અજ્ઞાન. ૩૧૬
૧૫ વિભક્તિને લગતા દોષ. ૩૧૭
૧૬ વિશેષણને લગતા દોષ. ૩૧૮
૧૭ અવ્યયોનો અઘટિત પ્રયોગ ... ... ૩૧૯
૧૮ પુનરુક્તિ દોષ ... ૩૨૦
૧૯ પરચુરણ દોષો ... ૩૨૦


## પ્રકરણ ૪થું. શબ્દપ્રયોગ.


૨૦ શબ્દોની પસંદગી. ૩૨૨
૨૧ સુંદર લાગતા શબ્દો વાપરવાનો મોહ ... ૩૨૨
૨૨ 'હું' અને 'તમે'નો ઉપયોગ ... ... ૩૨૩
૨૩ શબ્દો છુટા પાડવા. ૩૨૩
૨૪ પ્રાન્તિક શબ્દો ... ૩૨૫
૨૫ ગ્રામ્યશબ્દો ... ૩૨૫
૨૬ સંદિગ્ધ પદો ... ૩૨૫
૨૭ અપ્રસિદ્ધ પદો ... ૩૨૬
૨૮ વર્ણસંકર પદો ... ૩૨૬
૨૯ પરભાષાના શબ્દો. ૩૨૭

## પ્રકરણ ૫મું. શબ્દાર્થવિચાર.


૩૦ સામાન્ય ... ... ૩૨૭
૩૧ શબ્દાર્થ ... ... ૩૨૮
૩૨ શબ્દાર્થ વૈવિધ્ય ... ૩૨૯
૩૩ શબ્દાર્થ સંકોચ ... ૩૩૦
૩૪ શબ્દાર્થ વિસ્તાર... ૩૩૦
૩૫ શબ્દાર્થ ભ્રષ્ટતા ... ૩૩૦
૩૬ શબ્દાર્થમાં ઈતિહાસ. ૩૩૧
૩૭ પર્યાય શબ્દાર્થભેદ, ૩૩૨


## પ્રકરણ ૬ઠ્ઠું. જોડણી.


૩૮ જોડણી વિષે સામાન્ય. ... ... ૩૩૩
૩૯ જોડણીના સહજ ફેરફારથી થતો અર્થભેદ. ... ... ૩૩૪
૪૦ જોડણીના નિયમો– ૩૩૫
૪૧ સંસ્કૃત તત્સમ શબ્દો. ૩૪૨
૪૨ સંસ્કૃત તદ્ભવ શબ્દો. ૩૪૪
૪૩ દેશ્ય શબ્દો ... ... ૩૪૭
૪૪ અરબી શબ્દો ... ૩૪૭
૪૫ ફારસી શબ્દો ... ૩૪૯
૪૬ અંગ્રેજી શબ્દો. ... ૩૫૨
૪૭ તૂર્કી શબ્દો ... ૩૫૪
૪૮ પોર્ટુગીઝ, ડચ, અને ફ્રેન્ચ શબ્દો ... ૩૫૪
૪૯ મરાઠી અને હિન્દુસ્તાની ભાષાના શબ્દો ... ... ૩૫૪


## પ્રકરણ ૭મું. વિરામચિહ્ન.


૫૦ વિરામચિહ્ન વિષે સામાન્ય ... ૩૫૫
૫૧ પૂર્ણવિરામ ... ૩૫૫
૫૨ અલ્પવિરામ ... ૩૫૫
૫૩ અર્ધવિરામ ... ૩૫૬
૫૪ ગુરુવિરામ ... ૩૫૬
૫૫ ઉદ્દગાર ચિહ્ન ... ૩૫૬
૫૬ પ્રશ્નાર્થચિહ્ન ... ૩૫૭
૫૭ વિગ્રહરેખા (લઘુરેખા) ... ૩૫૭
૫૮ ગુરુરેખા ... ૩૫૭
૫૯ કૌંસ ... ૩૫૮
૬૦ અવતરણ ચિહ્ન ... ૩૫૮
મેટ્રીકની પરીક્ષામાં છેલ્લાં દશ વર્ષમાં પુછાયલા નિબંધો... ૩૫૯
આ પુસ્તક માટે વિદ્વાનોના કેટલાક અભિપ્રાય ... ૩૬૦

# નિબંધવિચાર-લેખન પ્રવેશ.



## વિભાગ ૧લો—નિબંધરચના.



### પ્રકરણ ૧લું.

---

### નિબંધ અને તેના પ્રકાર.

૧. **નિબંધઃ**—કોઈપણ વિષય ઉપરના વિચારોનું વ્યવસ્થિત લખાણ તે નિબંધ. પોતાના વિચારોને શબ્દદ્વારા અસરકારક રીતે પ્રદર્શિત કરવા એ એક કળા છે. નિબંધ એ વિચારોને શુદ્ધ, સાદી, અને સરળ ભાષામાં લખીને દર્શાવવાની ખરી કસોટી છે. આ કસોટીથી વિદ્યાર્થીઓનું ખરૂં માનસ અને ભાષા ઉપરનો કાબુ જણાઈ આવે છે. નિબંધ લખતાં પ્રથમ વિચાર કરવા જોઈએ, પછી એ વિચારો ઉપરથી અભિપ્રાયો બાંધવા જોઈએ, અને છેવટે એ વિચારો તેમજ અભિપ્રાયો શબ્દદ્વારા દર્શાવવાનો પ્રયત્ન કરવો જોઈએ.

જે વિષયનો નિબંધ લખવો હોય, તે વિષયમાં લખનારને રસ અને અનુભવ હોવો જોઈએ. વળી નિબંધને હકીકતોનો ભંડાર બનાવવા કરતાં તે હકીકતોને સંબંધપૂર્વક ગોઠવવી જોઈએ. આ કારણથી કોઈપણ વિષય ઉપર સંબંધપૂર્વક અને મુદ્દાસર લખાણ હોય તેનેજ નિબંધ કહી શકાય.

૨. **નિબંધના પ્રકારઃ**—નિબંધના ચાર પ્રકાર પડી શકેઃ—

**अ. કથનરૂપ, ब. વર્ણનરૂપ, क. નિરૂપણરૂપ,** અને **ड. વિવેચનરૂપ.**

દૃષ્ટાન્તો સાથે નિબંધના આ પ્રકારોનું વર્ગીકરણ નીચે પ્રમાણે થઈ શકે.

**૩. કથનરૂપઃ**—કોઈ બનાવ કે ઘટનાને કાળના ક્રમે કહી બતાવવો તે કથન છે. આ બનાવ કે ઘટના ઐતિહાસિક હોય, દંત-કથા હોય, બનેલી અગર કલ્પિત વાર્તા હોય, અથવા જાણીતા પુરુષનું જીવનચરિત્ર કે કલ્પિત આત્મકથા રૂપે પણ હોય. પત્રો, અરજીઓ હેવાલો, એ પણ એક પ્રકારનાં કથનજ છે.

**કથનરૂપ નિબંધોનું વર્ગીકરણ.**

૧. **ઐતિહાસિક બનાવો**—પાણીપતનું યુદ્ધ (૧૭૬૧), પારસીઓનો ગુજરાતમાં વસવાટ, હલ્દીઘાટની લડાઈ, મહારાણીનો ઢંઢેરો, ૧૮૫૭નો બળવો, પંચાસરનો ઘેરો, વગેરે.

૨. **પૌરાણિક કથાસાર**—રામાયણ કથાસાર, નળદમયંતીની કથા, શકુન્તલાની વાર્તા, યુધિષ્ઠિરની ક્ષમા, દ્વારકામાં સુદામા, દ્રૌપદી સ્વયંવર, વગેરે.

૩. **સામાન્ય બનાવો**—વાસ્કો-ડા-ગામાની સફર, ૧૯૨૭નો ગુજરાતનો જળપ્રલય, છપ્પનીઓ દુકાળ, એક બળતું ઘર, મારી સ્ટીમરની મુસાફરી, આબુની મુસાફરી, વગેરે.

૪. **વાર્તાઓ**—એક બ્રાહ્મણ ને ત્રણ ઠગ, ચાર મૂર્ખ પંડિતોની વાર્તા, સિંહ ને ઉંદર, એક કંજુસની વાર્તા, બુદ્ધિસાગર અને ચોરની વાર્તા, વગેરે.

૫. **જીવનચરિત્રો**—કવિ પ્રેમાનંદ, ભગવાન ગૌતમબુદ્ધ, લોર્ડ જિસસ્ ક્રાઈસ્ટ, સર આઈઝેક ન્યૂટન, અહલ્યાબાઈ, મીરાંબાઈ, સોક્રેટીસ, મહારાણા પ્રતાપ, શિવાજી, નેપોલીઅન બોનાપાર્ટ, વગેરે.

૬. **આત્મકથાઓ**—કુકડાની આત્મકથા, એક ખંડિત કિલ્લાની આત્મ-

કથા, રૂપીઆની આત્મકથા, એક જુના જોડાની આત્મકથા, કુતરાની આત્મકથા, ઘડિઆળની આત્મકથા, વગેરે.

૭. **પત્રો**—પરીક્ષામાં નાપાસ થએલા તમારા એક મિત્રને દિલાસો આપનારો પત્ર; અકસ્માતથી કોઈ રેલવે સ્ટેશને આપણે રોકાઈ ગયા છીએ, તે હકીકત જણાવનારો મોટાભાઈને પત્ર; પરદેશ જતા ભત્રીજાને સાવચેતી સૂચવનારો અને મુસાફરીમાં જરૂરની સલાહ આપનારો પત્ર; વગેરે.

૮. **અરજીઓ**—કોઈપણ ખાતામાં નોકરી મેળવવા માટે અરજી, ગામમાં નવી નિશાળ ઉઘાડવા માટે ગામલોકોની યોગ્ય અધિકારીને અરજી, ધાડપાડુના ત્રાસમાંથી રક્ષણ મેળવવા માટે યોગ્ય અમલદારને અરજી, વગેરે.

૯. **રિપોર્ટ (હેવાલ)**—તીડ પડવાથી ખેતીના પાક ઉપર થએલી અસર બાબત તલાટી તરીકે ઉપરી અમલદારને રિપોર્ટ, કાતરાનો નાશ કરવાના ઉપાય બાબત ડિસ્ટ્રીકટ એગ્રીકલ્ચરલ ઓવરસીયર તરીકે જાહેર પ્રજાને નિવેદન, કોઈપણ નિશાળના ઈનામના મેળાવડાનો હેવાલ (કોઈ દૈનિક પત્રના અધિપતિ ઉપર મોકલવાનો), વગેરે.

૪. **વર્ણનરૂપઃ**—કોઈ સ્થળ કે વસ્તુ સંબંધી તાદૃશ્ય ચિતાર આપવામાં આવે તે વર્ણન છે. પ્રાણીઓ, વનસ્પતિ, ખનિજો; શહેરો અગર બંદરો; બધી જાતનાં બાંધકામ; દેશ, બેટ, પર્વત, નદીઓ, વગેરે; કુદરતનાં દૃશ્યો; અને અમુક બનાવટ કે કારીગરીની વસ્તુઓ સંબંધી નિબંધો આ વર્ગમાં આવે.

**વર્ણનરૂપ નિબંધોનું વર્ગીકરણ.**

**(૧) પ્રાણી, વનસ્પતિ, ખનિજ, વગેરે.**

**क. પ્રાણી**—કીડી, મધમાખી, કુતરો, હાથી, સિંહ, રાજહંસ, શિઆળ, વહેલ, બિલાડી, ગાય, વગેરે.

**ख. વનસ્પતિ**—શેરડી, વડ, આંબો, ખજુરી, સાગ, નાળિએરી, કપાસનો છોડ, લાકડું ને હાથીદાંત, વગેરે.

**ग. ખનિજ**—મીઠું; ગંધક; લોઢું ને પોલાદ; ફટકડી; સીસું, કલાઈ ને જસત; એલ્યુમીનીઅમ; રેડીઅમ; સોનું; પેટ્રોલીઅમ; વગેરે.

(૨) **શહેર, બંદર, બાંધકામ, વગેરે.**

**ક. શહેર**—લંડન, પેરીસ, મુંબઈ, જુનું પાટણ, બનારસ, આગ્રા, વગેરે.

**બંદર**—કરાંચી, સિંગાપુર, એડન, વેનીસ, વગેરે.

ગ. **બાંધકામ**—અમૃતસરનું સુવર્ણમંદિર, મીસરની પીરામીડ, પનામાની નહેર, આગ્રાનો તાજમહાલ, સક્કર બેરેજ, દેલવાડાનાં દહેરાં, કાર્લીની ગુફાઓ, ચીનની ભીંત, રાજાબાઈ ટાવર, વગેરે.

(૩) **દેશ, બેટ, નદી વગેરે**—કાશ્મીર, બ્રિટિશ ટાપુઓ, ગંગા નદી, માનસરોવર, ખૈબરઘાટ, પામીરનો ઉચ્ચપ્રદેશ, નાઈગ્રાનો ધોધ, એવરેસ્ટનું શિખર, વગેરે.

(૪) **કુદરતનાં દશ્યો**—ચાંદની, પ્રાતઃકાળ, વર્ષાઋતુ, ચોમાસામાં વન-વર્ણન, મૃગજળનો દેખાવ, જંગલમાં રાત્રિનો દેખાવ, સૂર્યાસ્ત, વગેરે.

(૫) **બનાવટ કે કારીગરીની વસ્તુઓ**—ઘડિઆળ, ચા, અફીણ, કાગળ, સાબુ, ચામડું, ખાંડ, માટીનાં વાસણો, વગેરે.

૫. **નિરૂપણરૂપ**:—કોઈ વિષયનું વધારે સ્પષ્ટીકરણ કરી તેને લગતી સંપૂર્ણ સમજુતી આપવી તે નિરૂપણ છે. બધી જાતની સંસ્થાઓ અને મંડળો; વેપાર–ઉદ્યોગ ને હુન્નરકળાઓ; વિજ્ઞાન, તેમજ સાહિત્ય-ને લગતા વિષયો સંબંધી નિબંધો નિરૂપણરૂપ નિબંધોમાં આવે.

**નિરૂપણરૂપ નિબંધોનું વર્ગીકરણ.**

(૧) **સંસ્થાઓ અને મંડળો**—રવીન્દ્રનાથ ટાગોરનું શાંતિનિકેતન, કાંગડી ગુરુકુલ, અમદાવાદની બહેરાં મુગાંની શાળા, હિન્દુસ્તાનનું રાજ્યતંત્ર, મ્યુનિસિપાલિટિ, થાપણ મૂકવાની પેઢી, વીમા કંપનિ, વગેરે.

(૨) **વેપાર–ઉદ્યોગ અને હુન્નરકળા**—છાપવાની કળા, કાગળની બનાવટ, રેશમનો વણાટ, ઢોર ઉછેરનો ધંધો, મીનાની કારીગરી, ખાણનો ઉદ્યોગ, અર્વાચીન વિજ્ઞાનવિકાસ, ચમત્કારી શોધો, અર્વાચીન વિદ્યાના ચમત્કાર વગેરે.

(૩) **રમત–ગમત, ઉત્સવો, અને પ્રવાસો**—દિવાળી, દશેરા, ઈનામનો મેળાવડો, જ્યુબિલી મહોત્સવ, દિલ્હી દરબાર, ક્રિકેટની રમત, મરદાની રમતો, શેતરંજ, ચકભિલ્લુ, આનંદપર્યટન, વગેરે.

(૪) **વિજ્ઞાનને લગતા**—ગ્રામોફોન, હોકાયંત્ર, ગરમીમાપક યંત્ર, વાયુભારમાપક યંત્ર, ગુરુત્વાકર્ષણ, સૂક્ષ્મદર્શક યંત્ર, બોલપટ, રેડીઓ, ટેલીફોન, વાયરલેસ ટેલીગ્રાફ, ટેલીવીઝન, વગેરે.

(૫) **સાહિત્યવિષયક**—વર્તમાનપત્ર, વીરરસ કાવ્યો, આપણી ભાષા, ગુજરાતી સાહિત્ય, સાહિત્ય સેવા, કાળિદાસ અને તેનાં કાવ્યો, લોકગીતો, નવલકથાનું સ્વરૂપ, હિન્દુધર્મગ્રંથો વગેરે.

૬. **વિવેચનરૂપ**:—કોઇપણ વિષય કે બાબત ઉપર તેના સારાસાર કે લાભાલાભ સંબંધી, વિવેચક દૃષ્ટિથી અને દાખલા દલીલોપૂર્વક પોતાના વિચારો ને અભિપ્રાયો દર્શાવ્યા હોય તે વિવેચન છે. ટેવ, ગુણ, લક્ષણ અને સ્વભાવ; લાગણી; શક્તિ; તેમજ સામાજિક વ્યાવહારિક, રાજકીય અને ધાર્મિક વિષયોનો સમાવેશ આ વર્ગમાં થાય છે.

**વિવેચનરૂપ નિબંધોનું વર્ગીકરણ.**

(૧) **ટેવ, ગુણ, લક્ષણ, અને સ્વભાવને લગતા**—વહેલા ઉઠવાની ટેવ, માદક દ્રવ્યોનું સેવન, નિયમિતતા, મોજમઝા, વાતો કરવાની ટેવ, મજાક કરવાની ટેવ, હિંમત, ક્ષમા, નમ્રતા, સાહસ, સ્વચ્છતા, સંયમ, સદ્‌વર્તન, સ્વાશ્રય, પરોપકાર, કરકસર, ઉદ્યોગ, સાચવટ, ખંત, ઉત્સાહ, આગ્રહ, ચાહવું અને સહેવું, મીલનસાર સ્વભાવ, હસમુખાપણું, ઉદ્ધતપણું, વગેરે.

(૨) **લાગણીઓને લગતા**—ભૂખ, વેદના, બીક, ગુસ્સો, આશ્ચર્ય, શોક, દુ:ખ, ચિંતા, પ્રેમ, સ્પર્ધા, દયા, વગેરે.

(૩) **શક્તિઓને લગતા**—અંગબળ, આત્મબળ, કલ્પનાશક્તિ, નૈતિકબળ, જ્ઞાન, શૌર્ય, તુલનાશક્તિ, સ્મરણશક્તિ, પ્રભાવ, વ્યવહારકુશળતા, વ્યવસ્થાશક્તિ, વિચારબળ, વગેરે.

(૪) **સામાજિક અને રાજકીય વિષયોને લગતા**—રૂઢિબળ, નાતવરા, બાળલગ્ન, સમાજસેવા, કન્યાવિક્રય, અસ્પૃશ્યતા, ગુલામી, લશ્કરીતાલીમ, સીધા ને આડકતરા કર, ચુંટણીનું ધોરણ, યંત્રવાદ, વગેરે.

(૫) **કેળવણી ને શિક્ષણના વિષયોને લગતા**—ઔદ્યોગિક કેળવણી, ગૃહકેળવણીના ફાયદા, હળવા સાહિત્યના લાભાલાભ, માતૃભાષાદ્વારા શિક્ષણ, મોંટેસરી શિક્ષણ પદ્ધતિ, બોય-સ્કાઉટ (બાલવીર) મંડળ અને તેનું શિક્ષણ, વગેરે.

(૬) **ધાર્મિક, નૈતિક, અને સાંસારિક વિષયોને લગતા**—ધર્મની અગત્ય, પ્રભુભક્તિ, પ્રાર્થનાનું બળ, ગુરુભક્તિ, લોકસેવા, માબાપની સેવા, ગૃહજીવન, ગૃહસ્થાશ્રમ, ગરીબાઈ, નીતિ, પ્રમાણિકતા, વફાદારી, સ્વામિભક્તિ, વગેરે.

(૭) **સંવાદો**—મોજશોખ ને સાદાઈ, વિદ્યા અને લક્ષ્મી, સહશિક્ષણ, સંયુક્ત ને વિભક્ત કુટુંબ, ગ્રામ્ય અને શહેરીજીવન, વગેરે.

(૮) **કહેવતો અને સૂત્રો**—ખોદે તે પડે અને કરે તેવું ભોગવે, પહેલું સુખ તે જાતે નર્યા, એક કસર બરાબર સો સફર, ક્ષમા એ વીરનું ભૂષણ છે, અતિ પરિચય એ અવજ્ઞા ઉત્પન્ન કરે છે, "કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે," વગેરે.

૭. **નિબંધના પ્રકારો વિષે વિચાર**—ઘણી વખત એકનો એક નિબંધ કથન, વર્ણન, નિરૂપણ, કે વિવેચન રૂપે પૃથક્ પૃથક્ પણ લખી શકાય અને મિશ્રરૂપે પણ લખી શકાય. પરંતુ એ કયા દૃષ્ટિબિંદુથી લખવામાં આવ્યો છે, તે ઉપરથી તે કયા વર્ગનો નિબંધ છે તે નક્કી કરી શકાય છે. નિબંધની યોગ્ય રૂપરેખા નક્કી કરવાને નિબંધના પ્રકાર વિચારવાની જરૂર રહે છે. સારો લેખક પોતાના વિચારોને પોતાની યોજી કાઢેલી પદ્ધતિ પ્રમાણે ગોઠવી શકે છે. પરંતુ નિબંધના વિષયની શરૂઆત કરનારને આ પ્રકારો અને તેની વિગતો જાણવી જરૂરની છે. તે વિગતો સંબંધી સવિસ્તર વિવેચન હવે પછી કરવામાં આવશે.

---

## પ્રકરણ ૨ જું.

---

## વિષય અને રૂપરેખા.

૮. **સામાન્યજ્ઞાન ભંડોળ**—કોઈ પણ વિષય ઉપરના નિબંધની રચના કરવામાં સામાન્ય જ્ઞાન ભંડોળ બહુજ ઉપયોગી થઈ પડે છે. તેટલા માટે ઐતિહાસિક અને ભૌગોલિક, સામાજિક

અને રાજકીય, વિજ્ઞાન અને સાહિત્યવિષયક, સામાન્યજ્ઞાનનાં ઘણાં પુસ્તકો વિદ્યાર્થીઓએ વાંચવાં જોઇએ. વળી ચાલુ જમાનામાં બનતા બનાવોની હકીકત માસિકો અને વર્તમાનપત્રોમાંથી જાણી લેવાનો મહાવરો રાખવો જોઇએ, કુદરતનાં દશ્યો બારિકાઇથી નિહાળવાં જોઈએ, ભિન્નભિન્ન સ્થળે માનવજીવન કેવા પ્રકારનું હોય છે તે તપાસવું જોઇએ, અને પ્રાણી તથા વનસ્પતિના ગુણો, લાગણીઓ, કાર્યો, ધંધાઓ, વગેરેનું બરાબર નિરીક્ષણ કરવું જોઇએ. આ બધા વિષયોના જ્ઞાનથી ગમે તે વિષય ઉપર નિબંધ લખવા માટે જોઇતાં સાધન મળી આવશે, અને સારો નિબંધ લખી શકાશે.

**૯. વિષયની પસંદગી**—સામાન્ય રીતે પરીક્ષામાં નિબંધ લખવા માટે ઘણા વિષયો આપેલા હોય છે. તેમાંથી ગમે તે એક વિષયની પસંદગી કરવાની હોય છે. આવે વખતે પ્રથમ બધા વિષયો બરાબર વાંચી જવા, અને પછી તેમાંથી જેમ બને તેમ જલદીથી અનુકૂળ આવે તેવો એક વિષય પસંદ કરી લેવો. વિષય પસંદ કરવામાં ઘણો કાળ ગુમાવવો નહિ, અને પુરતો વિચાર કર્યા સિવાય વિષય પસંદ કરવો નહિ. વિષય પસંદ કર્યા પછી તેનેજ વળગી રહેવું. જે વિષય સંબંધી તમે થોડું જાણતા હો અગર બીલકુલ જાણતા ન હો તેવા વિષય ઉપર લખવા બેસવું નકામું છે. જો એકજ વિષય આપવામાં આવ્યો હોય તો પછી પસંદગી કરવાનું રહેતુંજ નથી.

**૧૦. વિષયનું નિરૂપણ**—વિષય પસંદ કર્યા પછી તેનો અર્થ સમજવો, તેનું નિરૂપણ કેવી રીતે કરવું તેની યોજના ઘડવી, અગર કોઈ પદ્ધતિ શોધી કાઢવી, એ ખાસ જરૂરની વસ્તુ છે. આ સાધારણ રીતે સહેલું કામ છે, પરંતુ કેટલીક વખત વિષય સંદિગ્ધ હોવાને લીધે તેનો અર્થ સમજવો મુશ્કેલ થઇ પડે છે. જેમકે—**અનાથાશ્રમ.** આ વિષય ઉપર જુદી જુદી ઘણી રીતે લખી શકાય. કોઈ પણ અનાથાશ્રમનો શરૂઆતમાં સ્થપાયાથી આજસુધીનો ઇતિહાસ આપીને કથનરૂપે લખી શકાય, વળી અનાથાશ્રમની ચાલુ સ્થિતિ એટલે મકાનો,

તેમાં રહેતાં અનાથ સ્ત્રીપુરુષો, વ્યવસ્થા, આમદાની, ખર્ચ, વગેરે જણાવીને વર્ણનરૂપે પણ લખી શકાય. વળી એક સારી સંસ્થા તરીકેનું ઓળખાણ આપી નિરૂપણરૂપે પણ લખી શકાય. વળી અનાથાશ્રમની જરૂરિઆત, ફાયદા, ગેરફાયદા, વગેરે બતાવી એવી સંસ્થા ઉપર ટીકા કે અભિપ્રાય આપીને વિવેચક દૃષ્ટિએ પણ લખી શકાય. આ બધી રીતે નિબંધ લખવા જતાં તે ઘણો લાંબો થઈ જાય માટે એવો નિબંધ પસંદ કરવોજ નહિ, અને લખવો જ પડે તેમ હોય તો ટુંકાણમાં કથન, વર્ણન, નિરૂપણ, અને વિવેચન દૃષ્ટિનું મિશ્રણ કરી લખવો.

**૧૧. નિબંધના વિષયનો અર્થ**—કેટલીક વખત વિષય એવા સંદિગ્ધ હોય છે કે જેથી ઉમેદવારને તેનો અર્થ સમજવામાં ઘણી કાળજી અને વિચાર શક્તિની જરૂર પડે છે. બુદ્ધિ અને અનુભવ હોય તોજ તેનો નિર્ણય તે કરી શકે. ધારો કે '**ધર્મ**' એ વિષય ઉપર નિબંધ લખવાનો હોય તો પરીક્ષક '**સામાન્ય ફરજ**' વિષે કે '**પરમાત્મા પ્રત્યેની ફરજ**' વિષે હકીકત માગે છે તે નક્કી કરવાની પ્રથમ જરૂર પડે છે. પહેલામાં એટલે સામાન્ય ફરજમાં બીજી બાબતનો સમાવેશ થઈજ જાય છે. '**યાત્રા**' એ વિષય ઉપર નિબંધ લખવાનો હોય તો યાત્રાનો અર્થ '**પર્યટન-મુસાફરી**' અને '**તીર્થયાત્રા**' એ બન્ને લઈ શકાય. પરીક્ષાને માટે પર્યટનરૂપે લેવો એ ઠીક થઈ પડશે.

**૧૨. અપ્રસ્તુત બાબત**—વિષયની પસંદગી કર્યા પછી તે વિષયનેજ બરાબર વળગી રહેવું. જે બાબતને નિબંધન વિષય સાથે સંબંધ ન હોય તેની ચર્ચામાં ઉતરવું નહિ. દાખલા તરીકે **આગગાડીની મુસાફરી** વિષે લખવાનું હોય તો ઘેરથી સ્ટેશને કેવી રીતે ગયા વગેરે બાબતો લખવામાં વખત ગાળવો નહિ. તેમજ **આબુની મુસાફરી** વિષે લખવાનું હોય, ત્યારે આગગાડીમાં કેવી રીતે મુસાફરી કરીને ગયા તે વિસ્તારથી લખી જણાવવું નહિ. વળી **માદક દ્રવ્યોનું સેવન** એ વિષય ઉપર લખવાનું હોય, ત્યારે માદક દ્રવ્યોની ઉત્પત્તિ

કેવી રીતે થાય છે, તેનું સેવન કેટલા પ્રકારે અને કેવી રીતે થાય છે એ બાબત ઉપર વધારે લખવાનું ન હોય. ફક્ત તેનાથી થતાં નુકસાન અને તે નુકસાન કેવી રીતે થાય તેજ વર્ણવવાનાં હોય. લાંબા નિબંધોમાં વિવિધતાની ખાતર કેટલીક વખત તેવી બાબતો લઈ શકાય. પણ પરીક્ષાને માટે માગેલા ટુંકા નિબંધોમાં એને સ્થાન હોઈ શકે નહિ. ઉમેદવારોએ આ દોષ દૂર કરવા ખાસ પ્રયત્ન કરવો જોઈએ. વળી ઘણાઓને પોતાના વિષયમાંથી તેને લગતા બીજા વિષય ઉપર ઉતરી પડવાની ટેવ હોય છે આથી નિબંધનું સ્વરૂપ બગડે છે.

**૧૦. નિબંધની રૂપરેષા**—આડા વિષય ઉપર ઉતરી ન જવાય તેટલા માટે વિષયની રૂપરેષા નક્કી કરી નાખવી જરૂરની છે. કેટલીક વખત પરીક્ષામાં રૂપરેષા આપેલી હોય છે, અને તેના ઉપર વિસ્તારપૂર્વક નિબંધ લખવાનો હોય છે. એવું હોય ત્યારે રૂપરેષાને સંભાળપૂર્વક વળગી રહેવું અને આડા અવળા વિષય ઉપર ઉતરી જવું નહિ; પરંતુ એક પછી એક મુદ્દાઓ લઈ તે ઉપર લખવું. રૂપરેષા નક્કી કર્યાં સિવાય કોઈ દિવસ નિબંધ લખવા માંડવો નહિ. સારા લેખકો કોઈપણ વિષય ઉપર લખતા પહેલાં પ્રથમ પોતાના વિચારો ગોઠવે છે, અને ત્યારપછીજ તેને કાગળ ઉપર મૂકે છે. પ્રથમ તમને જે વિચારો આવે તે ઉપરજ જો તમે લખવા માંડો, અને ત્યારપછી શું લખવું તેનો તમને વિચારજ ન હોય, તો ગુંચવાડો થઈ જશે, અને તેને તમારે ફરીથી ગોઠવવાની જરૂર પડશે. આથી તમારી મહેનત ને વખત નકામાં જશે. રૂપરેષા નક્કી કરશો તો જ સારી રીતે તમારા વિચારો ગોઠવી શકાશે અને સંબંધપૂર્વક લખાણ લખી શકાશે.

**૧૪. રૂપરેષાથી પુનરુક્તિ અટકે છે**—રૂપરેષાનો બીજો ફાયદો એ છે કે તેનાથી કહેવાઈ ગએલી બાબત ફરી આવતી નથી, એટલે લખાણમાં પુનરુક્તિ દોષ થવા પામતો નથી. મુદ્દાઓ તારવી કાઢયા પછી દરેક મુદ્દા ઉપર શું અને કેટલું લખવું તે નક્કી કરવામાં

આવે તો પુનરુક્તિ દોષ થતો નથી. પુનરુક્તિ દોષને લીધે નિબંધની કિંમત ઘટે છે, એટલુંજ નહિ પણ નિર્ણીત કરેલો અમૂલ્ય વખત નકામો જાય છે. રૂપરેખા નક્કી કર્યા વગર નિબંધ લખનાર પુનરુક્તિ દોષથી મુક્ત રહેતો જ નથી. તેણે એ દોષ કર્યો છે તેની એને ખાતરી પણ થતી નથી. જ્યારે ફરીથી તે લખાણ વાંચી જાય છે ત્યારે જ તેને તેની ખબર પડે છે. તે વખતે નકામું લખાણ તેને કાઢી નાખવાનો વખત પણ હોતો નથી. વળી આ લખાણ પહેલું છે તે પછીથી હોત, અને પછીનું લખાણ આગળ હોત તો ઠીક થઈ પડત, એવો પશ્ચાત્તાપ પણ રૂપરેખા નક્કી કરનારને કરવો પડતો નથી.

**૧૫. વિષયનો અભ્યાસઃ**—રૂપરેખા નક્કી કરતા પહેલાં વિષય ઉપર સંભાળપૂર્વક વિચાર કરવામાં થોડોક વખત ગાળવો જરૂરનો છે. ત્યાર બાદ એક પછી એક કયા ક્રમે વિચાર ગોઠવવા તેનો નિર્ણય કરવો. વિચારો જેમ આવે તેમ પ્રથમ લખી લેવા, નહિ તો તે કદાચ મગજમાંથી ખસી જાય, અને કદાચ ફરીથી યાદ પણ ન આવે. ધારો કે **કોઈ પ્રાણી** ઉપર નિબંધ લખવાનો હોય તો નીચે પ્રમાણે પ્રશ્નો પૂછી શકાયઃ—

**(૧) તે પ્રાણીનું રૂપ કેવું છે?**
**(૨) મળતા રૂપના પ્રાણીથી તે કઈ રીતે જુદું પડે છે?**
**(૩) તે પ્રાણીને કેવી રીતે કેળવી શકાય છે?**
**(૪) તે પ્રાણીનો શો ઉપયોગ છે?**
**(૫) એનાથી જગતને શા લાભ છે?**
**(૬) તે પ્રાણીની જુદી જુદી કઈ કઈ જાતો છે, અને તેમાં ખાસ શો ભેદ છે?**
**(૭) કયા કયા દેશોમાં તે માલમ પડે છે?**

આવા આવા પ્રશ્નો પૂછી મુદ્દાઓ તારવી શકાય અને એ મુદ્દાઓની સામે જે જે હકીકતો યાદ આવે તે નોંધી શકાય. આવા છુટા છવાયા વિચારો રૂપરેખા તૈયાર કરવામાં મદદરૂપ થઈ પડશે.

ખાસ ધ્યાનમાં રાખવું કે ટુંકો નિબંધ લખવા માટે ઘણું સાધન ભેગું કરવું નહિ, પણ વિષયનું સ્પષ્ટ નિરૂપણ કરવા માટે જરૂર જેટલીજ હકીકતો ભેગી કરવી.

**૧૬. રૂપરેખાને લગતા નિયમો:—**

**૧. તમને જે મુખ્ય વિચારો સૂઝી આવે તે પહેલા લખી લેવા અને તેને એક, બે, ત્રણ એમ નંબર આપવા.**

**૨. પછી દરેક મુખ્ય વિચાર લેવો અને તેને લગતા વિચારો તેની જોડે લખી લેવા, અને તેને अ, ब, क, એમ નામ આપવાં.**

**૩. પછી તે મુદ્દાને ગોઠવવા, અને તેને લગતા વિચારો પણ સ્વાભાવિક ક્રમે ગોઠવવા.**

**૪. મુખ્ય મુદ્દાની સાથે સંબંધ રાખતા જે વિચારો હોય તેમનો સંબંધ મુખ્ય મુદ્દાની સાથે હોવોજ જોઈએ.**

**૫. દરેક મુદ્દા જેમ બને તેમ ટુંકામાં લખવા પ્રયત્ન કરવો.**

**૧૭. દૃષ્ટાન્તઃ—દુર્વ્યસન** વિષે નિબંધ લખવાનો હોય તો પ્રથમ દુર્વ્યસન એટલે શું, અને દુર્વ્યસન કોને કહેવાય તે વિચારવું; એટલે પહેલો મુદ્દો દુર્વ્યસનનો અર્થ. આમાં દારૂ, તમાકુ, ગાંજો, અફીણ, વગેરે માદક દ્રવ્યોનું સેવન કેવી રીતે થાય છે તે આવે. આ બધાનો મુખ્ય મુદ્દામાં સમાવેશ થઈ શકે.

ત્યારપછી એ વિષય ઉપર ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરવો. પહેલાંના વખતમાં અને હાલના જમાનામાં દુર્વ્યસનનાં જુદાં જુદાં સ્વરૂપો કેવી રીતે ફેલાવો પામ્યાં છે તેનો વિચાર કરવો. પછી દારૂ વગેરેથી થતી હાનિઓનાં દૃષ્ટાન્તો ટાંકવાં. આવી રીતે બીજા મુદ્દામાં એ ભાગ પડશે.

ત્રીજો મુદ્દો દુર્વ્યસનથી થતી હાનિ વિષે આવે. એમાં (૧) પૈસાનું પાણી થાય છે, (૨) સ્વાર્થનો દુર્ગુણ આવે છે, (૩) શરીર ને મન નબળાં પડે છે, અને (૪) દેશ દુર્બળ બની છેવટે નાશ પામે છે, આ બધાનો સમાવેશ થાય.

છેલ્લો મુદ્દો દુર્વ્યસનને નાબુદ કરવાના ઉપાયો વિષે આવશે. તેમાં (૧) રાજ્ય તરફથી કાયદા વગેરેની વ્યવસ્થા, (૨) સુધરેલા સમાજની અસર, (૩) નીતિશિક્ષણથી ચારિત્ર્યની ખીલવટ અને સંયમનો ગુણ, આ બધાનો સમાવેશ થશે.

આ ઉપરથી દુર્વ્યસનના નિબંધનાં નીચે પ્રમાણે પેટાં પડશે:—

## વિષય—દુર્વ્યસન.

**મુદ્દા:—**

**(૧) દુર્વ્યસનનો અર્થ અને તેની સમજુતી.**

**अ.** દારૂ—લહેજતદાર પીણા તરીકે.
**ब.** અફીણ—ખાવામાં તથા પીવામાં.
**क.** તમાકુ—ખાવામાં, પીવામાં, અને સુંઘવામાં.
**ड.** ગાંજો—ચલમમાં ભરી દમ લેવામાં.
**इ.** ભાંગ—પાણીમાં રગડીને લહેજતદાર પીણા તરીકે.
**फ.** તાડી—પીવામાં.

**(૨) દુર્વ્યસનનો ફેલાવો.**

**अ.** પ્રાચીનકાળમાં–યાદવાસ્થળી.
**ब.** અર્વાચીનકાળમાં—કઈ કઈ પ્રજાઓમાં ને કયે કયે સ્થળે?

**(૩) દુર્વ્યસનની અસર.**

**अ.** પૈસાની હાનિ.
**ब.** સ્વાર્થની વૃદ્ધિ.
**क.** તનમનની ખરાબી.
**ड.** દેશની નિર્બળતા ને તેનો નાશ.

**(૪) અટકાવવાના ઉપાયો.**

**अ.** રાજ્યના કાયદા: ઉત્પત્તિ ઉપર અંકુશ.
**ब.** સમાજના અભિપ્રાયોની અસર.
**क.** શરીર અને મનનો સંયમ.



# પ્રકરણ ૩ જું.

## કથનરૂપ નિબંધ.

**૧૮. કથન** :—કથનરૂપ નિબંધનો મુખ્ય ઉદ્દેશ એ છે કે વાચક સમક્ષ ભૂતકાળમાં બનેલા અગર ઉપજાવી કાઢેલા બનાવોનો ચિતાર ખડો કરવો, જરૂર પડે તો તેનાં કારણો આપવાં, અને તેનો એક બીજા સાથેનો સંબંધ બતાવવો. જે કાળમાં અને જે પરિસ્થિતિમાં ઘટના બની હોય તે વાતાવરણમાં વાંચનારને મૂકી દઈ તાદૃશ્ય ચિતાર રજુ કરી દેવાય ત્યારેજ કથન યથાર્થ થયું ગણાય. આ કારણથી કથનરૂપ નિબંધમાં નીચેની બાબતો ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ.

**૧. કથનની તમામ બાબતો કાળના ક્રમે હોવી જોઈએ.**
**૨. નજીવી હકીકતો ભેગી ન કરતાં મુખ્ય હકીકતોજ જોઈએ.**
**૩. લખનારે તે કાળના વાતાવરણમાં બેસીને કથાની યોજના ઘડવી જોઈએ.**
**૪. પાત્રોનું આલેખન કરતાં પાત્રમય બની જવું જોઈએ.**
**૫. બનાવનાં કારણો, અને તેની અસર દર્શાવવી જોઈએ.**

આ પ્રમાણે કથનરૂપ નિબંધો સંબંધી સામાન્ય બાબતો જાણ્યા પછી હવે કથનના પ્રકારો વિષે વિચાર કરીએ.

**૧૯. ઐતિહાસિક બનાવો** :—ભૂતકાળમાં બનેલા સાચા બનાવો તે ઐતિહાસિક બનાવો કહેવાય. જેવા કે—હલદીઘાટની લડાઈ, મહારાણીશ્રીનો ઢંઢેરો, ભામાશાની દેશભક્તિ, પારસીઓનો ગુજરાતમાં વસવાટ, પાણીપતનું છેલ્લું યુદ્ધ, વગેરે.

આ બનાવોનું વર્ણન કરતાં કાળ અને સ્થળ પ્રથમ આપવાં; પછી તેનાં પાત્રો વિષે કહેવું; અને પછી તે બનાવો બનતા પહેલાંના સંજોગો જણાવવા. આ તમામ ખ્યાલ પહેલા પરિચ્છેદમાં આપવો. બીજા પરિચ્છેદમાં બનાવ કયા સંજોગોમાં બન્યો તે બતાવવું. આ બતાવતાં બનાવનો તાદૃશ્ય ચિતાર ખડો કરવા માટે જરૂરની એક

પણ હકીકત પડતી મૂકવી નહિ. પરંતુ એમ કરતાં વાચકને કંટાળો આવે નહિ, એ ખાસ ધ્યાનમાં રાખવું. ત્રીજા પરિચ્છેદમાં એ બનાવનું પરિણામ બતાવવું જોઇએ. પરિણામ ન બતાવાય, તો રસનો ભંગ થાય. છેવટે તેના ઉપર જે વિચારો આવતા હોય અગર તમારા અભિપ્રાયો બંધાયા હોય તે ચોથા પરિચ્છેદમાં લખી બતાવવા.

આ પ્રમાણે ઐતિહાસિક બનાવમાં નીચે પ્રમાણેના મુદ્દાનો સમાવેશ થાય છેઃ—

**'ઐતિહાસિક બનાવ'ની સામાન્ય રૂપરેષા.**

**૧. શરૂઆત; કાળ અને સ્થળ; પાત્રો; પરિસ્થિતિ.**

**૨. સંજોગો અને બનાવો.**

**૩. પરિણામ.**

**૪. ઉપસંહાર.**

હવે આ નિયમો કઈ રીતે લાગુ પાડવા તેને માટે એક દૃષ્ટાન્ત લઈએ.

**વિષય–ભામાશાની દેશભક્તિ.**

**૧. વસ્તુસ્થિતિ.**

अ. હલદીઘાટના યુદ્ધમાં રાણા પ્રતાપની હાર, ઇ. સ. ૧૫૭૬.

ब. પ્રતાપનું જંગલમાં નાસી જવું અને દુઃખી થવું.

क. મેવાડનું પતન

**૨. સંજોગો ને બનાવો.**

अ. પ્રતાપનું ભયથી સંતાતા ફરવું, નાણાંની મુશ્કેલી, નિરાધાર સ્થિતિ હોવા છતાં ન નમવાનો ટેક.

ब. ભામાશાની દેશદાઝ, મેવાડના બચાવ અર્થે સર્વસ્વઅર્પણ.

**૩. પરિણામ.**

अ. મેવાડ પાછું લઈ લેવું.

ब. રજપુત રાજ્યની ફરી સ્થાપના.

**૪. ઉપસંહાર.**

अ. દેશદાઝની કિંમત.

ब. પોતાના દેશ પ્રત્યેની વફાદારીનું ઉમદા દૃષ્ટાન્ત.

સૂચનાઃ—ઉપર આપેલી રૂપરેષા સામાન્ય ગણવી, કારણ કે તે બધેજ ઠેકાણે લાગુ પડી શકે નહિ. તેનું કારણ એ છે કે બનાવો જુદા જુદા હોય છે અને તેના સંજોગો પણ જુદા જુદા હોય છે; પરંતુ જો એ બનાવોની હકીકતોથી આપણે જાણીતા હોઈશું, તો ઉપરની રચના જાણી લેવાથી તેની અનુકૂળ રૂપરેષા સહજમાં યોજી શકાશે.

**૨૦. પૌરાણિક કથાસાર**—ભૂતકાળમાં જે કવિઓ—લેખકો થઈ ગયા હોય, અને તેમણે સાહિત્યની દૃષ્ટિએ જે નાટકો, આખ્યાનો, નવલકથાઓ, વગેરે રચ્યાં હોય, તેમજ દંતકથારૂપે ચાલુ જમાનામાં જે કથાઓ પ્રચલિત હોય, તેમાંનો કથાભાગ લખી બતાવવો તે કથાસાર છે; જેમકે—વિક્રમોર્વશીયનાટક કથાસાર, નળાખ્યાન કથાસાર, સુદામાચરિત્ર કથાસાર, હરિશ્ચન્દ્રની કથા, ધ્રુવજીની કથા, વગેરે.

**કથાસાર લખવામાં સામાન્ય સૂચના.**

**૧. મૂળ કથનની વસ્તુ જળવાઈ રહેવી જોઇએ.**
**૨. બનતા સુધી મૂળ કથનનો કાળક્રમ સચવાવો જોઇએ.**
**૩. ઓછી અગત્યની બાબતો બાતલ કરી ખાસ બાબતોજ લેવી જોઈએ, પરંતુ આમ કરતાં બનાવોની સાંકળ તૂટી ન જાય એ ખાસ જોવું.**
**૪. જેમ બને તેમ રસિકતાથી કથાનાં પાત્રોની મનોવૃત્તિ આલેખવાનો પ્રયત્ન કરવો.**
**૫. શરૂઆત સારી કરવી અને છેવટે પરિણામ સુંદર રીતે બતાવવું.**

હવે સામાન્ય રીતે કોઇપણ કથાનો સાર લખવામાં નીચે પ્રમાણેના મુદ્દાનો સમાવેશ થાય છેઃ—

**કોઇપણ કથાસારની સામાન્ય રૂપરેષા.**

**૧. કથામાં આવતાં પાત્રોનું ક્રમસર ઓળખાણ – જન્મ, માતાપિતા, આજુબાજુના સંજોગો, વગેરે.**
**૨. પાત્રોનો એક બીજા સાથે સંબંધ; અને એક પછી એક આવતા પ્રસંગો, અગર આવતાં વિઘ્નોના નિવારણ અર્થે આદરેલા પ્રયત્નોની પરંપરા.**

૩. **પરિણામ.**
૪. **ઉપસંહાર.**

હવે આ નિયમો કઈ રીતે લાગુ પાડવા તે દૃષ્ટાંત લઈ વિચારીએ.

**વિષય–સુદામાચરિત્ર કથાસાર.**

૧. **પ્રારંભિક ઓળખાણ.**
- **अ**. એક બ્રાહ્મણ કુળમાં સુદામાનો જન્મ.
- **ब**. સાંદીપનિ ઋષિને ત્યાં અભ્યાસ, કૃષ્ણ ને બળરામ સાથે મિત્રતા.
- **क**. ઉત્તમ પ્રકારનો અભ્યાસ, ચણા ખાઈ જતાં શ્રીકૃષ્ણનો શાપ, છુટા પડવું.

૨. **બનાવો.**
- **अ**. લગ્ન અને ગૃહસ્થાશ્રમ, સંતાનની વૃદ્ધિ.
- **ब**. દુઃખદારિદ્રયથી ભરેલી અવસ્થા, ખાવા પીવાના પણ સાંસા.
- **क**. સ્ત્રીના કહેવાથી દારિદ્રય નિવારણાર્થે શ્રીકૃષ્ણ પાસે જવું.

૩. **પરિણામ.** (શ્રીકૃષ્ણે કરેલું મિત્રનું સ્વાગત અને આપેલી છુપી મદદ.)
૪. **ઉપસંહાર.** **अ**. ભક્તનાં જીવન. **ब**. ઈશ્વરી મદદનો મહિમા.

**૨૧. સામાન્ય બનાવો**—ઇતિહાસમાં જેની અગત્ય ઓછી ગણાતી હોય, અને જેની અસર થોડો કાળ અને ટુંકા પ્રદેશમાં પહોંચે તેવી હોય, એવા કુદરતી કે કૃત્રિમ બનાવો સામાન્ય બનાવો ગણાય. જેવા કે—ઇ. સ. ૧૯૨૭નો ગુજરાતનો જળપ્રલય, છપ્પનીઓ દુકાળ, વાસ્કો–ડા–ગામની સફર, એક આગ, કોલંબસની દરિઆઈ મુસાફરી, કોઈ રેલવે અકસ્માત્, વગેરે.

**સામાન્ય સૂચના.**

**૧. બનાવ બનવામાં જે ખાસ વિશેષતા હોય તેજ બતાવવી.**
**૨. મુસાફરીમાં જે દશ્યો આકર્ષક લાગ્યાં હોય તેનુંજ કથન કરવું.**
**૩. અકસ્માત્ કેવા સંજોગોમાં બન્યો, અને તેની શી અસર થઇ તે ખાસ બતાવવું.**
**૪. સાચા બનાવનું કથન કરવામાં સત્ય અંશ જળવાવો જોઈએ.**
**૫. કોઇપણ બનાવનું કથન સર્વસામાન્ય રહેવું જોઇએ, એકદેશીય ન બનવું જોઈએ.**

કોઈ પણ સામાન્ય બનાવનું કથન કરવામાં નીચેના મુદ્દાનો સમાવેશ થાય છે.

**સામાન્ય બનાવની રૂપરેષા.**

**૧. કાળ, સ્થળ, અને આજુબાજુના સંજોગો.**

**૨. બનેલા બનાવો. ( ક્રમસર )**

**૩. પરિણામ.**

**૪. ઉપસંહાર.**

હવે આ નિયમો કઇ રીતે લાગુ પાડી શકાય તેને માટે કેટલાંક દૃષ્ટાન્ત લઇએ.

**૧**

**વિષય—એક આગ.**

**૧. વસ્તુસ્થિતિ.**

**अ.** સુરતના એક લત્તામાં આગ; રાત્રિના બે વાગ્યાના શુમારે.

**ब.** રૂના ગાદલામાં પડેલા તણખામાંથી આગની ઉત્પત્તિ.

**क.** આજુબાજુનાં ઘરો અને વસ્તી.

**૨. સંજોગો અને બનાવો.**

**अ.** આગનો ભડકો અને લોકોમાં ફેલાએલો ગભરાટ.

**ब.** વખતસર બંબાની મદદ.

**क.** આગ બુઝાવવાના પ્રયત્નો, પણ પવનના સપાટાથી મળેલી નિષ્ફળતા.

**ड.** વધતું જતું આગનું જોર, ઝડપાએલો આખો લત્તો, જાનમાલના રક્ષણને માટે લોકોનું કલ્પાન્ત, અને ભયંકર દેખાવ.

**૩. પરિણામ.**

**अ.** આગની શાન્તિ.

**ब.** આખા લત્તાનો નાશ, અને ભારે નુકસાન.

**क.** જાનમાલનો થએલો બચાવ.

**૪. ઉપસંહાર.**

**अ.** 'બોય-સ્કાઉટ્સ'ની ઉમદા મદદ.

**ब.** અગમચેતીના ઉપાયો-આગ બુઝાવવાનાં સાધનો તૈયાર રાખવાની જરૂરિઆત.

૨

## વિષય—રેલવે અકસ્માત.

૧. **વસ્તુસ્થિતિ.**

अ. અમદાવાદથી મુંબઇ જતી ખાસ ટ્રેન.

ब. ચોમાસાની ઋતુ, ૨૦ માઈલ ઉપર પાણીનું સખત વહેણ.

क. ઉતારૂઓથી ભરેલી ગાડીનું ત્યાં થઈ ધીમે ધીમે પસાર થવું.

૨. **સંજોગો અને બનાવો.**

अ. પાટા નીચે પાણીના વહેણથી ધોવાણ થવું અને મોટું ગાબડું પડવું.

ब. ચાલતી ટ્રેનનું પાટા ઉપરથી નીચે ઉતરી પડવું અને એન્જીન સાથે બે ડબાનું ઉથલી પડવું.

૩. **પરિણામ.**

अ. ગુંગળાઇ જઈ ડૂબી જવાથી થએલાં ૧૭ મરણ, ૮૪ ઘાયલ અને ૩૦ હજારના માલનું નુકસાન.

ब. અણધારી મદદો.

क. અકસ્માતનો ભોગ થએલાઓને રેલ્વેની મદદ.

૪. **ઉપસંહાર.**

अ. એન્જીનીઅર અને ગાર્ડની સમયસૂચકતા ને બહાદુરી.

ब. ભ્રાતૃભાવની કિંમત.

**૨૨. વાર્તાઓ**—કોઈ ઐતિહાસિક કલ્પિત કે અર્ધકલ્પિત બનાવનું વર્ણન તે વાર્તા. વાર્તાની વસ્તુ સાચી ન પણ હોય, છતાં એ બનાવો જાણે બન્યા હોય એ રીતે વર્ણવેલા હોય તોજ તે અસરકારક નીવડે છે. વાર્તાઓનો ઉદ્દેશ મનની વૃત્તિઓને ઉત્તેજિત કરી આનંદ સાથે બોધ આપવાનો છે.

### વાર્તા લખવામાં સામાન્ય સૂચના.

**૧. બનાવની પેહેજ કાળ અને સ્થળ યોજી કાઢવાં જોઈએ.**

**૨. કાળદર્શક અને સ્થળદર્શક શબ્દોથીજ વાર્તા શરૂ કરવી જોઇએ**

જેમકે—"જુના વખતમાં પંપા સરોવરને કાંઠે એક નાની ઝુંપડીમ એક સાધુ રહેતો હતો."

**૩. વાર્તા લખવાનો હેતુ સંપૂર્ણ જાળવાવો જોઈએ.**
**૪. વાચકમાં રસવૃત્તિ અને જિજ્ઞાસા ઉત્પન્ન કરી તે અંત સુધી ચાલુ રાખવી જોઈએ.**
**૫. સંભવિત બનાવોવાળી વાર્તાની યોજના સારી ગણાય.**

ઐતિહાસિક બનાવની રૂપરેખા પ્રમાણે વાર્તાઓના મુદ્દા નક્કી કરી રૂપરેખા ગોઠવી શકાય.

વાર્તાસૂચનના ફક્ત મુદ્દા આપવામાં આવ્યા હોય તે ઉપરથી પણ વાર્તા નીપજાવી શકાય છે.

કેટલીક વાર્તાઓના મુદ્દા સૂચનરૂપે નીચે આપવામાં આવ્યા છે, તે ઉપરથી આખી વાર્તા ઉપજાવી શકાય.

૧

**શિઆળ અને ગધેડો ...... ભાઈબંધ ...... રાત્રે ખેતરમાં ...... ભૂંકયો ...... રખવાળ ...... ગુંદર પાક.**

૨

**તળાવ કાંઠે જાંબુડાનું ઝાડ......વાંદરા ને મગરની ભાઈબંધી ...... મગરીને મળતાં મીઠાં જાંબુ ...... કાળજામાં મિઠાશની કલ્પના...વાંદરાને આમંત્રણ...... મગરની પીઠ ઉપર વાંદરો...... મગરીનો ઈરાદો......વાંદરે આપેલી ભૂલથાપ ......વાંદરો ઝાડ ઉપર......મગરના કાલાવાલા......વિશ્વાસઘાતીનો તિરસ્કાર.**

૨૩. **જીવન ચરિત્રો**—કોઈ વ્યક્તિના જીવનની કથા તે જીવનચરિત્ર છે. તે વ્યક્તિ કવિ, સુધારક, વીરપુરુષ, વીરાંગના, ધર્મસંસ્થાપક, શોધક, સાહિત્યકાર, કે કોઇ રાજપુરુષ હોઈ શકે; જેમકે—ભગવાન ગૌતમ બુદ્ધ, હજરત મહમદ પેગંબર સાહેબ, કવિ પ્રેમાનંદ, સિદ્ધરાજ જયસિંહ, કવિ નર્મદાશંકર, સોક્રેટીસ, વગેરે.

**જીવન ચરિત્ર લખવામાં સામાન્ય સૂચના.**

**૧. સામાન્ય માણસ કરતાં એના જીવનમાં કઈ વિશેષતા છે, તે ખાસ બતાવવું.**

૨. જીવનના ગુણ દોષનું આલેખન તટસ્થતા જાળવીને કરવું.
૩. તેના જીવનનાં કાર્યો જગતને કઈ રીતે લાભકારક છે તે ખાસ બતાવવું.
૪. કયા ગુણ, સ્વભાવ ને કર્મથી એણે આ સ્થિતિ પ્રાપ્ત કરી, અને તે કેવી રીતે, તે ખાસ બતાવવું.
૫. અતિશયોક્તિ બીલકુલ ન હોવી જોઇએ.

કોઇપણ જીવનચરિત્ર લખવામાં તેની સામાન્ય રૂપરેષા નીચે પ્રમાણે હોઈ શકે:—

## જીવનચરિત્ર માટે સામાન્ય રૂપરેષા.

૧. જન્મ; કાળ અને સ્થળ; માતાપિતા; સંબંધીઓ; અને સંજોગો.
૨. કેળવણી; સ્વભાવ; અને લાક્ષણિક ગુણો.
૩. કારકિર્દી, કાર્યો અને તેમાં આવેલી મુશ્કેલીઓ.
૪. છેવટની સ્થિતિ; મરણ કાળ અને સ્થળ.
૫. ચરિત્ર અને કાર્યો વિષે ટુંકમાં વિવેચન.

ઉપર પ્રમાણે જીવનચરિત્રની રૂપરેષા નીચે પ્રમાણે ગોઠવાય.

### ૧

### વિષય — શિવાજી

૧. જન્મ; સ્થળ અને કાળ; માતાપિતા; સંબંધીઓ અને સંજોગો.
   - **अ.** ઇ. સ. ૧૬૨૭માં જન્મ, શિવનેરીના કિલ્લામાં, ભોંસલેકુળમાં.
   - **ब.** પિતાની અણમાનીતી રાણી, માતા જીજાબાઈ, તેથી માતાનોજ સહવાસ.
   - **क.** પિતા શાહજી, એક સરદાર.

૨. કેળવણી, સ્વભાવ, અને લાક્ષણિક ગુણો.
   - **अ.** મહાભારત ને રામાયણનો અભ્યાસ, દાદાજી કોંડદેવ ગુરુ,
   - **ब.** સ્વતંત્ર મિજાજનો, સ્વાશ્રયી, સાહસિક, અને ધૈર્યશીલ.

**૩. કારકિર્દી કાર્યો, અને તેમાં આવેલી મુશ્કેલીઓ.**

अ. માવલ દેશ ખાલસા, કેટલાક કિલ્લાઓનો કબજો, પિતા કેદમાં, પછી છુટકારો, અફજલખાનનો વધ, પ્રદેશનો કબજો, અને વિજાપુરના રાજા સાથે તહ.

ब. સાયસ્તખાંનો પરાજય, સુરતની લૂટ, પુરંધરના તહ, જયસિંહથી હાર, બાદશાહ તરફથી સન્માન, પકડાવું, નાસી છૂટવું, સુરતની બીજી લૂટ.

क. રાજ્યાભિષેક, સ્વરાજ્યની સ્થાપના, વધુ પ્રદેશ ખાલસા.

**૪. છેવટની સ્થિતિ, મરણ, કાળ અને સ્થળ.**

अ. પુત્ર શંભાજીનું બંડ.

ब. તેની ચિંતામાં ઇ. સ. ૧૬૮૦માં મરણ.

**૫. ચરિત્ર અને કાર્યો વિષે ટુંકમાં વિવેચન.**

अ. હિંદના પરાક્રમી પુરુષોમાં પ્રથમ સ્થાન.

ब. નાના જાગીરદારમાંથી સમ્રાટ્.

क. નમુનેદાર રાજ્યવ્યવસ્થા (લશ્કરી ને મુલ્કી)

જીવનચરિત્રોનો કથનરૂપ નિબંધોમાં સમાવેશ થાય છે, માટે તે વ્યક્તિ સંબંધી બીજો વિચાર કરવાનો નથી; પણ તેણે શું કર્યું, તેજ ફક્ત કહેવાનું છે. તેના ચારિત્ર્યનું પૃથક્કરણ કરવું, એ અસ્થાને ગણાય. માટે પાંચમા મુદ્દામાં કહેલી હકીકત ઘણી ટુંકી, અને તેના જીવનના બનાવો ને કાર્યો ઉપર પ્રકાશ પાડવા પુરતીજ હોવી જોઈએ.

**૨૪. આત્મકથાઓ**—કોઈ વ્યક્તિના જીવનના પ્રસંગો તે પોતે અથવા બીજો તે પાત્રમય બનીને લખી બતાવે, તે આત્મકથા કહેવાય; જેમકે—ગાંધીજીની આત્મકથા, મારા જીવનની કહાણી, એક અબળાની કરુણ કહાણી, વિધવાનો વિલાપ, કુતરાની આત્મકથા, વગેરે.

કોઈ નિર્જીવ વસ્તુમાં સજીવારોપણ કરીને કલ્પિત આત્મકથાની યોજના કરી શકાય છે. આવી આત્મકથાનો ઉદ્દેશ એ હોય છે કે રસિક રીતે વસ્તુના ગુણ–ધર્મનું આલેખન કરી શકાય, તેનું ખાસ

ઓળખાણ પડે, અને જરૂરિઆત સમજાય. ઉદાહરણ—રૂની આત્મકથા, લોઢાની આત્મકથા, કોલસાની આત્મકથા, વગેરે.

**આત્મકથા લખવા સંબંધી સૂચના.**

**૧. એ પાત્રમય પોતે બની જઈ, તેના ખાસ વિશેષ ધર્મ હોય તેજ બતાવવા જોઈએ.**

**૨. શરૂઆતમાંજ એ વસ્તુના કોઈ ખાસ ગુણ, ધર્મ કે વર્ગનું સૂચન થાય. તે સૂચન એવું હોવું જોઈએ કે જેથી વાચકને પ્રશ્નથી કે અમુક પ્રસંગની યોજનાથી તે વસ્તુનું ઓળખાણ થઈ જાય.**

**૩. આખી આત્મકથામાં પહેલા પુરુષ સર્વનામનોજ પ્રયોગ થાય.**

**૪. પૃથક્કરણ પદ્ધતિએ મોટી બાબતો તપાસતાં નાની બાબતો ઉપર આવવું, જેથી તેનું ઓળખાણ વાચક સહજ કરી શકે.**

કોઈ નિર્જીવ વસ્તુ કે પ્રાણી સંબંધી આત્મકથા લખવી હોય તો તેને માટે નીચે પ્રમાણે સામાન્ય રૂપરેખા હોઈ શકે.

**આત્મકથા માટે સામાન્ય રૂપરેખા.**

**૧. જગતમાં મારૂં સ્થાન—સ્થળ—વર્ગ—સ્થિતિ.**

**૨. ગુણ, ધર્મ, આકાર, અને કદમાં મારી ખાસ વિશેષતા.**

**૩. જગતને મારી મદદ, મારા જેવા બીજા પદાર્થો.**

**૪. જગતની પ્રગતિમાં મારૂં સ્થાન.**

**૫. ખાસ ઉપયોગિતા બતાવી ઓળખાણ આપવાનો પ્રયત્ન.**

નાકની નાની અને સુચક આત્મકથા નીચે પ્રમાણે યોજી શકાય.

હું તમારા શરીરમાંનું નાનું સરખું પણ આગળ પડતું એક અંગ છું. મારા વડે તમારા શરીરની શોભા છે, એટલુંજ નહિ પણ તમને બોલવામાં અને ખાવામાં પણ હું મદદ કરૂં છું. ડાહ્યા માણસો મારી રક્ષા માટે પોતાનું ડોકું આપવા તૈયાર થાય છે. તમે શું મારી રક્ષા કરવા તૈયાર છો? તૈયાર થતા પહેલાં મને ઓળખો તો ખરા!

આ આત્મકથામાં નીચેના મુદ્દા છેઃ—

(૧) નાનું, (૨) આગળ પડતું, (૩) શોભા આપનારૂં, (૪)

બોલવામાં અને ખાવામાં ઉપયોગી, અને (૫) જેની રક્ષા માટે માણસો મરી ફીટે એવું શરીરનું એક અંગ.

૧. નાનાં અંગો—આંખ, કાન, નાક, હોઠ, ડૂંટી, આંગળી, વગેરે.

૨. તેમાંથી આગળ પડતાં અંગ—આંખ, કાન, નાક, હોઠ, અને આંગળી.

૩. તેમાંથી શોભા આપનારાં અંગ—આંખ, કાન, નાક, અને હોઠ.

૪. તેમાંથી બોલવામાં અને ખાવામાં ઉપયોગી અંગ—નાક અને હોઠ.

૫. તેમાંથી જેની રક્ષા માટે માણસો મરી ફીટે એવું અંગ—નાક.

ઉપરની ઢબે કોયલની આત્મકથા નીચે પ્રમાણે યોજી શકાય:—

હું મીઠા અવાજથી તમને પ્રસન્ન કરનાર એક પક્ષી છું. હું મારાં ઈંડાં કાગડીના માળામાં મૂકી આવું છું. કાગડી તેને પોતાનાં માની સેવે છે. મારે આંબા સાથે સ્નેહસંબંધ છે. હું તેનો મોર ખાઉં છું, એટલે મારો સ્વર ખીલે છે. બોલો હું કોણ?

## બીજી કેટલીક ટુંકી આત્મકથાઓ

( ૧ )

હું તમારા શરીરમાં વસું છું. મારૂં નામ બે અક્ષરનું છે. બાલ, યુવા, ને વૃદ્ધ એવી મારા જીવનની ત્રણ અવસ્થાઓ છે, છતાં લોકો મને નિર્જીવ ગણે છે. વળી મારા ઉપર અનેક માણસોની રોજીનો આધાર છે, છતાં મને તુચ્છ ગણી ફેંકી દે છે. કહો, હું કોણ છું? (વાળ.)

( ૨ )

હું રંગે કાળો છું પણ કૃષ્ણ નથી. ઊડી શકું છું છતાં પક્ષી નથી. જળરહિત છું છતાં તમારાં નેત્રને સજળ બનાવી શકું છું. અનેક રૂપો ધારણ કરૂં છું છતાં બહુરૂપી નથી. તમે મને જોઈ શકો છો. છતાં પકડી શકતાં નથી. અગ્નિ મારા પિતા છે, પૃથ્વી મારી માતા છે, અને વાયુ મારૂં વાહન છે. હું મનુષ્ય નથી, દેવ નથી, દાનવ નથી. બોલો, હું કોણ છું? (ધુમાડો)

( ૩ )

હું હિન્દુસ્તાનનો રહેવાસી છું. મારી ઉંમર લગભગ ૨૯૦ વર્ષની છે. હું રંગે મોતી જેવો સફેદ છું. મીસર ને બેબીલોનીઆનાં સાધનો વડે મારો દેહ બંધાયો છે. હું એકજ જગાએ સ્થિર રહું છું. દુનિઆના ઘણા લોકો મને જોવા આવે છે. તેમને મારો સહવાસ કરવો બહુ ગમે છે એક રાજાના પોતાની રાણી ઉપરના વહાલમાંથી મારૂં સ્વરૂપ પ્રગટ થયું છે. મારૂં સૌન્દર્ય અપ્રતિમ છે. 'પવિત્ર હૃદયવાળા પુરુષો પ્રભુના બાગોમાં પ્રવેશ કરશે' એ મંત્ર જ્ઞાની પુરુષો મારા લલાટમાંથી વાંચી શકે છે. બોલો હું કોણ છું? (તાજમહાલ.)

( ૪ )

હું સમુદ્રમાં વસું છું. કેટલાક જલચર કીડા પોતાની રક્ષા માટે મને ઉત્પન્ન કરે છે. હું નિરંતર તેમની રક્ષા કરૂં છું. હું બહુજ કીમતી છું. ચીનના અમલદારો પોતાના ડગલાનાં બટન બનાવવામાં મારો ઉપયોગ કરે છે. મધ્ય આફ્રિકામાં તથા અમેરિકામાં મને શણગાર તરીકે વાપરે છે. હિન્દુસ્તાનમાં મારી માળાઓ બનાવે છે તે સાધુ તથા ફકીરો પહેરે છે. લોકો સોનાના મણકાની સાથે મને આંતરે આંતરે નાખીને હાથમાં પહેરવાનાં કંકણ તથા ડોકમાં પહેરવાની માળાઓ બનાવે છે. વળી દેશી વૈદો તથા યુનાની હકીમો મને વિધિપૂર્વક મારીને મારી ભસ્મ બનાવે છે. મારી ભસ્મ એક પૌષ્ટિક માત્રા ગણાય છે. હવે તમે મને ઓળખી ગયા હશો. કહો, હું કોણ છું? (પરવાળાં)

( ૫ )

હું એક સુંદર ફૂલ છું. મારૂં રૂપ મનોહર છે. લાલ, પીળો, ધોળો, ગુલાબી, એમ જુદા જુદા મારા રંગો છે. મારી વાસ મીઠી ને મધુરી છે. મારાં રૂપ, ગુણ અને સુગંધથી સર્વ કોઈ મને અતિશય ચાહે છે. તમે ઘડીભર મારા છોડ પાસે બેસો, તો ખૂશ ખૂશ થઈ જાઓ. મારી પાંખડીઓમાં તેલ રહેલું છે. તેમાંથી લોકો અત્તર બનાવે છે. મારા રક્ષણ માટે દયાળુ પ્રભુએ મારા છોડ ઉપર કાંટા બનાવ્યા છે. લોકો મને ફૂલની રાણી કહે છે. કહો હું કોણ છું? (ગુલાબ.)

આત્મકથાઓ બાળકોની વિચારશક્તિ ખીલવવામાં બહુ જ ઉપયોગી છે.

**૨૫. પત્રો**—વ્યવહારમાં જે પત્રલેખન પદ્ધતિ પ્રચલિત છે, તે પણ નાના પ્રકારના કથનરૂપ નિબંધોજ છે. આવા પત્રોના ચાર ભાગ પાડી શકાય.

**(૧) કૌટુંબિક:—**

૧. ક્ષેમ કુશળતાના, ૨. સાધારણ કામકાજના, ૩. સાધારણ આમંત્રણના, ૪. અભિનંદનના કે મુબારકબાદીના, ૫. શોકના સમાચારના, ૬. ઉપકારના, ૭. માફીના, ૮. ભલામણ કરવાના, ૯. ઓળખાણ આપવાના, ૧૦. વાજબી સલાહ આપનારા, વગેરે.

આવા પત્રોની ભાષા ઘરગત્થુ હોવી જોઈએ.

**(૨) સામાજિક અને પ્રજાકીય-ખુલ્લા પત્રો :—**

૧. પ્રમાણપત્ર (સર્ટીફીકેટ), ૨. પોતાનો અભિપ્રાય, (ખાત્રીપત્ર), ૩. જાહેર આમંત્રણ પત્રિકા, ૪. નિવેદન પત્રિકા, ૫. જાહેરખબર, વગેરે.

આવા પત્રોની ભાષા સરળ, અસરકારક, દલીલોથી ભરપુર, અને શિષ્ટ હોવી જોઈએ.

**(૩) વેપારી કે ધંધાદારી:—**

૧. સામાન્ય કામકાજના, ૨. ભાવતાલના, ૩. હિસાબી કામના, ૪. હુંડી ( ચેક ), ૫. પહોંચ, ૬. શાખપત્ર, વગેરે.

આવા પત્રોની ભાષા અસંદિગ્ધ, સરળ, અને સંક્ષિપ્ત હોવી જોઇએ.

**(૪) સરકારી દરબારી:—**

૧. અરજીઓ, ૨. રિપોર્ટ, ૩. હુકમ, ૪. યાદી, ૫. હેવાલ, વગેરે.

આવા પત્રોની ભાષા સંયમવાળી, શિષ્ટાચારયુક્ત, અને રૂઢ જોઈએ.

ઉપર બતાવેલા બધી જાતના કાગળપત્રો લખવામાં નીચેની સૂચનાઓ ખાસ ધ્યાનમાં રાખવી.

### પત્રલેખન વિષે સામાન્ય સૂચના.

**અ. પત્રનો વિષય અને તેની ભાષા સામાને અનુરૂપ હોવી જોઇએ. જેમકે-**

૧. ઉપરી અધિકારી પ્રત્યે નમ્રતાભરી.
૨. હાથના નોકર પ્રત્યે પ્રેમભરી.
૩. મિત્રો પ્રત્યે સમાનભાવ દર્શાવનારી.
૪. માતાપિતા પ્રત્યે સાચી ને ભાવનાયુક્ત.
૫. સગાં પ્રત્યે સ્નેહભરી.
૬. બાળકો પ્રત્યે સાદી અને રમતિઆળ.
૭. મહત્ત્વના વિષયો પરત્વે જોસદાર.
૮. પ્રાસંગિક વિષયો પરત્વે સહેલી ને મુદ્દાસર.
૯. આશ્વાસનના વિષયોમાં મૃદુ અને સમભાવનાયુક્ત.
૧૦. અભિનંદનના વિષયોમાં હર્ષ અને શુભેચ્છા દર્શાવનારી.

ख. પત્રના વિષયમાં કે સરનામામાં જે વિશેષણો વાપરીએ, તે યોગ્ય, સાદાં અને ભાવદર્શક હોવાં જોઈએ;

| સંબોધતાં— | નીચે લખતાં— |
| --- | --- |
| ૧. રાજમાન રાજ્યશ્રી. | ૧. આજ્ઞાંકિત સેવક. |
| ૨. માનવંતા સાહેબ. | ૨. આપનો વફાદાર સેવક. |
| ૩. વહાલા મિત્ર. | ૩. શુભેચ્છક. |
| ૪. અખંડ સૌભાગ્યવતી. | ૪. આપનો સાચો મિત્ર. |
| ૫. શ્રીમાન્ મહાશય. વગેરે. | ૫. નમ્ર સેવક. વગેરે. |

क. આપણું તેમજ સામાનું ચોકસ નામ, સ્થળ અને તિથિ, પત્ર લખવામાં કદી ભૂલવાં નહિ.

ड. અક્ષર, જોડણી અને વિરામચિહ્ન ઉપર ખાસ ધ્યાન આપવું.

ई. પરબીડીઆ ઉપર સરનામું કરવાની રીતથી જાણકાર રહેવું.

## કેટલાક પત્રોની રૂપરેખા.

૧

વિષય—પરીક્ષામાં પાસ થએલા મિત્રને દિલાસો આપનારા અને હવે પછી યોગ્ય અભ્યાસ કરવાની સૂચના આપનારા પત્રની રૂપરેખા.

૧. પ્રારંભિક હકીકત.

अ. આપણું સરનામું, (સ્થળ, તારીખ, નામ.) અને સંબોધન.

ब. પત્ર લખવાનું કારણ–નાપાસ થયાની મળેલી ખબર.

૨. દિલાસો અને સલાહ.

अ. પરીક્ષા એ કસોટીનું ખરૂં ધોરણ નથી.

ब. ઉપાધિઓથી–મુશ્કેલીઓથી નહિ ડરનારાજ ફતેહ મેળવે છે.

क. અપૂર્ણતા દૂર કરી કર્મમાં પ્રવૃત રહેવાનો જ આપણો અધિકાર છે.

ड. અભ્યાસ નહિ છોડી દેવાની સલાહ, અને યોગ્ય અભ્યાસ કરવાની કેટલીક સૂચનાઓ.

इ. હવેથી વખતનો સદુપયોગ કરવાની સલાહ.

फ. પરીક્ષાઓમાં નાપાસ થવા છતાં કેટલાએ પુરુષો મોટા બની શક્યા છે.

૩. ઉપસંહાર.

अ. પરીક્ષાઓનું ધોરણ અને આપણો અભ્યાસ.

ब. ઠોકર ખાતાં સમજી જનાર બહુ આગળ વધી શકે છે.

क. હમેશાં અભ્યાસમાંજ ચિત્ત પરોવાયલું રાખવું, ફળની આશામાં દુઃખી ન થવું.

૨

વિષય–અકસ્માતથી કોઈ રેલવે સ્ટેશને રોકાઈ ગયા બાબતના પિતાને લખવાના પત્રના મુદ્દા.

૧. પ્રારંભિક હકીકત.

अ. આપણું સરનામું (સ્થળ, તારીખ, અને નામ.) અને સંબોધન.

ब. દિવસ; મુંબઈથી ઉપડતી ને અમદાવાદ જતી ટ્રેન.

क. સામેથી આવતી એક ગુડ્સ (માલ) ટ્રેન.

ड. વડોદરા ને વાસદ વચ્ચે મહી નદીમાં પૂર, ધોધમાર વરસાદ, ગુડ્સ ટ્રેનનું પાટા ઉપરથી ઉથલી પડવું.

૨. પરિણામ અને અમારી સ્થિતિ.

अ. અમારી ટ્રેનનું રોકાણ.

ब. ટ્રેનના ઉતારૂઓની રાત્રિને વખતે થએલી સ્થિતિ.

क. અમોએ કરી લીધેલી સગવડ.

ड માર્ગ ખુલ્લો થવાનો સંભવ, અને આવી શકવાનો વખત.

૩. ઉપસંહાર.

अ. ચિંતા નહિ કરવાનાં કારણ.

ब. તબીયત મજામાં અને બાળકો ખૂશમિજાજમાં છે.

૩

**વિષય—પરદેશ જતા મિત્રને સાવચેતી સૂચવનારા પત્રના મુદ્દા.**

**૧. પ્રારંભિક હકીકત.**

अ. આપણું સરનામું, (સ્થળ, તારીખ, નામ.) અને સંબોધન.

ब. વધુ અભ્યાસ માટે તમે વિલાયત જાઓ છો એવી મળેલી ખબર.

क. અભ્યાસની ધગશ માટે અભિનંદન.

**૨. સામાન્ય સૂચનાઓ.**

अ. તન્દુરસ્તી જાળવવા માટે.

ब. મુસાફરીમાં અને પરદેશમાં રાખવી જોઇતી સાવચેતીઓ.

क. પરદેશમાં રાખવી જોઇતી રીતભાત.

ड. રાખવા જોઈતા ગુણ, સ્વભાવ, વગેરે.

इ. પાસે રાખવાં જોઇતાં સાધનો.

**૩. ઉપસંહાર.**

अ. મુસાફરીની રીત, તેના ફાયદા, અને જીવનમાં તેની કિંમત.

ब. તમારા કલ્યાણમાં રહેલું બીજાઓનું કલ્યાણ.

क સ્તુત્યકાર્ય માટે ફરીથી અભિનંદન, અને ફતેહ માટે પ્રભુપ્રાર્થના.

**૨૬. અરજીઓ**—ઉપરી અધિકારીને કંઈ અરજ કરીએ, કે તેમની પાસે આપણે નમ્રતાપૂર્વક કંઈક માગણી કરીએ, તે અરજી કહેવાય. અરજી એ પણ આપણી સ્થિતિનું એક પ્રકારનું કથનજ છે. અરજી યથાર્થ હોય તોજ અરજ ધ્યાનમાં લેવાય.

આવી અરજીઓ એ ટૂંકું કથન છે. તેથી ઐતિહાસિક કે સામાન્ય બનાવના મુદ્દાઓમાં ઘટતો ફેરફાર કરી રૂપરેખા નક્કી કરવી જોઈએ. નીચે કેટલીક અરજીઓના મુદ્દા આપ્યા છે.

## ૧

**વિષય—ધાડપાડુઓના ત્રાસમાંથી રક્ષણ મેળવવા માટે તે ખાતાના ઉપરી અમલદારને ગામ લોકોની અરજી.**

**૧ અધિકારીનું સરનામું, સ્થળ, વગેરે. (પોલિસ સબ ઈન્સપેક્ટર.)**

**૨ વસ્તુસ્થિતિ.**

**अ.** ગામ, વસ્તી, વખત, અને સંજોગો.

**ब.** રાત્રિએ બંદુકોના થતા અવાજ.

**क.** પાસેના એક બે ગામોમાં થએલી લૂટની ખબર.

**૩ બનાવ.**

**अ.** તા......એ રાત્રિએ ૧૧ વાગે હથિઆરબંધ વીસેક ધાડપાડુઓનું આવવું.

**ब.** ગામલોકોનું એકત્ર થઇ જવું. પાછા હઠવું, અને નાસી જવું.

**૪ પરિણામ.**

**अ.** લોકોમાં ભારે ખળભળાટ, જાનમાલ માટે ચિંતા.

**ब.** બચાવ કરવા માટે ગામ લોકોએ લીધેલા ઉપાય.

**૫ નિવેદન.** (રક્ષણ માટે પોલિસની જરૂર.)

## ૨

**વિષય—નોકરી મેળવવા માટે અરજી.**

૧. સંસ્થાનું સરનામું.

૨. અરજદારનું નામ, રહેઠાણ, કઈ જગાની ઉમેદવારી ?

૩. લાયકાત-ઉંમર, અભ્યાસ, અનુભવ, નોકરી કરવાની જરૂરિઆત.

૪. સારી નોકરી કરવાની અને વફાદારીની ખાતરી

૫ છેલ્લું નિવેદન.

## ૩

**વિષય—નવી નિશાળ ઉઘાડવા માટે.**

૧. યોગ્ય અમલદાર, નામ અને ચોકસ રહેઠાણ

૨. ગામનું નામ, વસ્તી, જાતિનું પ્રમાણ, ધંધો-રોજગાર.

૩. બાળકોની કેળવણી માટે ચાલુ વ્યવસ્થા.

૪. તેમાં આવતી મુશ્કેલીઓ.

૫. નવી નિશાળ ઉઘાડવાથી થનારા લાભો.
૬. તેમાં ગામની મદદ.
૭. છેલ્લું નિવેદન.

**૨૭. રિપોર્ટ (હેવાલ)**—કોઈ બનેલા બનાવનો કે સંસ્થાના કામકાજનો કે તેની પરિસ્થિતિ જણાવનારો હેવાલ ઉપરી અધિકારીને લખી જણાવીએ તે રિપોર્ટ કહેવાય. જાહેર પ્રજાને લાભદાયક જે યાદી બહાર પાડીએ તે સરક્યુલર કે નિવેદન પત્રિકા કહેવાય.

રિપોર્ટ કે હેવાલ એ પણ એક જાતનો નિબંધજ છે. જે બનાવ બન્યો હોય, કે જેવી સ્થિતિ હોય તેની રૂપરેખા ઐતિહાસિક કે સામાન્ય બનાવ પ્રમાણે ગોઠવી શકાય. નીચે એક રિપોર્ટના મુદ્દાઓ આપ્યા છે.

**૧**

**વિષય—રેલથી થએલા નુકસાન બાબતનો રિપોર્ટ.**

**૧. સરનામું. ( ચોર્યાશી તાલુકાના મામલતદાર ઉપર. )**

**૨. સ્થળ, સમય અને પરિસ્થિતિ,**

अ. ગામ રાંદેર, તાલુકે ચોર્યાસી.
ब. ચાલુ સાલનું ચોમાસું અને પાક.
क. વર્ષ સારૂં નીવડવાની સંપૂર્ણ આશા.

**૩. બનાવ.**

अ. તા. ૨૨થી તા. ૨૬મી જુલાઇ સુધીમાં સખત વરસાદ.
ब. પાણી નહિ વહી શકવાથી પાકને થએલું નુકસાન.
क. જાનમાલનું નુકસાન.

**૪. પરિણામ.**

अ. ખેડુતોની નિરાધાર સ્થિતિ. ब. મદદની જરૂરિઆત.

**૫. છેવટનું નિવેદન.**

**અરજી અને રિપોર્ટ વિષે સામાન્ય સૂચના.**

**૧. રાજ્યના પ્રત્યેક અધિકારીને શો અધિકાર છે, અને તેને મુખ્ય શી ફરજો બજાવવાની હોય છે, તેનું જ્ઞાન મેળવવું ખાસ આવશ્યક છે.**

૨. સરનામામાં અધિકારીનો જે ઓદ્ધો હોય તે ઓદ્ધો અને જે વિભાગ પરત્વે તે હોય તે વિભાગજ દર્શાવાય.

૩. લખાણ જેમ બને તેમ ટુંકું, સુઘડાક્ષર, શિષ્ટ અને રૂઢ હોવું જોઈએ.

૪. અરજીમાં નીચે જમણી બાજુએ આપણું ચોકસ નામ બતાવવું, અને રિપોર્ટમાં નામ તથા ઓદ્ધો દર્શાવવાં, પરંતુ બન્નેમાં ડાબી બાજુએ આપણું મથક અને તારીખ લખવાનું કદી ભૂલવું નહિ.

૫. સારૂં લખાણ એ એક પ્રમાણપત્ર છે, માટે અક્ષર, જોડણી, અને વિરામચિહ્ન ઉપર ખાસ ધ્યાન આપવું.

---

# પ્રકરણ ૪ થું

## વર્ણનરૂપ નિબંધ.

૨૮. વર્ણન—વાંચનારના આગળ વર્ણવવાની વસ્તુનો તાદૃશ્ય ચિતાર રજુ કરવો એ વર્ણનનો મુખ્ય ઉદ્દેશ છે. વર્ણન કરવામાં એક પછી એક, એમ અનુક્રમે હકીકતો આપીને પુરો ચિતાર આપવાનો હોય છે.

### વર્ણન માટે સામાન્ય સૂચના.

૧. વર્ણનની તમામ બાબતો ક્રમિક હોવી જોઇએ.

૨. નજીવી બાબતોનું વર્ણન ન કરતાં ખાસ વિશેષતા ઉપરજ લક્ષ આપવું.

૩. જેનું વર્ણન કરવાનું હોય, તે વસ્તુનો પ્રથમ કલ્પનાથી મન આગળ સાક્ષાત્કાર કરવો.

૪. વધારા પડતું અગર અયોગ્ય હોય એવું કંઇપણ વર્ણન ન કરવું.

૫. યથાર્થ ખ્યાલ આવે, તોજ વર્ણન સફળ ગણાય.

આ પ્રમાણે વર્ણન સંબંધી સામાન્ય સૂચનાઓ જાણ્યા પછી તેના જુદા જુદા પ્રકારો લઈએ, તે દરેક પ્રકારના વિષયની સામાન્ય રૂપરેષા કેવી રીતે ઘડી શકાય તે તપાસીએ, અને પછી દૃષ્ટાન્તો લઈ તે રૂપરેષાના નિયમો લાગુ પાડીએ.

**૨૯. પ્રાણી, વનસ્પતિ, ખનિજ, વગેરે.**

**अ. પ્રાણી**—તમામ પ્રકારનાં જીવ-જંતુ, પશુ, પક્ષી, વગેરે સંબંધી નિબંધો આ વર્ગમાં આવે. જેમકે-કીડી, મધમાખી, મચ્છર, કુતરો, બિલાડી, વ્હેલ, ગાય, હાથી, મોર, વગેરે.

**ब. વનસ્પતિ**—જેનો માનવજીવન સાથે ખાસ સંબંધ હોય, એવી વનસ્પતિ સંબંધી નિબંધો આ વર્ગમાં આવે. જેમકે-શેરડી, આંબો, કપાસનો છોડ, નાળિએરી, વડ, સિંકોના, વગેરે.

**क. ખનિજ**—ખાણોમાંથી નીકળતી ધાતુઓ, ક્ષારો, કોલસા, વગેરે વસ્તુઓ સંબંધી નિબંધો આ વર્ગમાં આવે. જેમકે મીઠું ગંધક, સુરોખાર, કોલસો, સોનું, પેટ્રોલિયમ, વગેરે.

આ પ્રકારના નિબંધોનો હેતુ એ છે કે તે વસ્તુઓનો સ્પષ્ટ ખ્યાલ આવે, અને જગતમાં તેની ઉપયોગિતા કેટલી છે તે સમજાય.

**પ્રાણી, વનસ્પતિ, ખનિજ વગેરે માટે સામાન્ય રૂપરેષા.**

**૧. જાત, વર્ગ, અને તે ક્યાં જોવામાં આવે છે?**
**૨. લક્ષણ કે ગુણ. (દેખાવ, ટેવ, સ્વભાવ, વગેરે.)**
**૩. પ્રાપ્ત કરવાના માર્ગ. (ઉછેરીને, પાળીને, ખેતી કરીને કે ખોદીને.)**
**૪. તે વસ્તુનો માનવજાતિ તેમજ કુદરત સાથે સંબંધ-ઉપયોગિતા.**
**૫. સારાંશ.**

આ પ્રમાણે 'કોલસા' વિષેના નિબંધની રૂપરેષા નીચે પ્રમાણે થશેઃ—

**૧**

**વિષય—કોલસો.**

**૧. જાત, વર્ગ, ઉત્પત્તિનું મૂળ.**

अ. ખાણમાંથી ઉત્પત્તિ—ખનિજ.

ब. જંગલો દટાઇને તેમાંથી લાંબે કાળે કોલસાનું બનવું.

**૨. લક્ષણ, અને ગુણ**—( કાળો નક્કર, ચળકતો ને વજનદાર)

**૩. મળી આવવાનાં સ્થળ.**

अ. ગ્રેટબ્રિટન અને યુનાઇટેડ્સ્ટેટ્સ.

ब. જર્મનિ, રુશિઆ અને ઑસ્ટ્રેલિઆ.

क. ચીન અને હિંદુસ્તાન.

**૪. ઉપયોગિતા.**

अ. બાળવાના કામમાં.

ब. મોટી ભઠ્ઠીઓમાં.

क. ગેસ બનાવવામાં.

ड. મશીનરી ચલાવવામાં.

इ. ડામર અને તેમાંથી બનતી ચીજો-રંગ વગેરે બનાવવામાં.

**૫. સારાંશ.**

अ. તેણે જગતની ધપાવેલી પ્રગતિ.

ब. દેશની પ્રગતિ કરનાર મુખ્ય બે વસ્તુ: લોઢું અને કોલસો.

## વિષય—ઘોડો.

**૧. વર્ણન**—કદ, દેખાવ વગેરે.

**૨. ગુણ, સ્વભાવ ને લક્ષણો.**

अ. હિંમતવાળું પણ બીકણ. (ભડકણ.)

ब. તીવ્ર સ્મરણશક્તિ.

क. કામ કરવાને તૈયાર અને મળતાવડું.

**૩. ઉપયોગિતા.**

अ. ખેતીના કામમાં.

ब. મશીનરી ચલાવવામાં

क. માલ લઈ જવા લાવવામાં.

ड. લડાઇમાં.

इ. શિકાર કરવામાં.

फ. ઘોડાની સરત રમવામાં.

ग. સ્વારી કરવામાં.

**૪. સારાંશ.**

अ. અર્વાચીન કાળમાં તેની ઓછી અગત્ય. (નવી શોધખોળને અંગે)

ब. વૈભવની નિશાની તરીકે તેનો ઉપયોગ.

## ૩૦. શહેર, બંદર બાંધકામ, વગેરે.

**अ. અગત્યનાં શહેરો**—લંડન, મુંબઈ, અમદાવાદ, પેરિસ, સુરત, દિલ્હી, ચાંપાનેર, શ્રીનગર, વગેરે.

**ब. અગત્યનાં બંદર**—કરાંચી, સિંગાપુર, વેનિસ, રંગુન, એડન, વગેરે.

**क. અગત્યનાં બાંધકામ**—આગ્રાનો તાજમહાલ, સક્કર બેરેજ, દેલવાડાનાં દહેરાં, રુદ્રમાળ, કાર્લીની ગુફાઓ, રાજાબાઇ ટાવર, વગેરે. સ્થળોની અગત્ય અને ગૌરવ સમજાય, એ આવા પ્રકારના નિબંધોનો મુખ્ય ઉદ્દેશ છે.

### શહેર, બંદર, બાંધકામ, વગેરે માટે સામાન્ય રૂપરેખા.

**૧. નામ, ચોકસ સ્થળ.**
**૨. ઐતિહાસિક હકીકત.**
**૩. ખાસ વિશેષતા**—આબોહવા, વેપાર, જમીન, વસ્તી, કદ, રચના, વગેરે.
**૪. ઉપયોગિતા અને પ્રસિદ્ધિ.**
**૫. સારાંશ.**

આ પ્રમાણે સક્કર બેરેજ વિષે લખવાનું હોય તો તેની રૂપરેખા નીચે પ્રમાણે થાય.

### વિષય—સક્કર બેરેજ.

**૧. ચાલુ સ્થિતિ.**

**अ.** સિંધુ નદી અને સિંધ પ્રાન્ત, તેની વસ્તી ને જમીન, બેજ ઋતુઓ, વરસાદ તદ્દન ઓછો, સિન્ધુ નદીનું ઝડપી વહેણ.

**ब.** સક્કર, બક્કર, અને રોહરી એ ત્રણ ટેકરીઓ, સક્કર એ પંજાબના વેપારનું બારૂં.

**क.** સક્કર આગળ નીચેના ભાગમાં બેરેજ. (પુસ્તો.)

**૨. ઐતિહાસિક હકીકત.**

**अ.** ૧૩મી જાન્યુઆરિ ૧૯૩૨ના દિવસે ખુલ્લો મુકાયો.

**ब.** પુસ્તો બાંધવાની જરૂરિઆત.

**૩. સામાન્યજ્ઞાન.**

**अ.** પુસ્તાની લંબાઈ ૪૦૦૦ ફૂટ, ૬૬ તાક–વળાંક, દરેક તાક ૮૦ ફૂટ પહોળો, ૫૨ ટનનો એક દરવાજો. ( પાણીને રોધનારો. )

**ब.** પુસ્તા ઉપર બે પુલ. ૧. વ્યવહાર માટે, ૨. પાણીની ઉઘાડબીડના દરવાજાની સવડ માટે. (વીજળીના બળથી)

**क.** ધોળા ચુનાના પત્થરથી બાંધકામ, કમાનો કાંકરેટથી, ત્રણ વર્ષ ચાલેલું કામકાજ, ૨૦ કરોડનો અંદાજ ખર્ચ.

૪. **તેની ઉપયોગિતા. अ. સાત નહેરોઃ—**

૧. રાઈસકેનાલ, (૮૨ માઈલ, તેની બે શાખાઓ ૬૫ ને ૨૫૮ માઈલ.)

૨. નોર્થ કેનાલ, (૩૫ માઇલ, શાખા ૧૭૧ માઈલ.)

૩. દાદુ કેનાલ, (૧૩૧ માઈલ.)

૪. નારા કેનાલ, (૧૫૦ માઈલ.)

૫. રોહરી કેનાલ; (૨૦૮ માઈલ—અગત્યની.)

૬. પૂર્વ કેનાલ, (૧૩ માઈલ.)
૭. પશ્ચિમ કેનાલ (૪૫ માઈલ.) } ખરપુર સ્ટેટની.

ब. શાખાઓ સાથે કુલ ૩૭૦૦૦ માઈલ લંબાઈની નહેરો; ૭૫ લાખ એકર જમીનનું થનારૂં ખેડાણ; ઘઉં, ચોખા, અને રૂનો થતો પુષ્કળ પાક; પાણીનું માપ કાઢવાની યોજના.

૫. **સારાંશ.**

अ. સિન્ધ પ્રાન્તની ફળદ્રુપતામાં અને વેપાર રોજગારમાં વૃદ્ધિ.

ब. દુનીઆનાં મોટાં બાંધકામોમાંનું એક.

## ૩૧. દેશ, બેટ, પર્વત, નદી, સરોવર વગેરે.

अ. **દેશો**—કાસ્મિર, બ્રિટિશ ટાપુઓ, ન્યુઝીલેન્ડ, વગેરે.

ब. **પર્વતો**—હિમાલય, આલ્પ્સ, આન્ડીઝ, વગેરે.

क. **નદીઓ, સરોવરો વગેરે**—માનસરોવર, નાઇગ્રાનો ધોધ, ગંગા નદી, એમેઝોન, વગેરે.

સ્થળની અગત્ય, અને મહત્તા સમજાય, એ આવા પ્રકારના નિબંધોનો હેતુ છે.

પાછળ બતાવેલી રૂપરેષામાં થોડો ઘણો ફેરફાર કરીને આવા નિબંધોની રૂપરેષા નક્કી કરી શકાશે.

હિમાલય વિષે લખવું હોય તો તેની રૂપરેષા નીચે પ્રમાણે થઈશકશે.

### વિષય-હિમાલય.

૧. **વસ્તુસ્થિતિ.**

अ. સ્થળ વિસ્તાર—હિન્દની ઉત્તરે, એશિયાના મધ્ય ભાગમાં, ૨૦૦ માઇલ પહોળી અને ૧૫૦૦ માઇલ લાંબી પર્વતની હારો.

**ब**. કુદરતી ત્રણ ભાગ—૧. બરફથી ઢંકાએલો, ૨. ગાઢાં જંગલોથી ભરપુર, ૩. અને ખીણો અને નદીઓના વિસ્તારવાળો.

**૨. ઉપયોગિતા.**

**अ**. દિવાલ રૂપે હોવાથી દેશનો બચાવ.

**ब**. વરસાદ લાવવામાં સાધન રૂપ.

**क**. મોટી નદીઓનું મૂળ; બરફ ઓગળવાને લીધે તેઓમાં ઉનાળામાં આવતું પૂર.

**ड**. જાતજાતની આબોહવા અને ભિન્નભિન્ન વનસ્પતિની પેદાશ.

**इ**. અદ્દ્ભુત દૃશ્યોથી ધાર્મિક ભાવનાની જાગૃતિ.

**फ**. આત્મજ્ઞાન મેળવવા માટે એકાન્ત સ્થળ.

**૩. સારાંશ.**

**अ**. હિન્દુલોકોની જાણે દેવભૂમિ-સ્વર્ગભૂમિ.

**ब**. પામીરનો ઉચ્ચપ્રદેશ (૧૩૦૦૦ ફુટ) એ જાણે દુનીઆની અગાસી.

**क**. એવરેસ્ટ શિખર (૨૯૧૪૫ ફુટ) એ જાણે હિન્દુઓની ઉંચામાં ઉંચી વિજયપતાકા.

**ड**. વનસ્પતિની સમૃદ્ધિ એ જાણે કુદરતનો ખજાનો.

**૩૨. કુદરતનાં દૃશ્યો**—કાળ અને સ્થળને અનુસરી જે કુદરતના અદ્દ્ભુત અને મનોહર દેખાવ દૃષ્ટિગોચર થાય, તેના વર્ણન સંબંધી નિબંધો આ વર્ગમાં આવે. જેમકે—પ્રાતઃકાળ, ચાંદની, વસંત ઋતુ, ચોમાસામાં વનવર્ણન, મૃગજળ, ઉનાળો, બરફના તરતા ડુંગરા, ધૂમકેતુ, મેઘધનુષ્ય, જ્વાળામુખી પર્વત, વ્યાપારી પવનો, ઉના પાણીના ઝરા, વગેરે.

સૃષ્ટિની કળા-ખુબી ધ્યાનમાં આવે, અને એ રીતે પ્રભુની લીલા સમજાય, એ આવા પ્રકારના નિબંધોનો ઉદ્દેશ છે.

કુદરતનાં દૃશ્યો માટે કોઈપણ પ્રકારની સામાન્ય રૂપરેખા આપી શકાય નહિ. લખનારે તેને માટે પ્રથમ તે દૃશ્યને લગતી જુદી જુદી વિગતો જે પ્રમાણે યાદ આવતી જાય તે પ્રમાણે અનુક્રમે પોતાની દૃષ્ટિ સમક્ષ આણવી, અને પછી તેનાં કારણો અને અસર બતાવવી.

જેમ બને તેમ આબેહુબ વર્ણન આપી શકાય તેવો પ્રયત્ન કરવો. એકાદ વિષયની રૂપરેખા નીચે આપી છે:—

**વિષય—વસંતઋતુ.**

**૧. વર્ણન.**

अ. છ ઋતુઓ: હેમન્ત, શિશિર, વસંત, ગ્રીષ્મ, વર્ષા, અને શરદ્; તેમાં વસંત મુખ્ય.

ब. લગભગ બે માસ, શિઆળા અને ઉનાળાની સંધિનો કાળ.

**૨. વસંતઋતુની મહત્તા.**

अ. ટાઢ તાપ સરખાં, કામકાજને અનુકૂળ.

ब. વનસ્પતિનાં નવાં રૂપ, (યુવાવસ્થા.)

क. વસંતપંચમી, હોળી, શિવરાત્રિ વગેરે તહેવારો.

**૩. દેખાવ.**

अ. પક્ષીઓના મધુર કલરવ.

ब. મધુર પુષ્પોની સુવાસ.

क. વસંતપૂર્ણિમાની ચાંદની.

ड. પ્રજાના ઉત્સવોની ઋદ્ધ, આનંદની રેલછેલ.

**૩૩. બનાવટ અને કારીગરીની વસ્તુઓ**—પૃથ્વીનાં દશ્યોમાંથી મનુષ્યોએ પોતાના જીવનની સુખ સગવડ મેળવવા અનેક ચીજો બનાવી છે, જેમકે—ચા, ચામડું, ખાંડ, ચોખા, કાપડ, રેશમ, માટીનાં વાસણો, કાગળ, કાચનો સામાન, વગેરે. આવા નિબંધો લખવાનો હેતુ એ છે કે એવી વસ્તુઓની ઉત્પત્તિ, અને તેનો માનવ-જીવનમાં ઉપયોગ સમજવામાં આવે. આવા પ્રકારના નિબંધોની સામાન્ય રૂપરેખા નીચે પ્રમાણે હોઈ શકે—

**સામાન્ય રૂપરેખા.**

**૧. નામ, ઉત્પત્તિ.**

**૨. ગુણ, દેખાવ, વગેરે.**

**૩. તેની બનાવટ.**

**૪. તેનો ઉપયોગ.**

આ પ્રમાણે ખાંડ વિષે લખવાનું હોય તો તેની રૂપરેખા નીચે પ્રમાણે યોજી શકાય—

### વિષય-ખાંડ.

૧. **ઉત્પત્તિ.**
 अ. શેરડીમાંથી ઉત્પત્તિ.
 ब. તેમાંથી રસ કાઢવાની, તેને ગાળવાની, અને તેમાંથી દાણાદાર ખાંડ બનાવવાની ક્રિયાઓ.

૨. **ગુણ, દેખાવ, વગેરે.** (ગળી, સફેદ, દાણાદાર.)

૩. **તેની બનાવટ.**
 अ. પ્રાણીઓની ચરબીમાંથી.
 ब. ખનિજ કોલસામાંથી.
 क. શેરડી, બીટ વગેરેમાંથી

૪. **ઉપયોગ.**
 अ. મિઠાઈ બનાવવામાં.
 ब. ખોરાક સાથે મિશ્રણ કરવામાં.
 क. ચા, શરબત વગેરે પીણાંમાં.
 ड. દવાના ઉપયોગમાં.

---

# પ્રકરણ ૫મું.

---

## નિરૂપણાત્મક નિબંધો.

**૩૪. નિરૂપણ**—કોઈ બાબતની સ્પષ્ટ સમજુતી આપવી તે નિરૂપણ છે. નિરૂપણાત્મક નિબંધોના વિષયો:—સહકારી મંડળી, ધારાસભા, છાપવાની કળા, સંચા અને તેના ફાયદા, દિવાળી, ક્રિકેટની રમત, હોકાયંત્ર, ગ્રામોફોન, હળવું સાહિત્ય, હાલનાં નાટકો, વગેરે.

આવી જાતના નિબંધોનો ઉદ્દેશ એ છે કે તે વિષયોને લગતી બધી વિગતો આપવી, કે જેથી વાંચનાર તે વિગતોમાં રહેલો સિદ્ધાન્ત સ્પષ્ટ સમજી શકે. નિરૂપણાત્મક નિબંધોમાં વર્ણન તેનું બાહ્ય સ્વરૂપ ઘડે છે, અને સમજુતી એ તેનું આંતર સ્વરૂપ બતાવે છે. આંતર સ્વરૂપ સ્પષ્ટ બતાવાય, તોજ યથાર્થ નિરૂપણ ગણાય. નિરૂપણના વિષયોની સામાન્ય રૂપરેખા નીચે પ્રમાણે હોઈ શકે:—

**૧. સામાન્ય હકીકત, વ્યાખ્યા, કે ઓળખાણ.**
**૨. એને લગતો ઇતિહાસ.**
**૩. સ્પષ્ટ સમજુતી.**
**૪. ફાયદા ગેરફાયદા કે શુભ-અશુભ પરિણામ.**
**૫. સાર, કે છેવટની નોંધ.**

આ પ્રમાણે સામાન્ય રૂપરેખા જાણ્યા પછી હવે તેના જુદા જુદા પ્રકાર લઈએ, અને પછી તેને લગતાં દૃષ્ટાન્તો લઈ, બતાવેલી રૂપરેખાના નિયમો તેને લાગુ પાડીએ.

**૩૫. સંસ્થાઓ અને મંડળો**—લોકોપયોગી અગર લોકકલ્યાણને અંગે કામ કરનારી સંસ્થાઓ અને મંડળો સંબંધી નિબંધો આ વર્ગમાં આવે. તેવા વિષયોની માહિતી આપી, તેના કામકાજ સંબંધી સમજુતી આપી, તેનાથી થતાં કાર્યનું શુભ-અશુભ પરિણામ બતાવવું એ આવા પ્રકારના નિબંધોનો હેતુ છે.

આવા વિષયોના દાખલા—

જિંદગીનો વીમો, સહકારી મંડળી, સાર્વજનિક દવાખાનું, કેળવણી મંડળ, મ્યુનિસિપાલિટી, લોકલબોર્ડ, ધારાસભા, અનાથાશ્રમ વગેરે. આવા વિષયોમાંના કેટલાક વિષયોની રૂપરેખા નીચે આપી છેઃ—

**વિષય—શહેર સુધરાઇ ખાતું (મ્યુનિસિપાલિટી.)**

**૧. સામાન્ય હકીકત.**

**अ**. મોટાં શહેરોમાં લોકોની શરીર સુખાકારી જાળવનારૂં મંડળ.

**ब**. નિભાવ-ઘર, જાજરૂ, પાણીના નળ, વગેરે ઉપર કર; અને જતા આવતા માલ ઉપરની જકાત.

**૨. ઈતિહાસ.**

**अ**. કંપનિ સરકારના રાજ્યમાં પ્રથમ કલકત્તા, મદ્રાસ અને મુંબઈમાં તેની શરૂઆત.

**ब**. ઇ. સ. ૧૮૫૦માં મ્યુનિસિપાલિટીને લગતો કાયદો.

**क**. ઇ. સ. ૧૮૭૦માં તેમાં સુધારો.

**ड**. ઇ. સ. ૧૮૮૧માં લોર્ડ રીપને આપેલું સ્થાનિક સ્વરાજ્યનું સ્વરૂપ.

**इ**. ૧૮૯૩માં તેની સત્તા, કાર્ય, અને પ્રજાના પ્રતિનિધિત્વમાં વૃદ્ધિ.

**૩. ચાલુ વહીવટ.**

**अ.** પહેલાં ⅔ પ્રતિનિધિઓ પ્રજાના, અને ⅓ સરકારના નીમેલા હતા.

**ब.** ચુંટણીનું ધોરણ.

**क.** સરકારનો અંકુશ. હવે બધા સભ્યો લોકનિયુક્તજ હોય છે.

**૪. તેની ફરજો.**

**अ.** દીવાબત્તીની વ્યવસ્થા અને આગથી સંરક્ષણ.

**ब.** પાકા રસ્તા બંધાવવા, તેને ઠીકઠાક ને સાફ રખાવવા, તે પહોળા કરાવવા, અને હરકત કરતી વસ્તુઓને દૂર કરવી.

**क.** ગંદકી દૂર કરાવવી; મડદાં બાળવા-દાટવાની વ્યવસ્થા કરવી; જાજરૂ, ગટર, હમામખાનાં, હવાડા, તળાવ, વગેરે બંધાવવાં, દુરસ્ત કરાવવાં, અને લોકોને પાણી પુરૂં પાડવું.

**ड.** નુકસાનકારક અને જોખમકારક વેપારધંધા અટકાવવા, અગર અંકુશ મૂકી નિયમમાં રાખવા.

**इ.** બાળકોને કેળવણી આપવાની વ્યવસ્થા કરવી.

**क.** દવા વગેરેની વ્યવસ્થા કરવી.

**૫. સારાંશ-ફાયદા-ગેરફાયદા.**

**નોંધ**—ઉપર પ્રમાણે આ વર્ગના ગમે તે વિષયની રૂપરેષા ઘડી શકાય, પરંતુ કોઈ શહેરનીજ મ્યુનિસિપાલિટી ઉપર નિબંધ લખવાનો હોય ત્યારે તેને લગતીજ હકીકતો આવે, પણ સામાન્ય લખવાનું ન હોય એ ખાસ ધ્યાનમાં રાખવું.

## વિષય-ટપાલની વ્યવસ્થા.

**૧. સામાન્ય હકીકત.**

**૨. ઇતિહાસ.**

**अ.** પ્રાચીન સમયમાં ટપાલ મોકલવાની પદ્ધતિ, લશ્કરી ટપાલની વ્યવસ્થા.

**ब.** હાલની વ્યવસ્થા. (હલકારા, ગાડી, રેલવે મારફતે.) ઇ. સ. ૧૬૭૫માં પ્રથમ વ્યવસ્થિત.

**૩. સમજુતી.**

**अ.** પહેલાં અને હાલમાં ટપાલના દર.

ब. પોસ્ટમેનો, અને ઓફિસોની વ્યવસ્થા.

क. ટપાલ ખાતાંનો સંપ (પોસ્ટલ યુનીઅન.)

૪. **પોસ્ટખાતાનાં કામ.**

अ. મનિઓર્ડર.

ब. સેવિંગ્સ બેંક.

अ. પોસ્ટ પારસલ.

ड. ટેલિગ્રાફ અને ટેલિફોન.

इ. વાયર્લેસ ટેલિગ્રાફિ.

૫. **સારાંશ કે છેવટની નોંધ.**

**૩૬. વેપાર ઉદ્યોગ અને હુન્નરકળા સંબંધી**—આ પ્રકારના નિબંધોમાં જુદીજુદી જાતના વેપાર ઉદ્યોગો, અને હુન્નરકળાઓને લગતા નિબંધો આવે. આવા નિબંધોનો હેતુ એ હોય છે કે તેને લગતી સર્વ પ્રકારની માહિતી અને સમજણ આપવી, અને છેવટે તેના ફાયદા ગેરફાયદા જણાવવા.

આવા નિબંધોના વિષયો:—સંચા અને તેના ફાયદા, રંગાટકામ, વણાટકામનો ઉદ્યોગ, રેશમનો વણાટ, ભરતકામ, છાપવાની કળા, વગેરે.

આ પ્રકારના વિષયોમાંના કેટલાકની રૂપરેષા નીચે આપવામાં આવી છે.

**વિષય—છાપવાની કળા.**

૧. **સામાન્ય હકીકત.**

अ. છાપવાની કળાની સમજુતી.

૨. **ઈતિહાસ.**

अ. પ્રાચીન સમયમાં—હસ્તલિખિત, શિલાછાપ, તામ્રપટ.

ब. મધ્યયુગમાં—ચોકઠામાં બીબાં ગોઠવવાની શોધ (ચીનમાં).

क. અર્વાચીન યુગમાં—પ્રિન્ટીંગ પ્રેસ.

૩. **છાપવાની જુદી જુદી રીતો.**

૪. **છાપવાની કળા હાથ લાગવાથી થતા લાભ.**

૫. **ઉપસંહાર**—દેશની આબાદીમાં તેનો હિસ્સો.

**વિષય—વસ્તીગણતરી.**

૧. **સમજુતી.**

૨. **ઈતિહાસ.**

**अ.** રોમનોના વખતમાં. **ब.** મધ્યયુગમાં. **क.** હાલના વખતમાં.
**ड.** ઇ. સ. ૧૮૭૧માં (લોર્ડ મેયો) હિંદુસ્તાનમાં પ્રથમ વસ્તીગણતરી, પછી દશ દશ વર્ષે.

૩. **જુદી જુદી રીતે.**

૪. **વસ્તી ગણુતરીથી થતા લાભ.**
**अ.** દેશની સાચી સ્થિતિ જાણવા માટે તેની જરૂર.
**ब.** સુધારા માટે મળી આવતી માહીતી.

૫. **ઉપસંહાર.**

**૩૭. રમતગમત, ઉત્સવો, અને પ્રવાસો**—તહેવારના દિવસો, ઉત્સવના પ્રસંગો, મિજલસો, મેળાવડા, સંમેલનો, મેળા, જુદી જુદી જાતની રમતો, ઉજાણીઓ, આનંદપર્યટનો, પરિષદો, વગેરે વિષયોને લગતા નિબંધો આ વર્ગમાં આવે. આવા પ્રસંગો ઉપસ્થિત થવાનાં કારણ, તેમાંથી મળતો આનંદ, અને તેનાં પરિણામ બતાવવાનો આવા નિબંધોનો હેતુ છે. આવા વિષયો:–દિવાળી, કોઇ મેળાનું વર્ણન, દશેરા, શેતરંજ, હોળીના દિવસો, ચકભિલ્લુની રમત, ઇનામનો મેળાવડો, વગેરે. આ વિષયોમાંના કેટલાકની રૂપરેખા નીચે આપવામાં આવી છે:—

**વિષય–દશેરા.**

૧. **સામાન્ય હકીકત.**
**अ.** આસો સુદ ૧૦–નવરાત્ર પછીનો દિવસ–વિજયાદશમી.
**ब.** જેમ બ્રાહ્મણોની બળેવ, વૈશ્યોની દિવાળી, શૂદ્રોની હોળી, તેમ ક્ષત્રિયોનો વિજયાદશમી–ખાસ તહેવાર છે.
**क** વર્ષાઋતુ અને શરદઋતુની સંધિ, ક્ષત્રિયોને વિજય મેળવવા જવાનો સમય, અને લડાઈની તૈયારી કરવાનો દિવસ.

૨. **ઐતિહાસિક હકીકત.**
**अ.** એ દિવસે રામે રાવણ ઉપર વિજય મેળવ્યો.
**ब.** પાંડવોએ શસ્ત્ર ધારણ કર્યાં અને રાજ્ય મેળવ્યું.
**क.** ભગવાન ગૌતમબુદ્ધનો જન્મદિવસ.
**ड.** દેવી દુર્ગાએ મહિષાસુરનો વધ કર્યો.

**૩. એનું વર્ણન.**

**अ**. શમીપૂજનનો મહિમા. **ब**. ઘોડાઓની અને શસ્ત્રોની હરિફાઈ.

**क**. નગરજનોમાં ઉત્સાહ અને આનંદ, **ड**. રાજાની સ્વારી.

**૪. ફાયદા-પરિણામ.**

**વિષય—કોઈ પ્રવાસ.**

**૧. સામાન્ય હકીકત.**

**अ**. ક્યારે, ક્યાંથી અને ક્યાં જવા માટે નીકળ્યા ? **ब**. તેની મહત્તા.

**૨. ટુંકો ઇતિહાસ.**

**अ**. શરૂઆત, સાથીઓ અને અનુકૂળતા.

**ब**. જોએલાં દશ્યો, તેમાં રહેલી ખાસ વિશેષતા અને ગૌરવ.

**૩. પરિણામ.**

**अ**. મુસાફરીની અસર. **ब**. સાધનોની સગવડ.

**૪. તેના ફાયદા.**

**૩૮. વિજ્ઞાનને લગતા વિષયો**—માનવજાતની સુખ સગવડમાં અને સૃષ્ટિજ્ઞાન મેળવવામાં ઉપયોગી બાબતો, અને વિજ્ઞાનને લગતી શોધખોળો વિષેના નિબંધો આ વર્ગમાં આવે.

આવા વિષયો—બળીઆ ટંકાવવા, હોકાયંત્ર, વાયુભારમાપક યંત્ર, (બેરોમીટર) ગરમી માપક યંત્ર, (થર્મોમીટર) રોંટગનનાં કિરણો, (એકસ-રેઝ) ટ્રામગાડી, હવા, ગ્રામોફોન, વગેરે.

જીવનને ઉપયોગી પદાર્થોના ગુણ તથા ઉપયોગ જાણવા તેમજ શોધખોળોને લગતી માહીતી આપવી એ આવા નિબંધોનો હેતુ છે.

આ વર્ગના વિષયોમાંના કેટલાકની રૂપરેખા નીચે આપવામાં આવી છે:—

**વિષય—ગરમીમાપકયંત્ર (થર્મોમીટર).**

**૧. સામાન્ય હકીકત.**

**अ**. પારાના કેટલાક ખાસ ગુણો.

**ब**. કાચની નળીમાં તેને ભરવાની ક્રિયા.

**क**. ઠારબિંદુ અને ઉકાળબિંદુ.

**ड**. અંશ પાડવાની જુદી જુદી રીત.

૨. **જુદી જુદી જાતનાં ગરમીમાપક યંત્ર.**
**अ**. સેન્ટીગ્રેડ. **ब**. ફેરનહાઈટ. **क**. રોમર.

૩. **તેનો ઉપયોગ.**
**अ**. હવાની ગરમી માપવામાં. **ब**. શરીરની ગરમી માપવામાં.

૪. **સારાંશ**—મનુષ્યજીવનમાં તેની જરૂરિઆત.

## વિષય—ટ્રામગાડી.

૧. **સામાન્ય હકીકત.**
**अ**. પહેલી શોધ—ઓછા બળથી ગાડી ચાલે તેવા પ્રયોગો અને પાટાનો ઉપયોગ.
**ब**. પાટા નાખવાની શરૂઆત.

૨. **ટ્રામગાડી અને આગગાડીમાં તફાવત.**
**अ**. લાંબી મુસાફરી માટે આગગાડીની અને ટુંકી મુસાફરી માટે ટ્રામગાડીની અનુકૂળતા.
**ब**. આગગાડીથી જુદાં જુદાં ગામોમાં અને ટ્રામથી એકજ શહેરના જુદા જુદા લત્તાઓમાં જવાની જોગવાઈ.
**क**. થોભવાનાં સ્થળો વચ્ચેનું અંતર.
**ड**. ભાડું વસુલ કરવાની બન્નેની રીત.

૩. **ટ્રામગાડી ખેંચવાની રીતો.**
**अ**. ઘોડાઓથી. **ब**. વરાળયંત્રથી. **क**. વીજળીની મદદથી.

૪. **ફાયદા.**
**अ**. જવા આવવાની સગવડ. **क**. દ્રવ્યનો બચાવ.
**ब**. વખતનો બચાવ.

૫. **સારાંશ.**
**अ**. વધારે પ્રવૃત્તિવાળાં શહેરોમાં તેની જરૂર.
**ब**. મુસાફરીમાં રાખવી જોઈતી સાવચેતી.

૩૯. **સાહિત્યવિષયક**—આ વર્ગમાં ભાષા અને સાહિત્યને લગતા નિબંધો આવે. ભાષા વિભાગમાં ભાષાની ઉત્પત્તિ, તેનો વિકાસક્રમ, અને તેના સ્વરૂપના એકદેશીય કે સામાન્ય નિરૂપણ સંબંધી વિષયો આવે. સાહિત્ય વિભાગમાં ઉત્તમ કવિઓ અને લેખકોની

સાહિત્ય સેવા; સાહિત્યનો લોક, સમાજ, અને ભાષા સાથે સંબંધ; સમાલોચના; વિવેચન; વગેરે વિષયો આવે. આવા પ્રકારના નિબંધોનો હેતુ માનવજીવન વિચારની બાબતમાં કેટલી પ્રગતિ કરે છે તેનું નિરૂપણ કરી, તેમાં રહેલું રહસ્ય સ્પષ્ટ બતાવવાનો છે.

આવા પ્રકારના નિબંધના વિષયો—સાહિત્યની માનવજીવન ઉપર અસર, સાહિત્યનો ઉત્કર્ષ એ દેશનો ઉત્કર્ષ સૂચવે છે, ભાષા અને સાહિત્ય, સાહિત્યસેવા, પ્રેમાનંદની સાહિત્યસેવા, વીસમી સદીનું સાહિત્ય, નવલકથાનું સ્વરૂપ, હાલનાં નાટકો, વગેરે.

આ વર્ગમાંના કેટલાક વિષયોની રૂપરેષા નીચે આપવામાં આવી છે:—

## વિષય—સાહિત્યસેવા.

**૧. સાહિત્ય એટલે શું ?**

**अ.** માણસના મનોગત સર્વ પ્રકારના વ્યાપારની વાણી તે સાહિત્ય.

**ब.** સંસ્કારી સ્થાયી ભાષામાં લોકોત્તર લેખ-કથન એ સાહિત્ય.

**क.** ઉત્તમ વિચારો ઉત્તમ ભાષામાં ઉતારેલા હોય તેવા લેખો તે સાહિત્ય.

**૨. સાહિત્યની ઉપયોગિતા.**

**अ.** ઉમદા જીવન ઘડવાનું સાધન.

**ब.** ઉંચા સાહિત્યમાંજ પ્રજાજીવનનો ઉત્કર્ષ.

**क.** સાહિત્યમાં દેશની આબાદીનું પ્રતિબિંબ.

**૩. સાહિત્યસેવકો.**

**अ.** ગુજરાતીમાં-કવિ પ્રેમાનંદ, તેની સાહિત્યવિકાસની યોજના.

**ब.** સંસ્કૃતમાં-કવિ કાળિદાસ, માઘ, ભવભૂતિ વગેરે.

**क.** અંગ્રેજીમાં-શેકસપીઅર, મિલ્ટન, મેકોલે વગેરે.

**૪. સારાંશ.**

**अ.** સાહિત્યસેવા એ લોકસેવા છે.

## વિષય—કવિ નર્મદાશંકર અને દલપતરામ.

**૧. સામાન્ય હકીકત.**

**अ.** તેમનો જમાનો.

**ब**. સ્થળ—સુરત અને મુંબઈમાં કવિ નર્મદાશંકર અને અમદાવાદમાં કવિ દલપતરામ.

૨. **સરખામણી.**

**अ**. તેમનાં જીવન, અભ્યાસ અને સંસ્કાર.

**ब**. તેમનાં કાવ્યોની દિશા, શૈલી અને ઉદ્દેશ.

**क**. કવિજીવન તરીકેની તેઓની હરિફાઈ.

૩. **પરિણામ.**

**अ**. તેમનાં કાવ્યોથી પ્રજાને મળેલો લાભ.

**ब**. બન્ને શલીની ઉપયોગિતા અને તેની પ્રજા પર અસર.

૪. **સારાંશ.**

**अ**. નર્મદશૈલી 'મસ્ત.' **ब**. દલપતરામની 'ચાતુર્ય શૈલી, સભારંજની.'

## વિષય—નાટક.

૧. **સામાન્ય હકીકત.**

**अ**. નાટક કોને કહેવાય ? **ब**. નાટકના પ્રકાર: ૧. શ્રાવ્ય, ૨. દશ્ય.

**क**. દશ્ય નાટકોની ખાસ વિશેષતા.

૨. **ઇતિહાસ.**

**अ**. પ્રાચીન સમયની રંગભૂમિ. **ब**. અર્વાચીન રંગભૂમિની સ્થિતિ.

૩. **નાટકો કેવાં હોવાં જોઇએ ?**

**अ**. ધાર્મિક અને નૈતિક નાટકોની અસર.

**ब**. ઉમદા નાટકના ગુણ—ઉંચું સાહિત્ય, ઉંચું સંગીત, ઉંચી કળા અને રસિકતા.

**क**. બીભત્સ અને અદ્‌ભુત રસ ન હોવો જોઈએ.

**ड**. અધમવૃત્તિનાં પોષક તત્ત્વો નાટકમાં ન જોઈએ.

૪. **નાટકોની ઉપયોગિતા.**

**अ**. પ્રજાને તાલીમ આપવામાં.

**ब**. સાચી કેળવણી આપવામાં અને ઉત્તમ સંસ્કાર આપવામાં.

**क**. જીવનની ઘટનાઓનો સારાસાર બતાવવામાં.

૫. **ઉપસંહાર.**

**अ**. સારાં નાટકોનો દેશની આબાદીમાં હિસ્સો.

**ब**. પ્રજાને ઉચ્ચ તાલીમ આપવાનું ઉત્તમ સાધન.



# પ્રકરણ ૬ઠ્ઠું.

## વિવેચનરૂપ નિબંધો.

૪૦. **વિવેચન**—કોઈ વિષય ઉપર લેખકના પોતાના વિચારો કેવા છે તે દર્શાવવા, અને તે વિચારોનું દાખલા દલીલોથી સમર્થન કરવું તે વિવેચન છે. વિવાદગ્રસ્ત વિષયો હોય તો પોતે જે વિચાર ધરાવતા હોય, તેનાથી વિરૂદ્ધ વિચારો લઈ તેનું ખંડન કરવું. કહેવત, સૂત્ર કે રૂઢિપ્રયોગ હોય તો તે કેવી રીતે લાગુ પડે છે તે પ્રથમ સ્પષ્ટ બતાવવું, અને તેને માટે અનુભવ ઉપરથી અથવા ઇતિહાસમાંથી દૃષ્ટાન્તો આપવાં. કોઈપણ વિષયનું વિવેચન કરતાં તેની સામાન્ય રૂપરેખા નીચે પ્રમાણે હોઈ શકે.—

### વિવેચન માટે સામાન્ય રૂપરેખા.

૧. **અર્થ ને સમજુતી.**
૨. **વિસ્તાર, વિકાસ, માર્ગ કે પ્રકાર.**
૩. **દાખલા-દલીલો.**
૪. **અસર, ફાયદા કે નુકસાન; તેને દૂર કરવાના ઉપાય કે તેની જરૂરિઆત; વગેરે.**
૫. **ઉપસંહાર.**

આ પ્રમાણે વિવેચનરૂપ વિષયો માટે સામાન્ય રૂપરેખા જાણ્યા પછી હવે તેના જુદા જુદા પ્રકારો લઈએ, અને પછી તેને લગતાં દૃષ્ટાન્તો લઈ આ રૂપરેખાના નિયમો લાગુ પાડીએ.

નોંધઃ—એટલું ખાસ ધ્યાનમાં રાખવું કે ઉપર આપેલી સામાન્ય રૂપરેખા બધા જ વિષયોને લાગુ પડી શકે નહિ, કારણ કે પ્રત્યેક વિષયનાં વિવેચન જુદી જુદી દૃષ્ટિથી કરવાનાં હોય છે. પરંતુ ઉપરની રૂપરેખાની રચના ધ્યાનમાં હશે તો કોઇપણ વિષયની રૂપરેખા સહજ ગોઠવી શકાશે.

**૪૧. ટેવ, ગુણ, સ્વભાવ, લક્ષણો**—કોઈપણ કામ વારંવાર કરવાથી મનની જે સ્થિતિ થાય છે તે ટેવ છે. ટેવ વડે ઉત્તમ ગુણો આવે છે. ગુણોમાંના કેટલાક કુદરતી અને કેટલાક શ્રમસાધ્ય છે. અસાધારણ ગુણ કે ધર્મ તે લક્ષણ કહેવાય છે. ખંત, દઢતા, ઉદ્યોગ, સાચવટ, વગેરે ઉંચાં અને સારાં લક્ષણો છે. એવાં લક્ષણો વડે સ્વભાવ ઘડાય છે. માણસના ગુણ, સ્વભાવ, ટેવ, અને લક્ષણો સંબંધી વિષય પરના નિબંધો આ વર્ગમાં આવે. આ વર્ગના નિબંધોનો હેતુ માણસનાંઉંચાં લક્ષણો, ટેવ, ગુણ, સ્વભાવ, વગેરે જીવનમાં કેવાં ઉપયોગી છે, તેમજ તેના શા લાભાલાભ છે તે બતાવવાનો છે.

આવા પ્રકારના નિબંધોના વિષયો:—

अ. **ટેવ**—મોજમઝા, નિયમિતતા, વહેલા ઉઠવાની ટેવ, માદક દ્રવ્યોનું સેવન, વગેરે.

ब. **ગુણ**—હિંમત, પરોપકાર, સદ્‌ગુણ, આળસ, લોભ, મોહ, તૃષ્ણા, ક્ષમા, કરકસર, નમ્રતા, વગેરે.

क. **લક્ષણ**—સાચવટ, ખંત, આગ્રહ, ઉત્સાહ, વગેરે.

ड. **સ્વભાવ**—ચાહવું અને સહેવું, મીલનસાર સ્વભાવ, હસમુખાપણું, ઉદ્ધતપણું, વગેરે.

આ વર્ગમાંના કેટલાક વિષયોની રૂપરેખા નીચે આપી છે:-

૧.

**વિષય-મોજમઝા.**

**૧. મોજમઝાનો અર્થ ને સમજુતી.**

- **अ**. ખોરાક.
- **ब**. પોષાક.
- **ब**. પોષાક.
- **क**. ઘર ને ફરનીચર.
- **ड**. વાહન; મોટરો, ગાડીઓ, વગેરે.
- **ड** વાહન; મોટરો, ગાડીઓ, વગેરે.

**૨. મોજશોખનો ફેલાવો.**

- **अ**. પ્રાચીન કાળ—રોમન સામ્રાજ્યમાં. ( દાખલા સાથે. )
- **ब**. અર્વાચીન કાળ—ફ્રાન્સમાં, અને યુનાઇટેડસ્ટેટ્સમાં.

**૩. મોજશોખની અસર.**

अ. પૈસાની બરબાદી

ब. તન, મન, અને આત્માની શક્તિઓની ખરાબી.

क. સ્વાર્થની વૃદ્ધિ. ड. દેશની નિર્બળતા અને નાશ.

**૪. મોજશોખ ફેલાતો અટકાવવાના ઉપાય.**

अ. સમાજના અભિપ્રાયોની અસર. ( લોકાપવાદનો ભય. )

ब. સંયમ. क. કાયદા. ड. ધનસંચય થતો અટકાવનારી રાજનીતિ.

## વિષય—પરોપકાર.

**૧. પરોપકારનો અર્થ અને સમજુતી.**

अ. પારકાને ઉપકાર કરવો એ પુણ્ય, અને પીડા કરવી તે પાપ.

ब. સમભાવનાના ગુણમાંથી તેની ઉત્પત્તિ.

**૨. પરોપકારના માર્ગ.**

अ. શારીરિક સેવા–માંદાંની માવજત, અકસ્માતમાંથી બચાવ, વગેરે.

ब. માનસિક સેવા. ( વિદ્યાદાન, સાચી સલાહ, વગેરે. )

क. આર્થિક સેવા. ( કુવા, તળાવ, પુસ્તકાલયો, વિદ્યાલય, દવાખાનાં, વગેરે લોકહિતનાં કાર્યો. )

**૩. પરોપકારનાં દૃષ્ટાન્તો.**

अ. નદી, વૃક્ષ, સૂર્ય, વગેરે. ब. પરોપકારી વ્યક્તિઓનાં દૃષ્ટાન્ત.

**૪. ઉપસંહાર.**

अ. પરોપકાર કરવો એ આપણી એક ફરજ છે.

ब. આપણી શક્તિઓનો પરકલ્યાણમાં ઉપયોગ કરવો એ ધર્મ છે.

अ. પરોપકાર કરવામાં સ્વાર્થ ન હોવો જોઇએ.

## વિષય—ઉદ્યોગ.

**૧. ઉદ્યોગનો અર્થ અને સમજુતી.**

अ. તન, મન, અને આત્માનું કોઈ કાર્યમાં જોડાવું.

ब. સામાન્ય અર્થ–પ્રવૃત્તિમાં રહેવું.

**૨. ઉદ્યોગનું બળ.**

अ. અધિકાર પ્રાપ્તિ. क. જીવનનાં કાર્યોમાં સફળતા.

ब. ધનની પ્રાપ્તિ. ड. જીવનમાં આનંદ.

૩. ઉદ્યમ અને કર્મની સમાલોચના.

अ. ઉદ્યમથીજ દુનીઆ નભી રહી છે.

ब. સર્વ સુખ ઉદ્યમથી જ મેળવાય છે.

क. ઉદ્યમ વડેજ પ્રારબ્ધ બંધાય છે.

૪. નિરુદ્યમની અસર.

अ. સ્વાર્થની વૃદ્ધિ. ब. આળસ, પ્રમાદ, વગેરે અવગુણોની વૃદ્ધિ.

क. શક્તિઓની ખરાબી. ड. દેશની નિર્બળતા ને નાશ.

૪. ઉપસંહાર.

अ. ઉદ્યોગી જીવનમાંજ દેશની આબાદી.

ब. સતત ઉદ્યોગને પરિણામે પુરુષાર્થ સિદ્ધિ.

क. ઉદ્યોગથી ઉચ્ચતર, સ્વાશ્રયી, અને સ્વતંત્ર જીવન ગાળી શકાય છે

## વિષય—આળસ.

૧. આળસનો અર્થ અને સમજુતી.

अ. પોતાના કામ ઉપર ધ્યાન ન આપવાની ટેવ.

ब. આળસ અને પ્રમાદ વચ્ચેનો ભેદ.

૨. આળસ એ મનુષ્યનો મોટામાં મોટો શત્રુ છે.

अ. કર્તવ્યનિષ્ઠ રહેવામાં આડરૂપ છે.

ब. શારીરિક અને માનસિક શક્તિઓ ક્ષીણ કરે છે.

क. આળસુ માણસો સમાજને ભારરૂપ છે.

૩. આળસની અસર અને નુકસાન.

अ. જીવનમાં દુઃખની વૃદ્ધિ કરે છે. ड. દુર્ગુણો વધે છે.

ब. ગરિબાઈ લાવે છે. इ. શરીરને વ્યાધિગ્રસ્ત બનાવે છે.

क. કાર્યોમાં નિષ્ફળતા મળે છે. फ. આરામ કે આનંદ મળતો નથી.

૪. ઉપસંહાર.

अ. કર્તવ્યનિષ્ઠ બનવાની જરૂર.

ब. ગરીબ કે પૈસાદાર દરેકે ઉદ્યોગી બનવુંજ જોઇએ.

**૪૨. લાગણીઓને લગતા**—લાગણી એ મન ઉપર થતી અસર છે. એ અસર સુખની હોય કે દુઃખની પણ હોય છે. કેટલીક

વાર આ અસર લાંબો કાળ ટકે છે, અને કેટલીક વાર થોડો કાળ ટકે છે. પ્રબળ અને જુસ્સાવાળી લાગણી ઓછો વખત ટકે છે. ભૂખ, તૃષા, જેવી લાગણીઓનો શરીરની જરૂરિઆત સાથે સંબંધ છે તે ઈંદ્રિયવિષયક લાગણીઓ કહેવાય છે. તેનો સંબંધ જ્યારે મન સુધી પહોંચે એટલે મનને અસર કરે ત્યારે તે માનસિક બને છે. આ લાગણીઓ પોતાના સંબંધમાં હોય અને પારકાના સંબંધમાં એટલે સમાજ, દેશ, કુટુમ્બ, વગેરે પ્રત્યે પણ હોય. પારકાના સંબંધમાં હોય તે ભાવના કહેવાય. આ ભાવના જ્યારે બુદ્ધિ, સહૃદયતા અને નીતિ સાથે જોડાએલી બને, ત્યારે ઉચ્ચ કોટિની બને.

આ પ્રમાણે પોતાના સંબંધમાં કે બીજાના સંબંધમાં જે લાગણીઓ ઉત્પન્ન થાય તે વિષય સંબંધીના નિબંધો આ વર્ગમાં આવે. આવા નિબંધોનો હેતુ ખરાબ લાગણીઓને અટકાવી સારી લાગણીઓને ઉત્તેજિત બનાવી મનુષ્યજીવન ઉચ્ચ અને સરળ બનાવવાનો છે.

૧. **આત્મીય લાગણી.**

अ. **ઇંદ્રિયવિષયક**—ભૂખ, તરસ, વેદના, વગેરે.

ब. **માનસિક**—બીક, ગુસ્સો, ક્રોધ, આશ્ચર્ય, શોક, સુખ, દુઃખ, ચિંતા, વગેરે.

૨. **અનાત્મીય લાગણી.**

अ. **બુદ્ધિ સાથે સંબંધ રાખતી**—જિજ્ઞાસા, સ્વદેશપ્રેમ, સ્વમાન, રાષ્ટ્રીય અસ્મિતા, ગુરુભક્તિ, પતિપ્રેમ, સ્પર્ધા, જનનીપ્રેમ, વગેરે.

ब. **હૃદય સાથે સંબંધ રાખતી**—સૌન્દર્યપ્રેમ, દયા, મૈત્રી, સમભાવના, વગેરે.

क. **નીતિ સાથે જોડાએલી**—કર્ત્તવ્યનિષ્ઠા, સદ્દગુણ માટે પ્રેમ. નીમકહલાલી, વફાદારી, સત્યનિષ્ઠા, વગેરે.

આ વર્ગમાંના કેટલાક વિષયોની રૂપરેખા નીચે આપવામાં આવી છેઃ—

## વિષય—પ્રેમ.

**૧. પ્રેમનો અર્થ અને સમજુતી.**

अ. વડીલ પ્રત્યે-પૂજ્યભાવ. क. દુઃખી પ્રત્યે-કરૂણાભાવ.

ब. મિત્ર પ્રત્યે-મિત્રભાવ. ड. વડીલોનો બાળકો પ્રત્યે-વાત્સલ્યભાવ.

**૨. પ્રેમની વ્યાપકતા અને તેનું બળ.**

अ. સૃષ્ટિના સર્વ પદાર્થોનું બંધારણ, (પ્રેમ એ કુદરતી છે.)

ब. પ્રેમમાં વશીકરણ.

**૩. વિશુદ્ધ પ્રેમનાં દષ્ટાન્તો.**

अ. દૂધ ને પાણીનું મિશ્રણ, કમળ ને ભ્રમર, પાણી ને માછલું, ચંદ્ર ને કુમુદિની, વગેરે.

ब. સારસ-સારસી, ચક્રવાક-ચક્રવાકી.

क. સીતા ને રામ, લયના ને મજનુ, ઉર્વશી ને પુરુરવા, વગેરે.

**૪. કૃત્રિમ પ્રેમ.**

अ. વિષયોમાં મોહાંધતા. ब. આસક્તિ.

**૫. ઉપસંહાર.**

अ. દુન્યવી પ્રેમ એ દૈવીપ્રેમનું પગથીઉં છે.

ब. પ્રેમનું પરિણામ એ પ્રભુપ્રાપ્તિ છે.

क. પ્રેમ બાંધવો સહેલ છે પણ નિભાવવો મુશ્કેલ છે.

## વિષય—દયા.

**૧. દયાનો અર્થ અને સમજુતી.**

अ. અન્યનાં દુઃખ જોઇને થતી લાગણી તે દયા.

ब. દયામાંથી ધર્મની ઉત્પત્તિ.

क. સમભાવના અને દયાને સંબંધ.

**૨. દયાના માર્ગ.**

अ. પ્રાણીઓ તરફ. क. અપંગો તરફ.

ब. નિરાશ્રિતો તરફ. ड. દુઃખીઓ તરફ.

**૩. દયાની અસર.**

अ. ફરજ બજાવવામાં પ્રવૃત્તિ. ब. પરકલ્યાણમાં તત્પરતા.

क. નિષ્ઠુરતા, ક્રૂરતા, નિર્દયતા, વગેરે ગુણો તરફ ધિક્કાર.

**૪. દયાનાં દષ્ટાન્તો.**

अ. જગતનાં દુઃખ માટે ભેખ લેનાર-ગૌતમબુદ્ધ.

ब. ગુલામી નાબુદ કરનાર-વિલ્બરફોર્સ.

क. કેદીઓની સ્થિતિ સુધારનાર-જોન હાવર્ડ.

ड. ઘાયલ સૈનિકોની સારવાર કરનાર-ફ્લોરેન્સ નાઈટીંગેલ.

**૫. સારાંશ.**

अ. દયા એ દૈવી ગુણ છે. ब. દયામાં જીવનનો ખરો આનંદ છે.

क. દયાથી બીજાનાં દીલ જીતી શકાય છે.

**વિષય-ક્ષમા.**

**૧. ક્ષમાનો અર્થ અને તેની સમજુતી.**

अ. ક્રોધનો તદ્દન અભાવ-ક્ષમા.

ब. સર્વ પ્રત્યે સમાનભાવ અને દયાની લાગણી.

क. સર્વ જનોના હિતમાં દિલની પ્રસન્નતા.

**૨. ક્ષમાના અભાવે શું હોય?**

अ. અસંતોષી જીવન, ઇર્ષ્યા. ब. ક્રોધની ઉત્પત્તિ.

**૩. ક્ષમાનો ગુણ પ્રાપ્ત કરવાના ઉપાય.**

अ. મન ઉપર સંયમ. ब. શાંતિપ્રિય બનવું.

क. ઇશ્વર ઉપર અચળ શ્રદ્ધા.

**૪. ક્ષમાના ગુણથી ફાયદા.**

अ. વેરી વશ થાય. ब. સૌ કોઇ સહવાસ કરે.

**૫. ક્ષમાનો ગુણ નહિ હોવાથી થતાં નુકસાન.**

अ. વિવેકશક્તિનો નાશ. क. જીવનનાં કાર્યોમાં નિષ્ફળતા.

ब. આબરૂનો નાશ. ड. કુસંપનાં બીજ, ક્લેશમય જીવન.

**૬. ઉપસંહાર-ક્ષમાને અભાવે સૃષ્ટિની સ્થિતિ.**

**૪૩. શક્તિઓને લગતા**—પ્રભુએ માણસને શરીર, મન અને આત્માની કેટલીક શક્તિઓ બક્ષી છે. એ શક્તિઓને કસવાથી તે જીવનનાં તમામ કાર્યો સરળતાથી કરી શકે છે. આપણાં દરરોજનાં કાર્યો કેવી રીતે કરવાં, કુટુમ્બમાં કેમ વર્તવું, માણસ તરીકે આપણી શી ફરજ છે, કુદરતમાંનાં સુખનાં સાધનોનો ઉપયોગ કેવી રીતે

કરવો, વગેરે તમામ બાબતોની સમજ શક્તિઓથીજ આવે છે. આ શક્તિઓ આપણા તેમજ અન્યના કલ્યાણમાં કેવી રીતે વપરાય, એ જાણવું પ્રત્યેક જનને આવશ્યક છે. આવા પ્રકારની તન, મન, અને આત્માની શક્તિઓ સંબંધી વિષયોના નિબંધો આ વર્ગમાં આવે. આવા નિબંધોનો હેતુ એ છે કે આ શક્તિઓ બરાબર કસાય, અને જીવનમાં જે કાર્યો કરવાનાં હોય તેને માટે લાયક થવાય. આ પ્રકારના નિબંધોના વિષયો—

૧. **શરીરની શક્તિઓને લગતા**--તન્દુરસ્તી, પશુબળ, પહેલું સુખ તે જાતે નર્યા, અંગકસરત, વગેરે.

૨. **માનસિક શક્તિઓને લગતા**—કલ્પનાશક્તિ, વિવેક, બુદ્ધિ, જ્ઞાન, ગ્રહણશક્તિ, દૃઢનિશ્ચય, શૌર્ય, અધિકાર, પરાક્રમ, ઇચ્છાશક્તિ, વગેરે.

૩. **આધ્યાત્મિક શક્તિઓને લગતા**--આત્મબળ, આત્મજ્ઞાન, સ્વમાન, પ્રભાવ વગેરે.

૪. **વ્યાવહારિક શક્તિઓને લગતા**—વ્યવહારકુશળતા, વાચાળતા, વ્યવસ્થા, નૈતિકબળ, વગેરે.

આ વર્ગમાંના કેટલાક વિષયોની રૂપરેખા નીચે આપવામાં આવી છે:--

## વિષય-વિવેક.

**૧. વિવેકનો અર્થ અને સમજુતી.**

સારૂં-નઠારૂં, સાર-અસાર, ખરૂં-ખોટું, લાભ-અલાભ, વગેરે પારખવાની શક્તિ તે વિવેક.

**૨. કઈ કઇ બાબતોમાં વિવેકની જરૂર છે?**

**अ.** ખાવા પીવામાં, પહેરવા ઓઢવામાં, બોલવા ચાલવામાં, હળવા મળવામાં, બેસવા ઉઠવામાં, વગેરે.

**ब.** વડીલો, સ્નેહીઓ, અધિકારીઓ, ગુરુ, અને નોકરો પ્રત્યે.

**क.** ઉપજ ખર્ચમાં, જીવનની જરૂરિઆતોમાં, તનમનની શક્તિઓનો ઉપયોગ કરવામાં, વગેરે.

**૩. વિવેકની કિંમત.**

अ. વિવેક રૂડો વિદ્યા થકી, 'વિવેક દશમો નિધિ'.

ब. સર્વ સ્થળે વિવેકી સન્માનપાત્ર બને છે.

क. કાર્યોમાં સફળતા, અને પ્રેમપ્રાપ્તિ. ड. યશપ્રાપ્તિ.

**૪. સારાંશ.**

## વિષય-શૌર્ય.

**૧. શૌર્યનો અર્થ અને સમજુતી.**

જગતના કલ્યાણ અર્થે પોતાની અસાધારણ શક્તિઓનો તક મળ્યે હિંમતથી સદુપયોગ કરવો તે શૌર્ય.

**૨. શૌર્યના પ્રસંગો.**

अ. લડાઇમાં.

ब. લુટારા, ધાડપાડુ, ચોર, અને આગથી બચાવ કરવામાં.

क. અકસ્માતના ભોગ બનેલાઓનું રક્ષણ કરવામાં.

**૩. શૌર્યનાં દૃષ્ટાન્ત.**

अ. રાજપુત્રને બચાવવા પોતાનો પુત્ર જતો કરવાની દાસી પન્નાએ બતાવેલી હિંમત.

ब. જોન ક્રોકેન. क. બીજાં ઐતિહાસિક દૃષ્ટાન્તો.

**૪. શૂરવીરના ખાસ ગુણો.**

મરદાઈ, મન ઉપર અંકુશ, દૃઢનિશ્ચય, સહિષ્ણુતા, સાચી હિંમત, વગેરે.

**૫. સારાંશ.**

अ. શૂરવીરો એ દેશની સમૃદ્ધિ છે.

ब. દેશની પ્રગતિમાં તેમનો મુખ્ય હિસ્સો.

## વિષય-અધિકાર.

**૧. અધિકારનો અર્થ અને સમજુતી.**

હાથ નીચેનાં માણસો ઉપર અમલ કે'દોર' ચલાવવો તે અધિકાર.

**૨. અધિકારના પ્રકાર.**

अ. અધિકાર એટલે સંભાળ લેવાની જોખમદારી.

ब. અધિકાર એટલે સત્તા—અમલ—દોર ચલાવવાનો હક્ક (ખોટી સખ્તાઇ, અને સત્તાનો દુરુપયોગ.)

**૩. અધિકારના વિષય.**

अ. માતાપિતાનો બાળક પ્રત્યે. ब. નાતપટેલનો-નાતીલા પ્રત્યે.

क. રાજ્યના અધિકારીઓનો-પ્રજા પ્રત્યે. ड. ગુરુનો શિષ્ય પ્રત્યે.

**૪. સાચા અને ખોટા અધિકારના લાભાલાભ.**

अ. સાચામાં હાથ નીચેનાં માણસ પ્રેમ રાખે છે અને વશ રહે છે.

ब. ખોટામાં ડર હોય ત્યાં સુધીજ આજ્ઞા માને છે.

(દીલની વિરુદ્ધતા, અને કામમાં બેદરકારી.)

**૫. સાચા અધિકારીની ફરજો.**

अ. ફક્ત કલ્યાણ કરવાનીજ દૃષ્ટિ.

ब. સમાધાની, મિત્રતા, અને મિઠાશ ભરેલું વર્તન.

**૬. સારાંશ.**

अ. એક શરીરયંત્રના ભાગો મુજબ સમજીને વર્તે, તેનો કારભાર દીપે, અને સર્વને કલ્યાણકારક નીવડે.

ब. અધિકારીની કિંમત નથી પણ તેના અધિકારની છે.

**૪૪. સામાજિક અને રાજકીય વિષયોને લગતા**—સમાજને લગતા બંધારણ સંબંધી અને રાજ્યકારભારને લગતા વિષયો સંબંધી નિબંધો આ વર્ગમાં આવે. વિવેકદૃષ્ટિએ એ વિષયનું ખરું રહસ્ય વાચકના જાણવામાં આવે, તેમજ તેમાં જે સારી બાબત હોય તે તરફ રુચિ ઉત્પન્ન થાય, અને સામુદાયિક ઉન્નતિનાં કાર્યોમાં પોતાનો ફાળો આપવા ઉત્તેજિત બને, એ આવા નિબંધોનો હેતુ છે. આ પ્રકારના નિબંધોના વિષયો—

૧. **સામાજિક વિષયો**—રૂઢિબળ, નાતવરા, બાળલગ્ન, સમાજસેવા, કન્યાવિક્રય, પંચોનાં બંધારણ, સ્ત્રીકેળવણી, પુનર્લગ્ન, અસ્પૃશ્યતા, ગુલામી, વગેરે.

૨. **રાજકીય વિષયો**—પ્રજાતંત્ર, લશ્કરી તાલીમ, સીધા અને આડકતરા કર, શાહીવાદ, યંત્રવાદ, રાજકારભાર, ચુંટણીનું ધોરણ, વગેરે.

આ વર્ગમાંના કેટલાક વિષયોની રૂપરેખા નીચે આપવામાં આવી છે:—

## વિષય-સીધા અને આડકતરા કર.

૧. **રાજ્યની આવકનાં મૂળ.**
 अ. રાજ્યની જમીન. ब. બીજા કર.

૨. **સીધા અને આડકતરા કરોની સમજુતી.**

૩. **સીધા કરના દાખલા.**
 अ. મહેસુલ. ब. આવકનો વેરો.

૪. **આડકતરા કરના દાખલા.**
 अ. એકસાઈઝ ડ્યુટી. ब. કસ્ટમ ડ્યુટી,

૫. **કરની જરૂર અને વસુલ કરવાની પદ્ધતિ.**

## વિષય-અસ્પૃશ્યતા.

૧. **અસ્પૃશ્યતા એટલે શું? તે ક્યાં જોવામાં આવે છે?**

૨. **અસ્પૃશ્ય ગણાતી જાતિઓ.**
 अ. ઢેડ, ભંગી, ચમાર, વગેરે. ब. બીજી કેટલીક અનાર્ય જાતિઓ.

૩. **અસ્પૃશ્ય જાતિઓને થતા અન્યાય.**
 अ. અસ્પૃશ્ય ગણવા. ब. વસ્તીથી દૂર રાખવા.
 क. કેળવણીની સામાન્ય સંસ્થાઓથી અલગ રાખવા.
 ड. ધર્મમંદિર, કુવા, તળાવ, અને સામાજિક ઉત્સવોમાંથી દૂર રાખવા.

૪. **દલીલો અને તેનું ખંડન.**
 अ. મેલું ઉપાડે છે.—માતા પણ ઉપાડે છે.
 ब. ભ્રષ્ટ ખોરાક છે—કુતરાં, બિલાડાંનો પણ ભ્રષ્ટ ખોરાક છે.
 क. ગંદા રહે છે—કેટલીક સ્પૃશ્ય જાતિઓ તેમના કરતાં પણ વધારે ગંદી છે.

૫. **નુકસાન** (એ જાતિઓને અને દેશને.)
 अ. ખોટી બદીઓની વૃદ્ધિ. (દારૂ, માંસ, વગેરે.) ब. ભ્રષ્ટ ખોરાક.
 क. સમાજનું એક અંગ સડેલું હોય તો આખો સમાજ બગડે.

૬. **કેટલાંક દૃષ્ટાન્તો.**
 अ. નરસિંહ મહેતાનું ઢેડ વૈષ્ણવને ત્યાં જવું.
 ब. રામચંદ્રજીએ શબરીનાં બોર ખાધાં. क. એકનાથનો અભેદભાવ.

૭. **સારાંશ**

अ. પરદેશીઓ હિન્દીઓને અસ્પૃશ્ય ગણે છે તેનું શું?

ब. દેશમાં એકસંપની જરૂરિઆત.

क. સર્વ એક પ્રભુનાંજ બાળકો છે એવી ભાવના.

### વિષય–ગુલામી.

૧. **જુની સંસ્કૃતિ, માન્યતા, અને ગુલામીનો ફેલાવો.**

अ. એક જમાનામાં ગુલામી એ એક સુધારો ગણાતો.

ब. ગુલામોનોજ મજુરો તરીકે ઉપયોગ.

क. આખી વસ્તીનો મોટો ભાગ ગુલામ.

ड. ગુલામીની પ્રથાનો તત્ત્વવેત્તાઓએ પણ કરેલો સ્વીકાર.

૨. **ગુલામીની સ્થિતિ અને તેની અસર.**

अ. ગુલામ એ મિલ્કત. (પશુની માફક) ब. ગુલામો તરફ ક્રૂરતા.

क. ગુલામો ઉપર થતી નૈતિક અસર. ड. શેઠ ઉપર થતી અસર.

૩. **ગુલામોની પ્રથાનો નાશ.**

अ. ફક્ત ખેતીના કામ માટેજ ગુલામી રહેવી.

ब. ૧૯મી સદીમાં તેનો પણ નાશ.

क. યુનાઇટેડસ્ટેટ્સમાંથી પ્રથમ તેનો નાશ, ઇ. સ. ૧૮૬૫.

ड. આફ્રિકા એ છેલ્લામાં છેલ્લું ગુલામોના વેપારનું મથક.

૪. **સારાંશ.**

**૪૫ કેળવણી અને શિક્ષણને લગતા**—સામાન્ય જનસમાજ અને બાળકોની કેળવણી, અને એ કેળવણી આપવાની પદ્ધતિ સંબંધીના વિષયો, આ વર્ગમાં આવે. આવા નિબંધોનો હેતુ કેળવણીથી થતો શક્તિઓનો વિકાસક્રમ, તેના અખતરા, અને તેનું પરિણામ બતાવવાનો છે.

આવા નિબંધોના વિષયો—ગ્રંથસેવનના લાભ, ઔદ્યોગિક કેળવણી, ગૃહકેળવણીના ફાયદા, વિજ્ઞાનનો અભ્યાસ, હળવા સાહિત્યના ફાયદા, માતૃભાષાદ્વારા શિક્ષણ, બૉય–સ્કાઉટ મંડળ અને તેનું શિક્ષણ, ઔદ્યોગિક શિક્ષણ, મોન્ટેસરી શિક્ષણપદ્ધતિ, ફ્રોબલના કેળવણી સંબંધી સિદ્ધાન્તો, વગેરે.

આ વર્ગમાંના કેટલાક વિષયોની રૂપરેખા નીચે આપવામાં આવી છે:—

**વિષય—બૉયસ્કાઉટ (બાલવીર મંડળ) અને તેનું શિક્ષણ.**

૧. **સામાન્ય હકીકત.** અર્થ—તાલીમ પામેલા બાહોશ બાલવીરોનું મંડળ.

૨. **ઉત્પત્તિ, સ્થિતિ, અને વિકાસ.**

**अ.** દક્ષિણ આફ્રિકાના બોરવિગ્રહમાં પ્રથમ પ્રયોગ. (૧૮૯૯–૧૯૦૨)

**ब.** લંડનમાં પૉવેલે (૧૯૦૭–૮) બંધારણપૂર્વક કરેલી સ્થાપના.

**क.** ઇંગ્લાંડમાં પ્રથમ તેનો બહોળો ફેલાવો; ઈ. સ. ૧૯૨૪માં તેનું આન્તરરાષ્ટ્રીય મહાસંમેલન, (જમ્બોરી–૩૩ પ્રજાઓના બાલવીરોનો લંડનમાં ૧૪ દિવસ મેળો.)

૩. **ઉદ્દેશ.**

**अ.** શાળાશિક્ષણની અપૂર્ણતા દૂર કરવા માટે.

**ब.** વનમાં વસનારા બનવું, નવા ભૂપ્રદેશો શોધનારા થવું, અને સરહદનું રક્ષણ કરવું.

૪. **વીરનાં લક્ષણ.**

**अ.** ૧. દરેક વીરનું વચન વિશ્વાસપાત્ર છે.
૨. પ્રભુને અને દેશને તે વફાદાર છે.
૩. બીજાને મદદ કરવાની દરેક વીરની ફરજ છે.
૪. તે દરેકનો મિત્ર છે.
૫. તે સ્ત્રીઓ અને બાળકો પ્રત્યે સંપૂર્ણ વિનયથી વર્તે છે.
૬. પ્રાણીઓ તરફ તે દયાભાવથી વર્તે છે.
૭. તે હમેશાં હુકમને માન આપે છે.
૮. વીર હંમેશાં આનંદી રહે છે.
૯. તે હંમેશાં કરકસરથી રહે છે.
૧૦. તેનાં વિચાર, વર્તન અને વાણી પવિત્ર છે.

**ब.** વિશ્વપ્રેમી સ્વયંસેવક, માતૃભૂમિનો સાચો ઉપાસક, સામ્રાજ્યનો સાચો વફાદાર, સ્વાશ્રયી, અવિચળ શ્રદ્ધાવાળો, અને પરહિતમાં ગમે તે ભોગે પણ તૈયાર.

**૫. આ બાલવીર સંસ્થાના શિક્ષણનો ઉદ્દેશ.**

अ. ચારિત્ર્યનું ઘડતર.

ब. નિરીક્ષણ શક્તિઓનો શાસ્ત્રીય વિકાસ.

क. સ્વાશ્રયની તાલીમ, જોખમદારીવાળાં કામોની તાલીમ.

ड. આજ્ઞાંકિતપણાનું શિક્ષણ.

**૬. ઉપસંહાર.**

## વિષય—ઔદ્યોગિક શિક્ષણ.

**૧. સામાન્ય હકીકત**—પ્રત્યેક જાતના ઉદ્યોગોને લગતી તાલીમ આપવી તે.

**૨. ઉદ્યોગના શિક્ષણના વિષય.**

| | | |
|---|---|---|
| ૧. ગૃહ ઉદ્યોગ. | ૪. વેપારનું શિક્ષણ. | ૭. રંગાટ કામ |
| ૨. ખેતી શિક્ષણ. | ૫. ભરત, સીવણને ગૂંથણ કામ. | ૮. કુંભારકામ. |
| ૩. યંત્રશિક્ષણ. | ૬. વણાટ કામ. | ૯. બીજા ઉદ્યોગો. |

**૩. ઔદ્યોગિક શિક્ષણની જરૂરિઆત.**

अ. દેશની ગરિબાઈ ટાળવા માટે.

ब. ફુરસદના વખતનો સદુપયોગ કરવા માટે.

क. વેપાર ઉદ્યોગ અને હુન્નરકળામાં આબાદી મેળવવા માટે.

ड. સરળતાથી જીવન નિભાવવા માટે.

**૪. દૃષ્ટાન્તો.**

अ. જાપાનની કેળવણીમાં ઔદ્યોગિક શિક્ષણનું સ્થાન.

ब. યુનાઇટેડ્ સ્ટેટ્સમાં ઔદ્યોગિક શિક્ષણ.

क. બીજી પ્રજાઓમાં ગૃહઉદ્યોગોનું શિક્ષણ.

**૫. સારાંશ.**

अ. હિન્દુસ્તાનમાં ઉદ્યોગના શિક્ષણની જરૂર.

ब. કેવી રીતે શરૂઆત થઇ શકે તે સંબંધી વિચારો.

## વિષય—માતૃભાષાદ્વારા શિક્ષણ.

**૧. સામાન્ય હકીકત.**

હાલની શિક્ષણપદ્ધતિની ત્રણ ખામીઓઃ—

अ. મફત નથી. ब. ફરજિઆત નથી. क. માતૃભાષામાં નથી.

**૨. માતૃભાષામાં અપાતા શિક્ષણના લાભ.**

अ. વિષયનું સીધું અને સચોટ જ્ઞાન થાય છે,

ब. એ શિક્ષણની અસર સમાજમાં પણ ઉતરે છે.
क. જીવનનો અમૂલ્ય સમય બરબાદ જતો નથી.
ड. માતૃભાષાનું સાહિત્ય ખીલે છે.
इ. પ્રજામાં રાષ્ટ્રીયભાવના જાગૃત થાય છે.

**૨. માતૃભાષાદ્વારા શિક્ષણ નહિ આપવાનાં કારણો.**
अ. રાજભાષા અંગ્રેજી છે.
ब. તેમાં શિક્ષણનાં સાધનો ઘણાં છે.
क. આપણી ભાષામાં જોઈતાં પુસ્તકોનો અભાવ છે.

**૩. ઇતિહાસ.**
अ. દરેક દેશ પોતાની ભાષામાંજ શિક્ષણ આપે છે.
ब. દરેક દેશે પોતાની ભાષા પોતેજ તૈયાર કરી છે.

**૫. સારાંશ.**
अ. મંડળ નીમી દરેક વિષયને લગતાં પુસ્તકો તૈયાર કરવાં જોઈએ.
ब. દરેક વિષયના પારિભાષિક શબ્દો નક્કી કરવા જોઈએ.
क. વેળાસર માતૃભાષામાં શિક્ષણ શરૂ કરવું જોઈએ.

**૪૬. ધાર્મિક, નૈતિક, અને સાંસારિક વિષયોને લગતા**— માતાપિતા, ગુરુ, પ્રભુ, વગેરે પ્રત્યેની આપણી ફરજો અને ગૃહ-વ્યવહારને લગતા વિષયો સંબંધી નિબંધો આ વર્ગમાં આવે. મનુષ્ય તરીકેની આપણી ફરજો જાણીએ, તે વિચારીએ, અને તે બજાવવા તત્પર થઈએ; તેમજ સંસાર વ્યવહારમાં તન, મન અને આત્માની શક્તિઓનો સદુપયોગ કરી જીવનને સરળ બનાવીએ, એ આ જાતના નિબંધોનો હેતુ છે. આ વર્ગના નિબંધોના વિષયો:—

**अ. ધાર્મિક**—ધર્મની અગત્ય, પ્રભુભક્તિ, પ્રાર્થનાનું બળ, ઈશ્વરી-સત્તા, સત્ય, અહિંસા, તપ, મનુષ્યનું ઈશ્વર પ્રત્યેનું કર્તવ્ય, વગેરે.
**ब. નૈતિક**—ભૂતદયા, સ્વામિભક્તિ, માબાપની સેવા, ગુરુભક્તિ, સ્વદેશપ્રીતિ, લોકસેવા, પ્રમાણિકપણું, અપરિગ્રહ, સાચું બોલવું, ચોરી ન કરવી, વગેરે.
**क. સાંસારિક**—ગૃહજીવન, ગૃહસ્થાશ્રમ, ગ્રામજીવન, ગરિબાઈ, દેવાદાર સ્થિતિ, સારી રીતભાત, વખતનો સદુપયોગ, સુઘડતા, વગેરે.

આ વર્ગમાંના કેટલાક વિષયોની રૂપરેષા નીચે આપવામાં આવી છે:—

## વિષય—માબાપની સેવા.

૧. **સામાન્ય હકીકત.** ( માતાપિતા પ્રત્યે પૂજ્યભાવ. )

૨. **માતાપિતાના ઉપકાર.**
 अ. પાલન-પોષણ કરે છે.
 ब. લાયક મનુષ્ય બનાવવા બનતી કોશિશ કરે છે.

૩. **માબાપની સેવાનાં દૃષ્ટાન્ત.**
 अ. રામચંદ્રજી.
 ब. શ્રવણમુનિ.
 क. બીજાં ઐતિહાસિક દૃષ્ટાન્તો.
 ड. શાસ્ત્રનાં પ્રમાણ અને આજ્ઞાઓ.

૪. **માબાપ પ્રત્યે આપણી મુખ્ય ફરજો.**
 अ. આજ્ઞાધીનતા.
 ब. સેવા.

૫. **સારાંશ.**
 अ. સુપુત્ર કોને કહેવાય ?
 ब. માબાપની સેવા એ જીવનમાં એક અગત્યની ફરજ.

## વિષય—વખતનો સદુપયોગ.

૧. **સામાન્ય હકીકત.**
 अ. ફરજો બજાવવાની ઘણી છે, અને જીવન ટુંકું છે.
 ब. વખતની બરબાદી એ જીવનની બરબાદી.

૨. **વખતની કિંમત,**
 अ. ઉચ્ચસ્થિતિ મેળવવામાં એ મુખ્ય સાધન.
 ब. ધન, વિદ્યા, અને તન્દુરસ્તી નાશ પામે તો તે કદાચ મેળવી શકાય પણ ગએલો વખત ફરી પાછો ન મળે.
 क. નકામો વખત ગાળવામાં તનમનની શક્તિઓનો નાશ, અને જીવનનાં કાર્યોમાં નિષ્ફળતા.
 ड. બુદ્ધિમાન અને કુશળ કરતાં પણ વખતનો સદુપયોગ કરનાર આગળ વધે છે.

૩. **દૃષ્ટાન્તો.**
 अ. નેપોલીઅન અને શિવાજીએ કરેલો વખતનો સદુપયોગ.
 ब. લુહારનો ધંધો કરતાં એક અંગ્રેજ ભાષા પંડિત બરીટનું વાક્ય. "મેં જે કંઈ મેળવ્યું છે, તે મારા બુદ્ધિબળથી નહિ, પણ મને જે જે પળ મળતી, તેનો ખરો ઉપયોગ કરવાથી મેળવ્યું છે."

**क.** ગરિબાઈમાંથી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરનારા દરેકમાં આ ગુણ.

૪, **સારાંશ,**

**अ.** આપણી ફરજોનો વિચાર અને જીવનમાં પ્રત્યેક પળની કિંમત.

**ब.** સર્વ કાળે સર્વ સ્થિતિમાં ઉદ્યોગીજ રહેવું.

**क.** ફુરસદના વખતનો સદુપયોગ કરવાના કેટલાક માર્ગ.

**૪૭ સંવાદો**:—સંવાદ એટલે સામસામા બોલવું તે. સામસામા વિવાદમાં ઉતરીને, દાખલા દલીલોથી પોતાના મતનું સમર્થન અને સામાના મતનું ખંડન કરી વિષયને વધારે સ્પષ્ટ કરવો એ સંવાદમાં ખાસ બાબત છે. સંવાદમાં વિષયનું વિવેચન કરી તેની અસર અને પરિણામ બતાવી આપવાં, એ કામ જરા અઘરૂં છે, છતાં પણ તે એક સુંદરકળાનું કામ છે. સંવાદની રચના બહુજ અસરકારક નીવડે છે. આથીજ સર્વને સંવાદો સાંભળવા અને નાટકો જોવાં બહુ ગમે છે.

## સંવાદો વિષે સામાન્ય સૂચના

**૧. સંવાદમાં સ્વાભાવિકતા જાળવવી જોઇએ. વૃથા કે ઓછા અગત્યનું લખાણ ન રહેવું જોઈએ.**

**૨. દાખલા અને દલીલો સચોટ અને અસરકારક હોવાં જોઈએ.**

**૩. સ્થળ, સમય અને વાતાવરણને અનુસરતીજ પાત્રોની રચના રહેવી જોઇએ.**

**૪. પાત્રોની યોગ્યતા પ્રમાણેજ તેના મુખમાંથી ભાષા બોલાવરાવવી જોઇએ.**

**૫. શરૂઆતમાં વિષયને અનુસરતો કોઈ સુંદર પ્રસંગ યોજી કાઢી સંવાદ શરૂ કરવો, અને છેવટ તેની અસર અને પરિણામ ખાસ બતાવવાં.**

## સંવાદોના કેટલાક વિષય.

૧. મોજશોખ ને સાદાઈ, ૨. વિદ્યા અને લક્ષ્મી, ૩. સહશિક્ષણ, ૪. ગ્રામજીવન ને શહેરી જીવન, ૫. ઉદ્યમ અને કર્મ, ૬. પુનર્લગ્ન, ૭. કરકસર અને કંજુસાઈ. ૮. સંયુક્ત અને વિભક્ત કુટુંબ, ૯. સ્ત્રીકેળવણી.

આ સંવાદોમાંના કેટલાકની રૂપરેખા નીચે આપવામાં આવી છે:—

**વિષય—સહશિક્ષણ.**

| પૂર્વપક્ષ. | ઉત્તરપક્ષ. |
|---|---|
| **૧. સહશિક્ષણની જરૂરિઆત.** | **૧. સહશિક્ષણનાં નુકસાન** |
| अ. ખર્ચમાં બચાવ ને સગવડ. | अ. ભણવામાં વ્યગ્રતા. |
| ब. ભેદભાવ મટાડવા માટે. | ब. ચારિત્ર્યની હાનિ. |
| **૨. લાભકારક છે.** | **૨. શાળાઓમાં અપૂર્ણતા.** |
| अ. કુટુમ્બમાં સહશિક્ષણ. | अ. કુટુમ્બમાં જેવી કાળજી અને દેખરેખનો અભાવ. |
| ब. શાળામાં કૌટુમ્બિક ભાવના જોઈએ. | ब. શાળાઓમાં ભાઈબેનનો સંબંધ ન જાળવી શકાય. |
| **૩. સહશિક્ષણના ફાયદા.** | **૩. શિક્ષણમાં ભેદ જોઈએજ.** |
| अ. નિર્દોષતા ખીલે. | अ. શક્તિઓનો તફાવત. |
| ब. સભ્યતા આવે. | ब. જીવનના માર્ગોમાં ભેદ. |
| क. ચારિત્ર્યનો વિકાસ થાય. | क. શારીરિક બંધારણમાં ભેદ. |
| **૪. એક સરખીજ કેળવણી જોઇએ.** | **૪. કંઈક અંશે જરૂરિઆત.** |
| अ. શરીર, મન, અને વાણીની કેળવણી સરખીજ જોઈએ. | अ. કાચી ઉંમરમાં. |
| ब. ભેદભાવથી થતાં નુકસાન. | ब. ફક્ત કૌટુમ્બિક ભાવનાવાળી સંસ્થાઓમાંજ. |
| **૫. સાંરાશ.** | **૫. સારાંશ** |
| अ. શાળાઓમાં છોકરા છોકરીઓનો ભેદ ન રહેવો જોઈએ. | अ. ઉંચી કેળવણીની વ્યવસ્થા જુદીજ જોઈએ. |
| ब. ચારિત્ર્યનું રક્ષણ હિંમતથીજ થઈ શકે છે. | ब. સહશિક્ષણને માટે આ જમાનો અનુકૂળ નથી. |

૨.

**વિષય-વિદ્યા અને લક્ષ્મી.**

| પૂર્વપક્ષ. | ઉત્તરપક્ષ. |
|---|---|
| **૧. વિદ્યાનું બળ.** | **૧. લક્ષ્મીનું બળ.** |
| अ. વિદ્યાબળની ઉત્તમતા. | अ. લક્ષ્મીની સત્તા શ્રેષ્ઠ. |
| ब. મનુષ્યોમાં વિદ્વાનોની શ્રેષ્ઠતા. | ब. ધનવાન શ્રેષ્ઠ. |

| | |
|---|---|
| **૨. વિદ્યાનો પ્રભાવ.** | **૨. લક્ષ્મીનો પ્રભાવ.** |
| **अ.** વિદ્યા વડે લક્ષ્મીની પ્રાપ્તિ. | **अ.** લક્ષ્મી વડેજ વિદ્યાની પ્રાપ્તિ. |
| **ब.** તેનાથી લક્ષ્મીનું રક્ષણ. | **ब.** તેનાથી વિદ્યાનું થતું રક્ષણ. |
| **क.** તેથીજ લક્ષ્મીનો સદુપયોગ. | **क.** તેના વડેજ વિદ્વાનો પોષાય. |
| **૩. વિદ્યાની કિંમત** | **૩. લક્ષ્મીની કિંમત** |
| **अ.** વિદ્યા સર્વત્ર પૂજાપાત્ર છે. | **अ.** તમામ જાતનાં સુખ અને સમૃદ્ધિને આપવાવાળી છે. |
| **ब.** સર્વ પ્રકારનાં સુખ આપનાર. | **ब.** ધનવાનજ કુલીન, પંડિત અને કુળવાન ગણાય. |
| **क.** અમૂલ્ય ધન–ચોરી થાય નહિ. કોઈ છીનવી લે નહિ, કોઈ ભાઇ ભાગ પડાવે નહિ. | **क.** તેજ દર્શન કરવા લાયક અને સન્માનનીય થઈ પડે. |
| **૪. સમાલોચના** | **૪. સમાલોચના.** |
| **अ.** વિદ્યા સંપ કરાવે છે, ત્યારે લક્ષ્મી કુસંપનાં બીજ રોપે છે. | **अ.** લક્ષ્મી જીવનની જરૂરિઆતો પુરી પાડે છે, ત્યારે વિદ્યા કંગાલ જીવન બનાવે છે. |
| **ब.** વિદ્યા જીવનને સુશોભિત કરે છે, ત્યારે લક્ષ્મી મદાંધ બનાવે છે. | **ब.** લક્ષ્મી રાજા બનાવે છે, ત્યારે વિદ્યા ફકીર બનાવે છે. |
| **૫. સારાંશ.** | **૫. સારાંશ.** |
| **अ.** વિદ્યા એ મન અને આત્માનો ખોરાક પુરો પાડે છે. | **अ.** લક્ષ્મી જીવનની જરૂરિઆતો પુરી પાડે છે. |
| **ब.** વિદ્યાથી જીવનનું પરમ કલ્યાણ છે. | **ब.** લક્ષ્મીવડે ઉચ્ચ જીવન ગાળી શકાય છે. |

**૪૮. કહેવતો અને સૂત્રો**—જનસમાજમાં કેટલીક કહેણીઓ રૂઢ થઇ ગએલી હોય છે. એવી રૂઢ કહેણી–કહેવતો બોલવા લખવામાં, અને દાખલા દલીલો આપવામાં અવાર નવાર પુરાવા તરીકે વપરાય છે. કેટલીક વખત આવી કહેવતોનો અર્થ સમજવો પણ મુશ્કેલ થઈ પડે છે. આવી કહેવતોનો અર્થ સમજાય તોજ તેનું સ્પષ્ટ વિવેચન થઇ શકે. ખરૂં જોતાં એ કહેવતો ભાષાની ખુબી વાળાં સિદ્ધાન્તનાં સૂત્રો

છે. આથી કોઈ પણ કહેવત ઉપર નિબંધ લખતાં પ્રથમ તેનો અર્થ સમજી લેવો, પછી એ કહેવત કઈ કઈ બાબતોને લાગુ પડી શકે છે તે વિચારવું, ત્યારપછી તેને સ્પષ્ટ કરી બતાવવાનો પ્રયત્ન કરવો.

### કેટલીક કહેવતો.

૧. કરે તેવુ પામે અને વાવે તેવું લણે.
૨. ડુંગરા દૂરથી રળિઆમણા.
૩. એક કસર બરાબર સો સફર.
૪. ખોદે તે પડે અને કરે તેવું ભોગવે.
૫. કાંકરે કાંકરે પાળ બંધાય અને ટીપે ટીપે સરોવર ભરાય.

### કેટલાંક સૂત્રો.

૧. પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં.
૨. કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે.
૩. અતિ પરિચય એ અવજ્ઞા ઉત્પન્ન કરે છે.
૪. ક્ષમા એ વીરનું ભૂપણ છે.
૫. સ્નેહલગ્નની વિધવાને, પુનર્લગ્ન સમું પાપ નથી;
દેહલગ્નની વિધવાને, પુનર્લગ્નસમી મુક્તિ નથી.

ઉપર પૈકીના કેટલાક વિષયોની રૂપરેખા સંબંધી નીચે વિચાર કરવામાં આવ્યો છે.

### વિષય–એક કસર બરાબર સો સફર.

આ કહેવતનો અર્થ એ છે કે એક માણસ કમાણી કરવાના ઇરાદાથી સો સફર કરી જેટલું મેળવી શકે, તેટલુંજ ફક્ત એક કસરના ગુણથી બચાવી શકે છે. એટલે બચત કરવામાં કરકસરના ગુણની ઉપયોગિતા જીવનમાં ઘણી છે, એજ બાબત આ કહેવત ઉપર નિબંધ લખતાં બતાવવાની ાય.

### વિષય–કરે તેવું પામે અને વાવે તેવું લણે.

આ કહેવતનો અર્થ એ છે કે કોઇ માણસ જે અનાજનું વાવેતર કરે, તે અનાજનોજ પાક તેને મળે. તેવી રીતે માણસ જેવા પ્રકારનાં કર્મ કરે તે પ્રમાણે તેને ફળ મળે, અર્થાત્ સારાં કર્મ કરે તો તેનું ફળ સારૂં

મળે, અને ખોટાં કર્મ કરે, તો તેનું ફળ નઠારૂં આવે. આ પ્રમાણે વિષયનો સ્પષ્ટ અર્થ સમજી લેવો જોઈએ, અને પછી તેને વિસ્તારથી દાખલા દલીલો સાથે લખાણમાં સમજાવવો જોઈએ; અર્થાત્ કહેવતની યથાર્થતા સિદ્ધ કરી બતાવવી જોઈએ.

**વિષય—"સ્નેહલગ્નની વિધવાને, પુનર્લગ્ન સમું પાપ નથી,"**
**દેહલગ્નની વિધવાને, પુનર્લગ્ન સમી મુક્તિ નથી."**

આ પ્રમાણે કોઈ કવિ કે લેખકની સૂત્રો રૂપે લખાએલી લીટીઓનો ઉતારો આપી, એના ઉપર નિબંધ લખવાનો હોય, ત્યારે પ્રથમ તો નક્કી કરવું જોઈએ કે એ સૂત્ર કયા વિષય ઉપર યોજાએલું છે. ઉપરના ઉતારામાં પુનર્લગ્નના સંબંધમાં લેખક કંઈક કહે છે. શું કહે છે? પુનર્લગ્ન કરવું એ પાપ પણ છે, અને પુણ્ય પણ છે. હવે પાપમય ક્યારે? અને પુણ્યમય ક્યારે? સ્નેહલગ્નથી જોડાએલી અર્થાત્ પતિ સાથે જેનું દિલ મળેલું છે એવી સ્ત્રી વિધવા થતાં ફરીથી લગ્ન કરે, એ પાપમય આચાર છે, અને દેહલગ્નથી જોડાએલી-રૂઢિને લીધે પતિ સાથે રહેતી–સ્ત્રી વિધવા થતાં ફરીથી લગ્ન કરે એ પુણ્યમય આચાર છે. એટલે એવી સ્ત્રીઓને માટે પુનર્લગ્ન મુક્તિનો અર્થાત્ મુશ્કેલીઓમાંથી છૂટવાનો પંથ છે.

ઉપર પ્રમાણે સૂત્રનો અર્થ હોવાથી પુનર્લગ્ન કરવું સારૂં ક્યારે, અને ખોટું ક્યારે, એ પ્રથમ બતાવવું; અને તેને માટે સ્નેહલગ્ન કોને કહેવાય, અને દેહલગ્ન કોને કહેવાય, તેમજ એ બન્ને સ્થિતિ કેવી હોઈ શકે, એ સ્પષ્ટ બતાવી આપવું જોઈએ. ત્યારપછી એ બન્ને પ્રકારની વૈધવ્ય અવસ્થા કઈ રીતે સુખદાયક નીવડે તે બતાવવું. છેવટમાં એકજ માર્ગ એકને પુણ્યમય અને બીજાને પાપમય કેવી રીતે નીવડે છે, તે બતાવી સૂત્રની સફળતા સિદ્ધ કરી બતાવવી.

**નોંધઃ**—આ પ્રમાણે કહેવતો કે સૂત્રો ઉપર નિબંધ લખવાનો હોય, ત્યારે પ્રથમ સંદિગ્ધતા દૂર કરી તેનો સ્પષ્ટ અર્થ બતાવવો. ત્યારપછી તેમાં રહેલો સિદ્ધાંત શોધી કાઢી તે સવિસ્તાર સમજાવવો.



# પ્રકરણ ૭મું.

## નિબંધલેખન.

કોઇપણ વિષય ઉપરના નિબંધની રચના કેવી રીતે કરવી તેનો આપણે વિચાર કર્યો. હવે નિબંધ લખતાં કઈ કઈ બાબતો ધ્યાનમાં રાખવી તેનો વિચાર કરીએ.

**૪૯. નિબંધ એ એક કળા છે**—કોઈપણ વિષયના નિબંધની રૂપરેખા નક્કી કર્યા પછી દરેક મુદ્દા ઉપર જરૂર જેટલું લખાણ નક્કી કરી તેને બરાબર ગોઠવવું તે નિબધની ઈમારત છે. ઈમારતમાંજ નિબંધની ખરી કળા છે. આ કળા કેમ હાથ લાગે એ વિચારવું જોઈએ.

સુથાર સારી ખુરશી બનાવવા માટે પ્રથમ એક સારી ખુરશી લઈ, તેના બધા ભાગોનું માપ લઈ, તેને બરાબર તપાસે છે. પછી એજ પ્રમાણે પોતે તેવી ખુરશી બનાવવાનો પ્રયત્ન કરે છે. ઝાઝે કાળે તે એવી ખુરશી બનાવી શકે છે, એટલુંજ નહિ પણ તેમાં સુધારો વધારો કરી, નમુનાની ખુરશી કરતાં પણ જુદી યોજના કરી વધારે સારી બનાવી શકે છે.

દરજી સીવવાનું કામ શીખવા માટે પ્રથમ એક સીવેલું બદન લાવે છે. તેને ઉકેલી તેના બધા ભાગો છુટા કરી નાખે છે. પછી એજ પ્રમાણે માપ લઈ બીજા કપડામાંથી એ ભાગો પ્રમાણે ભાગ કાપી કાઢી, નમુના પ્રમાણે પોતે સીવીને બીજું બદન તૈયાર કરે છે. એમ કરતાં કરતાં જરૂર પ્રમાણે માપમાં વધઘટ કરવાથી તે ઉત્તમ કારીગર બની શકે છે.

આવી રીતે ઘડિઆળી, વણકર, લુહાર, કુંભાર વગેરે તમામ કારીગરોનું સમજવું. તેઓ પ્રથમ સુંદર નમુનો હાથમાં લે છે. તે નમુનાને તોડી–ભાંગી–ઉકેલી કે માપીને જુએ છે, અને પછી તેની રચના ધ્યાનમાં લઈ એજ પ્રમાણે માપસર બીજો નમુનો બનાવે છે.

આજ પ્રમાણે સારો નિબંધ લખવાની ઇચ્છા રાખનાર પ્રથમ એક નમુનાનો ઉત્તમ નિબંધ લે, તે નિબંધના મુદ્દા તપાસે, દરેક મુદ્દામાં

વિચારોની ગોઠવણી જુએ, તેને ભાષાનું કેવું સ્વરૂપ આપવામાં આવ્યું છે તે તપાસે અને વિચારે, પછી એજ મુદ્દા ઉપરથી પોતે નિબંધ તૈયાર કરે, તેને નમુનાના નિબંધ સાથે સરખાવી જુએ, તેમાંની ભૂલચૂકો જુએ અને વિચારે, ને વળી પાછો તેને ફરી વિચારીને લખી જુએ; એમ કરતાં કરતાં નવા સારા નિબંધ ઘડી કાઢવાની કુશળતા હાથ લાગે. જેમ ઉત્તમ કારીગર થઈ શકાય, તેમ ઉત્તમ નિબંધ લખનાર પણ થઈ શકાય.

**૫૦. વિચારબળ:**—નિબંધ લખવામાં મુખ્ય બે બાબત ખાસ જરૂરની છે: વિચાર અને ભાષા. પ્રથમ મનમાં વિચાર આવવા જોઈએ, અને પછી તે વિચાર યથાર્થ ભાષાદ્વારા દર્શાવવાની શક્તિ હોવી જોઈએ. નિબંધ લખવામાં આ બન્ને બાબતોની એક સરખીજ જરૂર રહે છે. ઈંદ્રિયદ્વારા મગજ ઉપર પડતા સચોટ સંસ્કારોમાંથી વિચારોની ઉત્પત્તિ છે. આ વિચારોનો આધાર જ્ઞાન, અનુભવ ને બુદ્ધિ ઉપર રહેલો છે. મનમાં સ્થિર થએલા વિચારો તે જ્ઞાન છે. આ પ્રાપ્ત કરેલા જ્ઞાનની સત્ય પ્રતીતિ થાય તે અનુભવ છે, અને એ જ્ઞાન તેમજ અનુભવથી જે દૃઢ નિશ્ચય થાય તે બુદ્ધિ છે. જેની બુદ્ધિ વધારે તેની નિશ્ચયાત્મક શક્તિ વધારે. જ્ઞાન, અનુભવ ને બુદ્ધિ પ્રત્યેક વ્યક્તિમાં ઓછાવત્તા પ્રમાણમાં હોય છે, પણ આ ત્રણેની નિબંધ લખવામાં ઘણી જરૂર છે.

**આપણે જ્ઞાન મેળવવા શું શું કરવું જોઈએ ?**

**૧. સારાં પુસ્તકોનું (સામાજિક, રાજકીય, ઐતિહાસિક, નૈતિક, ધાર્મિક; ભૌગોલિક, વૈજ્ઞાનિક, તેમજ સાહિત્યવિષયક) વાચન વધારવું, અને તેમાંની બાબતોનું મનન કર્યા કરવું.**

**૨. ચાલુ જમાનામાં બનતા બનાવોથી વાકેફ રહેવું.**

**૩. કુદરતનાં દૃશ્યોનું બારિકાઈથી અવલોકન કરવું.**

**૪. દેશ દેશના લોકોના રીતરિવાજ, હુન્નરકળા, વેપાર રોજગાર અને તેમનાં જીવનથી પરિચિત રહેવું,**

**૫. અવલોકન મનન કરવાની ટેવ રાખવી.**

**અનુભવ વધારવા શું કરવું ?**

**૧. પ્રાપ્ત કરેલા જ્ઞાનનું સતત મનન કર્યા કરવું.**

૨. જે વિચારો મેળવ્યા હોય તેની દૃઢ પ્રતીતિ–ખાત્રી કરવી.
૩. સાર–અસારના વિચારો ધ્યાનમાં રાખવા.
૪. આપ્ત પુરુષોનાં વચનો માન્ય ગણવાં.
૫. બની શકે તો જાતેજ અનુભવ મેળવવાની ટેવ રાખવી.

**બુદ્ધિની ખીલવટ શી રીતે થઈ શકે?**

૧. આજ સત્ય, આજ ખરૂં એવી નિશ્ચયાત્મક શક્તિ વધારતા જવું
૨. મનન કરીને નિર્ણય કરવાની ટેવ પાડવી.
૩. સંપૂર્ણ વિચાર કર્યા પછીજ અભિપ્રાય બાંધવો.
૪. તીવ્ર સ્મરણશક્તિ અને તીવ્ર અવલોકન શક્તિ બુદ્ધિનો વધારો કરે છે.
૫. વિવેકશક્તિ બુદ્ધિને ખીલવનાર છે.

**૫૧. ભાષા**:—આપણા મનના વિચાર બીજાને જણાવવાનું મુખ્ય સાધન ભાષા છે. એ વિચારો બીજાને યથાર્થ જણાવી શકીએ તોજ ભાષા અનુરૂપ ગણાય. આપણા વિચારને અનુરૂપ આપણી વાણી કે લખાણની ભાષા હોય તોજ તે બીજાથી યથાર્થ સમજાય, નહિ તો લખનાર શું કહેવા માગે છે તે પુરૂં સમજી શકાય નહિ. આથી ભાષા વિચારોને અનુરૂપ હોવી જોઇએ. આને માટે વિદ્યાર્થીઓએ પોતાના વિચારોને યોગ્ય શબ્દોમાં મૂકવાનો મહાવરો રાખતા રહેવું જોઈએ. તેમજ ધાર્યો અર્થ નીકળે છે કે નહિ, તેની તપાસ કર્યા કરવાની ટેવ રાખવી જોઈએ.

**૫૨. પરીક્ષામાં નિબંધલેખન**:—ઉપર જણાવ્યું કે સારૂં લખાણ લખવાને સારા વિચાર અને સારી ભાષા જોઈએ. વધારે વાચનને પરિણામે વિચારનો સંગ્રહ થાય અને તેને યોગ્ય, સચોટ અને સરળ ભાષામાં ગોઠવવાનો મહાવરો કરવાથી ભાષા સારી થાય. ઘણી વખત હોશિયાર છોકરાઓ પણ પરીક્ષામાં નાપાસ થાય છે, તેનું કારણ મોટે ભાગે એ હોય છે, કે તેઓ પોતાના વિચારોને યોગ્ય ભાષામાં ગોઠવી શકતા નથી, અને જે લખ્યું હોય છે તેમાં પણ મોટે ભાગે અર્થનો અનર્થનો થએલો હોય છે. આથી બધું લખાણ રદ બાતલ થાય છે. છોકરાઓને આવી સમજ હોતી નથી

તેથી તેઓ પરીક્ષકોના દોષ કાઢે છે, પણ તેમણે સમજવું જોઇએ કે જેમ કૃપણનું ધન કાંકરા બરાબર છે, તેમ આપણા વિચારો પણ ખરા સ્વરૂપમાં ન દર્શાવી શકીએ તો તે નિરર્થક છે. માટે એક વિચાર લઈ તેને અનુરૂપ ભાષાદ્વારા દર્શાવવાનો મહાવરો કરવો. આમ કરવાથી લખાણ સુધરે છે. સારૂં લખાણ લખવું એ એક કળા છે. આ કળા જેને હાથ બેસી જાય છે, તે લેખક બને છે.

વળી કેટલાક વિદ્યાથીઓની ભાષા સારી હોય છે, પરંતુ વિચારોનો અભાવ હોય છે, અને મુદ્દાસર લખાણ હોતું નથી. આવાં લખાણ શુષ્ક અને આડંબરવાળાં લાગે છે. સુંદર લાગતા વૃથા શબ્દ-પ્રયોગો કરવાથી લખાણ આડંબરવાળું બને છે. માટે હંમેશાં શુદ્ધ, સાદી, સરળ અને રસિક ભાષામાં લખવાનો મહાવરો કરવો, અને વિશાળ વાચન રાખી વિચારબળ કેળવવું. આપણા વિચારો પ્રમાણે લખાણમાંથી અર્થ નીકળે છે કે નહિ તે વારેઘડીએ વાંચીને તપાસવું. એમ તપાસી તપાસીને સુધારો કરવાથી વિચારોને અનુરૂપ ભાષા લખવાની કળા હાથ પર આવી જશે.

**૫૩. અલંકારનું જ્ઞાનઃ**—અલંકાર એટલે શોભા આપનારી વસ્તુ. ઘરેણાં જેમ શરીરને શોભાવે છે, તેમ બોલવા લખવાની કેટલીક ચમત્કારિક રીતિ લખાણને સુશોભિત કરે છે, અને વાંચનાર તેમજ સાંભળનારને આનંદ ઉપજાવે છે. અલંકારનાં નામ, ભેદ જાણ્યા વગર પણ આપણે બોલવા લખવામાં ઘણા અલંકાર વાપરીએ છીએ. મનના જુસ્સા અને તરંગોથી અલંકાર આપોઆપ ઉત્પન્ન થાય છે. અલંકારનો વપરાશ બોલનાર લખનારની પ્રકૃતિ અને જ્ઞાન ઉપર આધાર રાખે છે. આવી અલંકારી ભાષા મારી મચડીને બોલવા લખવાની કેટલાકને ટેવ હોય છે. કુદરતી રીતેજ અલંકારી ભાષા આવી જતી હોય તો વાપરવી, પણ શરૂઆતના નિબંધ લખનારે તેનો બહુજ ઓછો ઉપયોગ કરવો.

અલંકારોના બે ભાગ છેઃ અર્થાલંકાર અને શબ્દાલંકાર. વિશેષે કરીને વાક્યના અર્થની અથવા વાક્યમાંના વિચારની ચમત્કૃતિ

જ્યાં જોવામાં આવે ત્યાં અર્થાલંકાર જાણવો; અને જ્યાં શબ્દની ચમત્કૃતિ જોવામાં આવે ત્યાં શબ્દાલંકાર જાણવો. નિબંધના વિષયમાં વિશેષે કરીને અર્થાલંકારનો ઉપયોગ થઈ શકે. સારૂં લખાણ એ ખાસ જરૂરની વસ્તુ છે, અલંકારી ભાષામાં લખવાની શક્તિ ઈર્ષ્યા કરવા જેવી છે, પરંતુ એ ખાસ જરૂરની વસ્તુ નથી. અલંકાર ગમે તેમ વાપરવો તેના કરતાં ન વાપરવો, એજ સારૂં છે; પરંતુ સાથે સાથે ધ્યાનમાં રાખવું જોઈએ કે યોગ્ય રીતે વપરાએલા ઉપમા, રૂપક, ઉત્પ્રેક્ષા જેવા અલંકારો લખાણની ખુબી વધારે છે. પણ સાદી ભાષાની સાથે અલંકારી ભાષા શોભતી નથી, એ ધ્યાનમાં રાખવું.

**૫૪. રસની જમાવટ:**—જ્યાં સામાન્ય વિષય ઉપર નિબંધ લખવાનો હોય ત્યાં રસની જમાવટની જરૂર રહેતી નથી; પરંતુ જ્યાં વાંચનારની આંતર લાગણીઓને સ્પર્શ કરે, તેના દીલમાં જુસ્સો ઉત્પન્ન કરે, અને તેને તે વિષય તરફ અભિરુચિ પેદા કરે એવા વિષયનું વર્ણન કરવાનું હોય ત્યાં થોડી ઘણી રસની જમાવટ કરવાની જરૂર રહે છે. જેમકે—દ્રૌપદીવસ્ત્રાહરણ, નળનો વિલાપ, હલદીઘાટનું યુદ્ધ, વગેરે.

રસની જમાવટ કરવાને પદો અને વાકયોની રચના એવી સુંદર હોવી જોઈએ કે વાચકને અસરકારક લાગે, અને તે વિષયમાં તલ્લીન બની જાય, આમ થાય તોજ બનાવ કે પ્રસંગનું વર્ણન યથાર્થ ગણાય. બનાવ કે પ્રસંગમાં રહેલો અર્થ—ચમત્કાર અને તેને અનુસરતું પદ-લાલિત્ય લખાણને ખુબીદાર બનાવે છે. આવી રીતે સામાન્ય વસ્તુનું વર્ણન પણ કોઈ સારો લેખક એવું ખુબીદાર રીતે કરે છે, કે તે વાંચવાથી આપણને અતિશય આનંદ થાય છે.

લાગણીને અસર કરનારા વિષય ઉપરના નિબંધો લખતાં એ વિષયનું નિરૂપણ એવી રીતે કરવું જોઈએ કે વાંચનારનું દીલ તેના તરફ વળે. પરોપકાર, સંપ, ઉદ્યોગ, વગેરે વિષયો ઉપર લખતાં એ વિષય તરફ વાંચનારની અભિરુચિ થાય અને તેમ કરવા પ્રેરાય તોજ લખાણ સફળ ગણાય. આમ કરતાં કૃત્રિમતા ન આવી જાય તે ખાસ ધ્યાનમાં રાખવું; અર્થાત્ અર્થ ને લખાણમાં સ્વાભાવિકપણું રહેવું જોઈએ.

**૫૫. વ્યાકરણજ્ઞાનઃ**—ભાષાના શબ્દોનું સ્પષ્ટીકરણ તે વ્યાકરણ. ભાષાનું સારૂં જ્ઞાન મેળવવાને વ્યાકરણજ્ઞાન મેળવવું જરૂરનું છે. જો કે ઘણા માણસો વ્યાકરણ શીખ્યા વિના પણ ભાષા શુદ્ધ બોલી શકે છે અને લખી પણ શકે છે, પરંતુ શબ્દો શી રીતે બન્યા છે, તેઓનો શો અર્થ નિર્ણીત થએલો છે, શબ્દોનાં સ્વરૂપ કેવા પ્રકારનાં હોય છે, વાક્યરચનામાં તેઓનો એક બીજા સાથે કેવા પ્રકારનો સંબંધ હોય છે, વગેરે બાબતો જાણવાથી લખાણમાં કંઈકિ વધારે લાભ તો થાય છે જ.

**૫૬. નિબંધમાં પ્રમાણઃ**—નિબંધનું લખાણ હંમેશાં ટુંકું, ઉત્તમ વિચારોથી ભરપુર, અને સ્વતંત્ર હોવું જોઈએ. લખાણ વિસ્તારથી લખેલું હોય તો તે નિબંધ મટી જાય, માટે બહુ પીંજણ કરી વૃથા લંબાણ કરવું નહિ. નિબંધમાં બહુ લંબાણ કરવાની ઈચ્છા ન કરવી, તેમજ તેને હકીકતોનો ભંડાર બનાવવા પણ પ્રયત્ન કરવો નહિ.

નિબંધની શરૂઆતમાં વિષયનો અર્થ, સમજુતી કે વ્યાખ્યા સંબંધી લખાણ બહુ ટુંકું હોવું જોઈએ, અને જેમ બને તેમ જલદીથી મુખ્ય વિષય ઉપર આવી જવું જોઈએ. દરેક મુદ્દા માટે જોઈએ તેટલું અને જરૂર પુરતુંજ લખાણ રાખવું. જે ઓછી અગત્યની બાબતો હોય તેના ઉપર સંભાળથી નિરૂપણ કરવું.

**સંપ, સાહસ,** જેવા વિષયો ઉપર લખતાં તેને લીધે જે સારાં પરિણામ આવે છે તેજ મુખ્ય મુદ્દો હોવો જોઈએ, પરંતુ તેને લીધે થતાં કેટલાંક નુકસાન ઉપર વધુ વિવેચન કરવું નહિ.

**ક્રોધ, લોભ, અભિમાન,** જેવા વિષયો ઉપર લખતાં તેને લીધે જે ખરાબ પરિણામ આવે છે તેજ મુખ્ય મુદ્દો રહેવો જોઈએ, પરંતુ તેને લીધે કેટલીક વખત ફાયદા પણ થાય છે તે બાબત ઉપર વધુ લખવું નહિ.

**'ઘરમાં રમવાની રમતો'** જેવા વિષય ઉપર લખવાનું હોય, તો એકજ રમત ઉપર ઝાઝું લખી નાખવું નહિ, કારણ કે એમ કરવાથી બીજી રમતોનું વર્ણન ટુંકામાં પતાવવું પડશે, અને નિબંધમાં મુદ્દાઓનું પ્રમાણ જળવાશે નહિ.

**૫૭. પરિચ્છેદ પાડવા**—દરેક મુદ્દાને માટે જુદો પારચ્છેદ હોવો જોઈએ, રૂપરેષા સારી હશે તો મુદ્દાઓ એક પછી એક યોગ્ય રીતે પરિચ્છેદમાં ગોઠવાતા જશે. દરેક પરિચ્છેદના છેલ્લા વાક્યમાં શું કહ્યું છે તે બરાબર ધ્યાનમાં રાખવું, અને તેની પછીના પરિચ્છેદમાં અધુરી હકીકત શરૂ કરી બીજા મુદ્દાનો વિકાસ કરવો જોઈએ. જે નિબંધમાં પરિચ્છેદ પાડેલા હોતા નથી તે નિબંધ વાંચનારને કંટાળારૂપ લાગે છે, અને સ્પષ્ટ અર્થ સમજી શકાતો નથી. આવા નિબંધોમાં વાક્યોનો સમૂહજ માલમ પડે છે. જેમ કોઈ ગાઢા જંગલમાં રસ્તો પડયો ન હોય, અને એમાં થઈને કોઈને પસાર થવું હોય તો જનારને ગમ પડતી નથી, તેમ આવા નિબંધ વાંચતાં વાંચનારને વિચારની સમજણજ પડતી નથી.

**૫૮. મુદ્દો સૂચવનારાં વાક્યો**—પરિચ્છેદમાં લખાણના મુખ્ય મુદ્દાનું બરાબર સૂચન થાય એવું શરૂઆતમાં એક ટુંકું વાક્ય મૂકવામાં આવે, તો લખાણ વધારે સરળ અને સ્પષ્ટ બને છે. જેમકે—

**अ.** આ યુક્તિ બરાબર સફળ નીવડી.........

**ब.** ત્યાર બાદ એવો વિચાર કર્યો.........

**क.** પ્રેમાનંદે ઘણાં કાવ્યો ને નાટકો રચ્યાં છે.........

આવાં વાક્યોથી પહેલા પરિચ્છેદનો બીજા પરિચ્છેદ સાથે સંબંધ જોડી શકાય છે. એટલુંજ નહિ પણ બીજા પરિચ્છેદમાં શી હકીકત આવવાની છે. તેનું સૂચન પણ થઈ શકે છે. પરિચ્છેદમાં શરૂઆતનું વાક્ય જો સાદું અને નાનું હોય તો તે ઠીક થઈ પડે છે. જેમકે:—

**अ.** આનો નિર્ણય કરવાને ઘણી બાબતો વિચારવાની જરૂર છે.

**ब.** આ સિદ્ધાન્ત પ્રતિપાદન કરવાને તેણે ઘણા પ્રયત્નો કર્યા.

કેટલીક વખત નવો મુદ્દો લેતા પહેલાં કહેવાઈ ગએલી બાબતોનો સાર આવી જાય એવાં વાક્યો જરૂરનાં છે. જેમકે:—

" શિક્ષકમાં કેવી રીતની વ્યવસ્થાશક્તિ હોવી જોઈએ, તેને કઈ કઈ બાબતોનો અભ્યાસ હોવો જોઈએ, અને તેણે શું કરવું જોઈએ

ા બાબતનો વિચાર કર્યા પછી હવે તેનું ચારિત્ર્ય કેવા પ્રકારનું વું જોઈએ તે વિચારીએ."

**૫૯. ટુંકાં વાકયોનો વપરાશ:**—લાંબાં વાકયો વાપરવા કરતાં કાં વાકયો વાપરવાં બહુ સારાં છે. લાંબાં વાકયોમાં એક બીજા સાથેનો ંબંધ વિચારવો પડે છે, અને તેથી ઘણા દોષ થવાનો સંભવ છે. કાં વાકયો વાપરવાથી એમ થતું નથી. આપણે જે બાબત કહેવી ય તેનો સ્પષ્ટ ખ્યાલ આપણા મનમાં હોવો જોઈએ. પછી આપણા ચારને કાગળ ઉપર મૂકતા પહેલાં મનમાં એક વાકય વિચારી રાખવું ોઈએ. વિચારોની સ્પષ્ટતા હોય તોજ તે વિચારો ટુંકા વાકયમાં ાંવી શકાય.

**૬૦. ઉતારાનો ઉપયોગ:**—નિબંધના લખાણમાં પોતાના ચારોને પુષ્ટિ આપવા માટે બીજા લેખકોના કે કોઈ મહાપુરુષોના ચારોના ઉતારા આપવામાં આવે છે. આવા ઉતારા આપવામાં ખાસ ાળ રાખવાની જરૂર છે. ગમે તેમ કરીને લખાણમાં ઉતારા ઘુસાડવાની લાકને ટેવ હોય છે, પણ તેને લીધે વિષયાન્તર થઈ જાય છે. ાનમાં રાખવું કે બીન જરૂરી અથવા યોગ્ય ન હોય તેવા ઉતારા ાપવાથી સારૂં લખાણ નકામું થઈ જાય છે. ઉતારા લેતાં ચેની બાબતો ધ્યાનમાં રાખવી:—

**ઉતારા વિષયને લગતાજ હોવા જોઈએ.**
**ઉતારા બહુજ થોડા હોવા જોઈએ.**
**તે તદ્દન સામાન્ય હોવા જોઈએ.**
**પર ભાષાના ઉતારા બનતા સુધી અનુવાદ કરીને મૂકવા.**
**ઉતારા સત્યસ્વરૂપમાં લેવા જોઈએ.**

**૬૧. વાકયોનો પરસ્પર સંબંધ જાળવવો:**—વિચારની ેએ અને સ્પષ્ટતા લાવવામાં મદદરૂપ નાવડે તેટલા માટે દરેકે દરેક કય તેની પછીના બીજા વાકયસાથે બરાબર બંધબેસતું હોવું જોઈએ. . બધાં વાકયો અમુક યુક્તિપૂર્વક અને સંબંધપૂર્વક ગોઠવાય તોજ ારતની એકપ્રમાણુતા સચવાય અને નિબંધનું લખાણ શોભી ઊઠે.

વળી ઉભયાન્વયી અવ્યયોનો જ્યાં જરૂર હોય ત્યાંજ ઉપયોગ કરવો જોઈએ. 'અને', 'તેથી', વગેરે અવ્યયોનો વારેઘડીએ વૃથા પ્રયોગ કરી મિશ્ર ને સંયુક્ત વાક્યો બનાવવાથી વાંચનારને કંટાળો આવે છે, 'તેથી' ને બદલે 'આવી રીતે' 'એટલે'. 'આમ', વગેરે અવ્યયો વાપરવાં ઠીક થઈ પડશે.

વાક્યપૃથક્કરણનો વિષય સારી રીતે જાણી લેવાથી આવા દોષ દૂર થશે. લખાણમાં વિસ્તાર માટે–હવે, ફરીથી, ત્યારપછીથી, આ ઉપરાંત, એથી ઉલટું; સંબંધ જોડવા માટે–જો, જ્યારે, જ્યાં, કારણ કે, માટે, અને છેવટમાં–માટે, તે પ્રમાણે, પછી, આમ, ટુંકાણમાં, એ બાબતમાં; વગેરે શબ્દોનો પ્રયોગ કરવો ઠીક થઈ પડશે. પણ તેનો યથાર્થ ઉપયોગ થવો જોઈએ.

**૬૨. નિબંધનો છેવટ ભાગ**—નિબંધ લખવામાં જેવી રીતે શરૂઆત સારી કરવી જોઇએ, તેવીજ રીતે તેનો અંત ભાગ પણ સારો બનાવવાની જરૂર છે. નિબંધને એકદમ ટુંકાવી નાખવાથી વાંચનારના અગર પરીક્ષકના મન ઉપર બહુજ ખરાબ અસર થાય છે. આખા નિબંધમાં આપેલી દલીલો અથવા વિગતોનો સાર અંતમાં આપવાથી નિબંધ વધારે અસરકારક નીવડે છે. જેમકેઃ—

' આ પ્રમાણે હિંદુ ધર્મગ્રંથોની સંખ્યા ઘણી મોટી છે ' આ છેલ્લું વાક્ય લખી તેની ઉપર થોડી સામાન્ય વિગતો અથવા પોતાના વિચારો આપવાથી નિબંધનો અંત ભાગ શોભી ઊઠશે.

**૬૩. અક્ષર**—વિચાર સારા હોય અને ભાષા પણ તેને અનુસરતી હોય, પરંતુ લખાણમાં અક્ષર સારા ન હોય તો વાંચતાં કંટાળો આવે છે, અને એવા લખાણ તરફ વાચકને અરુચિ ઉત્પન્ન થાય છે. જેમ સુંદર રસોઈ સુંદર પાત્રમાં પીરસવામાં આવે તો આનંદ ઉપજે છે, તેમ સુંદર લખાણ સારા અક્ષરમાં લખાએલું હોય તો તેના તરફ વિશેષ પ્રીતિ ઉત્પન્ન થાય છે. આ પ્રીતિ લખાણની કદર થવામાં પણ અત્યંત ઉપયોગી ને લાભકારક થઈ પડે છે.

નામું લખનાર મહેતો રાખવામાં સારા અક્ષરવાળાની પહેલી પસંદગી થાય છે. અક્ષર એ એક પ્રમાણપત્ર છે. મોટે ભાગે અક્ષરની બેદરકારી એ જીવનની બેદરકારી સૂચવે છે. અક્ષર એ ચિત્રકળાનો વિષય છે, એટલે સારા અક્ષર એ એકાગ્રચિત્ત સાથેની હાથની સુંદર કેળવણીનું પરિણામ છે. આથી એમ કહી શકાય કે જે અક્ષર ધારવા પ્રયત્ન કરે છે તે જીવન સુધારવા પ્રયત્ન કરે છે.

હવે અક્ષર લખવામાં કેવી બેદરકારી હોય છે તે તપાસીએ. કેટલાક વિદ્યાર્થીઓના અક્ષર મરોડદાર હોતા નથી. કેટલાક અક્ષરો ડાબી બાજુ નમી ગએલા હોય છે, તો કેટલાક જમણી બાજુ નમેલા હોય છે. કેટલાક માપ કરતાં ઉંચે વધી ગએલા હોય છે, તો કેટલાક નીચે લંબાવેલા હોય છે. એકજ સીધી લીટીમાં સળંગ લખાણ હોતું નથી. અક્ષરોનું પ્રમાણ પણ નાનું મોટું હોય છે એટલે કેટલાક શબ્દો માપમાં મોટે અક્ષરે લખેલા હોય છે, તો કેટલાક શબ્દો નાના માપમાં લખેલા હોય છે. અક્ષરો વચ્ચે અને શબ્દો વચ્ચે યોગ્ય અંતર હોતું નથી. આવા દોષોને લીધે અક્ષરો ખરાબ થાય છે.

### અક્ષર વિષે સામાન્ય સૂચના.

**૧. શબ્દના અક્ષરો ભેગા ને શબ્દો યોગ્ય પ્રમાણમાં છુટા રાખવા.**
**૨. અક્ષરનું માપ શરૂઆતથી તે અંત સુધી એક સરખું રાખવું.**
**૩. દરેક અક્ષરનું મથાળુ લીટીને અડકેલું, અને આખું લખાણ એક સીધી લીટીમાં રાખવું.**
**૪. અક્ષરનો મરોડ શરૂઆતમાં હોય તે છેવટ સુધી જાળવી રાખવો.**
**૫. સાહી, કલમ, કાગળ, વગેરે–લખાણનાં સાધન–સારાં વાપરવાં.**
**૬. ડાઘાડુઘી, છેકછાક વગેરે ન કરતાં સ્વચ્છતા જાળવવી.**
**૭. લખાણની ચારે બાજુ યોગ્ય અંતર રાખવું.**
**૮. છાપેલા જેવા અક્ષર લખવા પ્રયત્ન કરવો.**
**૯. જોડણી શુદ્ધ લખવી ને વિરામચિહ્નોનો યોગ્ય ઉપયોગ કરવો.**
**૧૦. પ્રત્યેક પરિચ્છેદ થોડી જગ્યા છોડી દઈ શરૂ કરવો.**

## ૬૪. નિબંધ લખવા વિષે સામાન્ય સૂચના.

૧. વિષયની પસંદગી બહુજ જલદીથી પણ સંભાળપૂર્વક કરવી.
૨. જે વિષય ઉપર લખવું હોય તેનો અર્થ બરાબર સમજવો.
૩. વિષયાન્તર કરવું નહિ—અપ્રસ્તુત બાબતો લાવવી નહિ.
૪. વિષયને લગતા વિચારો ભેગા કરવા, અને તેના ઉપરથી આગળ આપેલા નિયમો પ્રમાણે રૂપરેખા ઘડી કાઢવી.
૫. નિબંધ લખતા પહેલાં રૂપરેખાનો બરાબર અભ્યાસ કરી જવો.
૬. નિબંધની શરૂઆત બહુ ટૂંકાં વાક્યોથી કરવી.
૭. નિબંધરચનામાં પ્રમાણ જાળવવું.
૮. પરિચ્છેદ પાડવા.
૯. દરેક મુદ્દાને માટે નવો પરિચ્છેદ હોવો જોઈએ.
૧૦. વાક્યો જેમ બને તેમ ટૂંકાં હોવાં જોઇએ.
૧૧. ઉતારા આપવામાં બહુ સંભાળ રાખવી.
૧૨. વાતચીતની ભાષા વાપરવા નહિ.
૧૩. વાક્યોનો પરસ્પર સંબંધ જાળવવો, અને યોગ્ય ઉભયાન્વયી અવ્યયોનોજ ઉપયોગ કરવો.
૧૪. નિબંધનો છેવટ ભાગ સુંદર રહેવો જોઇએ.
૧૫. વ્યાકરણદોષો ન થાય તેની સંભાળ રાખવી.
૧૬. અલંકાર છુટથી વાપરવા નહિ, અને તેનું જ્યાં ને ત્યાં મિશ્રણ કરવું નહિ.
૧૭. લાગણીને સ્પર્શ કરે તેવું લખાણ લખવાનો પ્રયત્ન કરવો.
૧૮. વિચારોને અનુરૂપ ભાષા છે કે નહિ તેની ખાતરી કરવી.
૧૯. જ્ઞાન, અનુભવ, ને બુદ્ધિ વધારવાં, અને વિચારદોષ ન થાય તેની સંભાળ રાખવા.
૨૦. શબ્દભંડોળ વધારવો, અને વિચાર દર્શાવવા માટે યોગ્ય શબ્દોનોજ ઉપયોગ કરવો.
૨૧. અક્ષર, જોડણી અને વિરામચિહ્ન ઉપર ખાસ ધ્યાન આપવું.

# લેખનપ્રવેશ.



## વિભાગ બીજો—નિબંધમાળા.



: ૧ :

### પ્રકૃતિ વર્ણન.

૧. પ્રાતઃકાળ.

૨. ચાંદની.

૩. વર્ષાઋતુ.

૪. દિવાળી.

૫. મુસાફરીનું વર્ણન.

# ૧. પ્રાતઃકાળ.

**૧. વસ્તુસ્થિતિ.**
 अ. સૂર્યોદય પહેલાંની સ્થિતિ.
 ब. પ્રાતઃકાળે થતા ફેરફારો.

**૨. વર્ણન.**
 अ. ઉષાનો અરુણ પ્રકાશ.
 ब. સૃષ્ટિનો દેખાવ.

**૩. પ્રાતઃકાળની મહત્તા.**
 अ. સૃષ્ટિમાં નવચેતનના ફુવારા.
 ब. જગતના જીવોમાં પ્રફુલ્લતા.

**૪. પરિણામ.**
 अ. સૃષ્ટિ સૂર્યનાં તેજ વડે છે.
 ब. એ ન હોય તો શું બને ?

પ્રાતઃકાળ એટલે નવચેતન, અને પ્રાતઃકાળનાં અજવાળાં એટલે સૃષ્ટિમાં સ્ફૂર્તિના ફુવારા. પૂર્વનો દરવાજો ઉઘડે, એટલે પૃથ્વીની પ્રભુતામાં પગલાં મંડાવાં શરૂ થાય. કુકડાનો નાદ ચેતનની ચિનગારીઓ મૂકે, એટલે દેવમંદિરોમાં નોબતો વાગે, રાજદ્વારમાં દુંદુભી ઢોલ ગડગડે, પક્ષીઓના વિધવિધ કલરવ શરૂ થાય, ભક્તજનો ભક્તિની ધૂન મચાવે, ગોરસ વલોવાય, ઘંટીના ઘોર સંભળાય, બાંગ પોકારાય, જ્યાં ત્યાં ઘંટાનાદ થાય, અને હર્ષઘેલા માનવો આંગણાં વાળી ઝૂડી, નહાઇ ધોઈ, પવિત્ર બની જીવનમાં સૂર્યદેવનાં અણમોલાં તેજ લેવા તરવરી રહે. આમ પૃથ્વી ઉપર જ્યાં ત્યાં નવજીવન અર્પાય ને સર્વ સ્થળે પ્રવૃત્તિ મચી રહે. પ્રાતઃકાળ થતાં સમસ્ત વિશ્વમાં નવચેતન પ્રગટી ઊઠે છે.

દિશાઓ દસ છે, પણ રૂડી દિશા તો એ પૂર્વ, કે જે દરરોજ જીવનનાં તેજ અર્પણ કરે. પર્વત ઘણા છે, પણ ભાગ્યવાન તો એ ઉદયાચળ, કે દરરોજ સૂર્યદેવનાં પુનિત પગલાં પ્રથમ તેને ત્યાં થાય. બધા દેવો તો અદૃશ્ય, પણ સૂર્યદેવ તો દરરોજ દર્શન આપે. તેમની પધરામણીથી સમસ્ત જગતના જીવોમાં આશાના અંકુર ફૂટે, દૈવી પ્રેરણા મળે, અને એ રીતે આખી પૃથ્વી તેજસ્વી બને,

સૂર્યદેવની પધરામણી થાય ત્યારે વાદળાંમાં સોનેરી રંગના રાતા સાથીઆ પુરાય, માંહે સોનેરી રૂપેરી હિરાકણીઓ મુકાય, પર્વતે પર્વતે દીપમાળો પ્રગટે, અને સરસાગરમાં તેનાં પ્રતિબિંબ ઝીલાય.

સૂર્યદેવ પધારે, એટલે દુનીઆ આંખે આંધળી હોય તે દેખતી થાય, છતે રંગે શ્યામ હોય તે વિવધ રંગે ખીલી રહે, છતી શોભાએ કદરૂપી હોય તે વિધવિધ કળાએ સુંદર પ્રકાશી ઊઠે, અને છતે પ્રાણે અચેતન હોય તેમાં નવચેતન પ્રગટે. સૂર્યદેવ પધારે ત્યારે તેજનો વરસાદ વરસે, સઘળી દુનીઆ તેમાં નહાય, ને તેજસ્વી બને; ઘેર ઘેર આનંદના ફુવારા ઉડે અને પૃથ્વીમાં પ્રવૃત્તિનો જંગ મચે.

પૃથ્વીએ પોતાની દીકરી ઉષા સૂર્યદેવને દીધી, તેથી દરરોજ ઉષા સૌના પહેલાં સૂર્યદેવનાં અનેરાં સ્વાગત કરે. તે પ્રતિદિન અભિસારિકાના નવા નવા સોહાગ સજે, અને હંમેશાં આનંદમાં મલકાતી, પ્રેમમાં છલકાતી, પોતાના પ્રિયતમનાં તેજ પ્રથમ ધારણ કરી ઉજ્જવળ દેવી બને, પણ પછી સરિતની માફક તેનાં તેજ પ્રિયતમમાં સમાઈ જાય.

હંમેશાં સૂર્યદેવના પહેલાં ઉષા દર્શન દે. પ્રાતઃકાળનો અરુણ પ્રકાશ, એ ઉષાએ ઝીલેલાં દેવનાં તેજ. લે અને દે, તેજ હંમેશાં ઉજળાં રહે, લે પણ દે નહિ તે દેવી કેમ કહેવાય ? તેથી એ તેજ એણે પ્રથમ લીધાં, અને પછી પૃથ્વી ઉપર બીજાને દીધાં. કમળ વગેરે પુષ્પો, વિધવિધ પક્ષીઓ, વૃક્ષ લતાદિ વનસ્પતિ, એ સર્વને તેણે આપ્યાં, અને પોતાની વ્હાલી સખીઓને પણ દીધાં. જેને એ દાતાં તેજ અર્પાયાં, તેનાં સૌન્દર્ય અનેરાં થઈ પડયાં.

સૂર્યદેવનાં તેજવડે અણમોલ ઔષધિઓ પેદા થાય, તે માનવજાતનાં દુઃખો હરે, એ તેજવડે વાદળાં બંધાય, તે જલ સીંચી પૃથ્વીની નાડીઓ રસકસથી ભરચક રાખે. એ તેજમાંથી અગ્નિદેવ પ્રગટે, તે સમસ્ત જગતમાં તેજનાં વહેણ પ્રસરતાં રાખે. આવાં અણમોલાં સૂર્યદેવનાં તેજ છે.

સૂર્યદેવનાં તેજ વિષમ હોય તો પણ તેમાં સૃષ્ટિનું કલ્યાણ છે, તેમનાં પ્રખર તેજનાં કિરણ બાળી મૂકે છે તે તો કસોટી માટે છે; પછી તો પાછાં અમૃતજ પાય છે. જીવનનાં જોમ અને સૃષ્ટિની રચના એના વડેજ ટકી રહ્યાં છે. એનાં તે શાં મૂલ અંકાય ?

સૂર્યદેવનાં તેજ આવે, એટલે સૃષ્ટિના જીવો જાગે; જગત શોભે સાથે માનવોનાં ઘર શોભે; અને સૃષ્ટિના જીવો રાચે.

આ પૃથ્વીમાં પ્રાણપૂરક પ્રાતઃકાળની પુનિત પ્રભાનું જે પૂજન કરે તેનાં પાપ પ્રજળે, અને પુણ્ય પ્રગટે.

---

## ૨. ચાંદની.

**૧. વસ્તુસ્થિતિ,**
- **अ.** ઉત્પતિ વિષે કલ્પના
- **ब.** ચાંદનીનું તેજ કેમ વધે ઘટે ?
- **क.** ચાંદની સંપૂર્ણ ક્યારે ખીલે ?

**૨. વર્ણન.**
- **अ.** સૃષ્ટિનો સામાન્ય દેખાવ.
- **ब.** આકાશનો દેખાવ,
- **क.** નદી–પર્વતો–સમુદ્રપરનો દેખાવ.

**૩. ચાંદનીની મહત્તા.**
- **अ.** અમૃતમય શીતળતા.
- **ब.** તનમનની પ્રફુલ્લતા.
- **क.** ચંદ્રિકાનાં મૂલ્ય.

**૪. પરિણામ.**
- **अ.** જીવમાત્રને મળતો આનંદ.
- **ब.** તાપ અને ચાંદની–સરખામણી

ચંદ્રનાં અજવાળાં તે ચાંદની. તે ચંદ્રિકા, જ્યોત્સ્ના, વગેરે નામથી પણ ઓળખાય. આકાશમાં સત્તાવીસ નક્ષત્રો, એ પ્રજાપતિ દક્ષની કન્યાઓ, તે ચંદ્રને દીધેલી, તેથી ચંદ્ર નક્ષત્રનાથ કહેવાય છે. આ સત્તાવીસમાં રોહિણી ઉપર ચંદ્રની પ્રીતિ વધારે, તેથી બીજાને ઇર્ષા આવે, અને તેને લીધે ચંદ્રની કળાનો ક્ષય થાય; પણ પૂર્ણિમાએ ચંદ્ર સોળ કળાએ ખીલે, તેની સાથે ચાંદની પણ પૂર્ણ પ્રકાશથી ખીલી રહે, ને પૃથ્વી ઉપર અમૃતનો વરસાદ વરસે.

ચંદ્ર સાગર–સરોવરમાં વિહાર કરવા ઉતરે, તેની લહરીઓ સાથે તે વિવિધ રૂપે નાચે, અને તેનો સંગ છોડવો પણ તેને ન ગમે; ત્યારે ચંદ્રિકા પૃથ્વી પર રમે, પૃથ્વીના સર્વ જીવો સાથે તે હળે મળે, અને સુખદુઃખની વાતો કરે. સર્વમાં અમૃત સીંચે ને શીતળતા અર્પે. આથી પૃથ્વી ઉપર સર્વને ચંદ્રિકા બહુ ગમે. ચંદ્રિકાનાં કુમળાં કિરણ

નયનમાં પેસી જીવ માત્રનાં હૈડાં ઠારે, તનમનના તાપ સમાવે, થાક ઉકળાટથી ત્રાસી ગયેલાંને વિશ્રાન્તિ આપે, નવચેતન અર્પે, એમ ઝાડપાન પશુપક્ષી સર્વ તેનાથી શીતલ થાય ને આનંદ મેળવે.

ચંદ્રિકાનાં નિર્મળાં અમૃત સિંચન વનસ્પતિ ઝીલે, તેથી અણમોલ ઔષધિઓ પ્રફુલ્લ થાય, નદીના રેતાળ પટ ઉજળા બને, પર્વતશૃંગો રૂપેરી પ્રકાશે છવાઈ રહે, ખેતરો ને વાડીઓ હાસ્ય કરતાં લાગે, ચકોર શાન્ત થાય, સરસાગરની માછલીઓ ચંદ્રિકાએ આપેલાં અમૃત પી મોતી ધારણ કરે અને માણેક પણ ઠરે.

ચંદ્રિકાનાં તેજ નિર્મળ, શીતળ અને આલ્હાદકારક, તે આપેલાં ચંદ્રે, તેથી માનવોની પ્રીતિ તેના ઉપર વિશેષ. પૂર્ણિમાએ પૃથ્વી ઉપર ચંદ્રની પુરે પુરી અમીદ્રષ્ટ, તેમાં પણ સંપૂર્ણ પ્રેમ ભીની દૃષ્ટિ તો વસંત પૂર્ણિમા અને શરદ પૂર્ણિમાએ. એ દિવસે ઉગતા કેસરભીના ચંદ્રનાં સૌ કોઈ દર્શન કરે, અને પૂજન કરે. તે દિવસે ઉત્સવો થાય; આહાર વિહારની ઉમદા ગોઠવણો થાય, અને અગાસીમાં બેસી માનવવૃંદો દૂધપૌંઆ આરોગે. વળી માનવો ગરબે રમે ને રાસ ખેલે. એ રીતે માનવો વિવિધ રંગે રસે ને વિવિધ રૂપે રાચે.

સૂર્યનાં કિરણ ગરમ અને તીવ્ર હોય. કિરણ શીતળ પણ હોઈ શકે, એ પ્રથમ જગતને બતાવ્યું શશીએ. ગરમીનાં વ્યવસ્થિત રાજ્ય કરતાં શીતળતાનાં સુરાજ્ય સર્વત્ર વધુ શાંતિ પ્રસરાવનારાં હોય છે. આ સિદ્ધાન્ત સૃષ્ટિને પ્રથમ ચંદ્રે સમજાવ્યો.

સૂર્યાસ્ત સમયે–સલુણી સંધ્યાએ તિમિરના આવરણે તેજનાં પડો ભેદાતાં હોય ત્યાં ચાંદ્રકાનાં અજવાળાં વહેલામોડાં આવી પહોંચે, અને પૃથ્વીને વીંટળાઈ વળે. તેનો જ્યાં સ્પર્શ થાય, ત્યાં રૂપેરી ભાત ઉપસી આવે. તે જાણે ઘેરી શ્યામ સાડીમાં હિરાકણીઓ જડી હોય તેવી લાગે. પૃથ્વીનાં પાણી સરિતામાં વહે, સાથે ચંદ્રિકાનાં રઢિઆળાં તેજનાં વહેણ વહે. પર્વતે પર્વતે મુકુરો જડાયા હોય ત્યાં ચંદ્રિકાનાં તેજ

છવાય, તે મોતીના ઉડતા ફુવારા જેવાં લાગે. આમ સમસ્ત જગતમાં ચંદ્રિકાનાં રાજ્ય સ્થપાય ને શીતળતા છંટાય; ત્યારે પૃથ્વીપર દેવો વિહાર કરવા નીકળી પડે. દેવો જ્યારે સૂતેલાં માનવોને મૂંગી આશિષો અર્પણ કરે, ત્યારે ચંદ્રિકા માનવોને સુધાનું પાન કરાવે.

ચંદ્રિકાને મેઘ સાથે ક્રીડા કરવી બહુ ગમે. વાયુદેવ બંનેને વિવિધ રીતે ખેલાવે ને અનેક રંગે રમાડે. વાદળાં રંગે કાળાં હોય, પણ ચંદ્રિકાના સ્પર્શે રૂના ગાભલા જેવાં ભાસે. અભ્રો આમતેમ દોડે, ત્યારે ચંદ્રિકા તેમાં સંતાકુકડી રમે. આ ચંદ્રિકાનો વ્યોમવિહાર માનવ દૃષ્ટિને રમાડે અને આનંદ આપે.

ચંદ્રિકા એ મૂર્ત સ્વરૂપમાં દેવોની પ્રેમભરી મીઠી દૃષ્ટિ છે.

---

## ૩. વર્ષાઋતુ*

**૧. વસ્તુસ્થિતિ.**
- अ. વર્ષાઋતુ કયારે આવે ?
- ब. એકંદર તેની અસર.

**૨. વર્ણન.**
- अ. વરસાદ પહેલાંના ઉત્પાતો
- ब. પશુ, પક્ષીઓ ને જંગલોની સ્થિતિ.
- क. પવનનું તોફાન–મુસળધાર વરસાદ.
- ड. આકાશનો દેખાવો.

**૩. વર્ષાઋતુની મહત્તા**
- अ. શીતળતાં ને ઉજ્જવળતા.
- ब. વનસ્પતિમાં નવા પ્રાણ.
- क. ખેડુત ને જીવજંતુઓની પ્રફુલ્લતા.

**૪. પરિણામ.**
- अ. વનસ્પતિમાં નવચેતન.
- ब. ખેડુતોનો આનંદ–ઉત્સવ.

વર્ષની ઋતુઓ છ છે: હેમંત, વસંત, ગ્રીષ્મ, વર્ષા, અને શરદ. તેમાં વર્ષા મુખ્ય છે. દુ:ખ જઈ સુખ આવે તે જેમ મીઠું લાગે છે, તેમ ગ્રીષ્મઋતુના પ્રચંડ તાપે તપેલાં જીવજંતુ ને વનસ્પતિ શીતળતા પ્રાપ્ત કરે, અને સૃષ્ટિમાં નવચેતન પ્રગટે, તેથી વર્ષાઋતુ આહ્લાદક ને રમણીય લાગે છે.

---

* યુનિવર્સિટીમાં પુછાયલો પ્રશ્ન.

ગ્રીષ્મ ઉતરી વર્ષાની શરૂઆત થાય, ત્યારે દેવ દાનવોમાં યુદ્ધ મચે, ને તેના અલૌકિક ઉત્પાતથી આખું વિશ્વ ખળભળી ઊઠે. પૃથ્વી પરના જીવો તે વખતે મૂંઝી ઊઠે, છળી મરે, અને બી જઈ ઘરમાં ભરાઈ રહે. આ તુમુલ યુદ્ધમાં તોપોના ગોળા જેવો વાયુનો સુસવાટ થાય, તોફાની પવનો વૃક્ષોને હચમચાવી મૂકે, ક્ષિતિજમાં ઉપરા ઉપરી વીજળીઓના ચમકારા થાય, વાદળાંમાં કડાકા ને ભડાકા થાય, અને આખું આકાશ ગર્જનાઓથી ગાજી રહે.

જંગલોમાં ને પર્વતોની ખીણોમાં મેઘગર્જનાના પ્રતિધ્વનિ થાય. તેને લીધે પશુપક્ષીઓ ને બીજા જીવો ત્રાસી ઊઠે. સિંહ તેની સામે તડૂકી ઊઠી ગર્જના કરે અને મયૂર ટહુકાર કરે. આવે વખતે પતિત દશામાં પડી રહેલી ધૂળ વંટોળીએ ઉંચે ચઢી માનવોને આંજી નાખે, ને હેરાન કરી પૂર્વનું વેર લે.

આવા આવા ઉત્પાત થાય, તેથી ઇંદ્રદેવ પોતાનાં વાદળાંના લશ્કર સાથે આવી પહોંચે, પૃથ્વી ઉપર મેઘાડંબર છવાય, સપ્તરંગી સુરચાપ ખેંચેલું દૃષ્ટિએ પડે, મહેન્દ્રના પ્રતાપે ઠંડા પવનની લહેરો છૂટે, અને પછી મુસળધાર વૃષ્ટિ થાય. આથી સર્વ તોફાની શક્તિઓ વિરમે, વ્યાકુળ બનેલી સૃષ્ટિ શાંત થાય, અને પૃથ્વી ઉપર શાંતિનું રાજ્ય સ્થપાય, છતાં પણ સલુણી સંધ્યા ક્રોધમાં રાતીચોળ બનેલી ડુંગરડાંમાં દેખાવ દે.

આ મંડાએલાં યુદ્ધ એક વખતથી શાંત ન થાય. મેઘાડંબર અવારનવાર રહ્યાજ કરે. મેઘધનુષ્ય ખેંચાએલાંજ રહે, પૂર્વ ને પશ્ચિમ દિશાએ, લઢાઈ કરવા સજ્જ થએલાં વાદળાંનો, ડુંગરડાં રૂપે ચઢાવ નજરે પડે, અને વાદળીઓની નાની નાની ટુકડીઓ આમ તેમ દોડયાજ કરે. કદાચ જો ફરીથી યુદ્ધનાં મંડાણુ થાય તો એકદમ અણધાર્યો મોટી ધારે મેઘ તૂટી પડે, વરસાદની ઝડીઓ પડે ને હેલી મચે, નદીનાળાં પાણીથી ભરચક થઈ રહે, પાણીના ધોધ પડતા સંભળાય, નદી ઉપરનાં ગામો ખેંચાઈ જાય, ઘરો તૂટી પડે,

ઝાડો ભાગી પડે, જવા આવવાના રસ્તા બંધ થાય, અને પૃથ્વી જાણે પાણીમાં ડુબી જતી હોય એમ લાગે.

પૃથ્વીપર વર્ષાઋતુનાં રાજ્ય થાય; તેથી પૃથ્વીપર વર્ષભર ચઢેલો મેલ ધોવાય, અને પૃથ્વીના સર્વ અંગો—વૃક્ષ, પર્વત, વગેરે નહાય. આમ સૃષ્ટિ ઉજ્જવળ અને શીતળ બને.

આ વૃષ્ટિ દરમિઆન પૃથ્વીનાં પડોમાં સીઝાઈ રહેલાં બીમાં નવા પ્રાણ મુકાય ને નવા ફણગા ફૂટે. એ ફણગાઓથી પૃથ્વીએ ઘેરા લીલા રંગની સાડી ધારણ કરી હોય એમ લાગે. આ કુમળા અંકુરો સૂર્યના પ્રચંડ તાપે કરમાઈ જાય નહિ, માટે વાદળીઓ દોડાદોડ કરી મૂકે અને તેની રક્ષા કરે. તે કુમળી વનસ્પતિને સ્નાન કરાવે ને સંભાળપૂર્વક ઉછેરે.

આમ યુદ્ધનાં તોફાન શાંત થતાં પર્વતોના દેખાવો રમણીય લાગે, પક્ષીઓના મધુર કલરવ સંભળાય, થનથન કરતા મયૂરના મીઠા પ્રલાપ થાય, કોયલના મનોહર ટહુકારથી વાડીઓ ગાજી રહે, ગંદકી દૂર થાય, અને હવા ચોકખી ને ભીની બને. વળી વનસ્પતિ નવયૌવન પ્રાપ્ત કરી ઝોલા ખાતી દેખાય, વિવિધ પુષ્પોથી અને તેની સુગંધીથી ખેતરો ને વાડીઓ મહેકી રહે; નદી, સરોવર, ને જળાશયો પાણીથી ભરપુર બને, નવીન ઘાસે ને ધાન્યે ખેતરો રમણીય દેખાય, ઢોરોને મનમાન્યો ચારો મળે, પક્ષીઓને આનંદ મળે, સૂર્યનાં કિરણે અનેરા રંગ ખીલે, અને પ્રાતઃકાળે ને સાયંકાલે અપૂર્વ દેખાવો જણાય. આ પ્રમાણે પૃથ્વી મનોહર રૂપ ધારણ કરે તેથી માનવોના આનંદનો પાર રહે નહિ. સર્વ આનંદના ઉત્સવો ઉજવે ને ઉજાણીઓ કરે.

જે જગતમાં અવનવું ચેતન લાવે, ને બીજમાત્રમાં પ્રાણની પાંખો વિકસાવે તે વર્ષાઋતુ જ્યારે પૃથ્વી પર પધારે, ત્યારે પૃથ્વી પંચરંગી પહેરવેશ ધારણ કરે, ને તેનાં પનોતાં પગલાંને પ્રેમ—પુષ્પોથી વધાવે એ સ્વાભાવિક છે.

---

# ૪. દિવાળી.

**૧. વસ્તુસ્થિતિ.**
- **अ.** દિવાળી ક્યારે આવે ?
- **ब.** ત્યારે એકંદરે દેખાવ કેવો થાય ?

**૨. દિવાળીની મહત્તાનાં કારણો**
- **अ.** સુખ દુઃખનાં સરવાયાં.
- **ब.** નફા–તોટાના હિસાબ.
- **क.** લાભાલાભના વિચાર.
- **ड.** એક વર્ષની તારવણી

**૩. વર્ણન.**
- **अ.** પરસ્પર ભાવ ભર્યાં મિલન
- **ब.** ઘર આંગણે શોભા.
- **क.** બાળકો ને સ્ત્રીઓનો આનંદ.
- **ड.** દેવ મંદિરોની શોભા.
- **इ.** બજારોનો દેખાવ ને રોશની.

**૪. પરિણામ.**
- **अ.** માનવજીવનમાં નવચેતન
- **ब.** આવા ઉત્સવોની જરૂરિઆત.

પૃથ્વી સૂર્યદેવની એક પ્રદક્ષણા પુરી કરે, ત્યારે પૃથ્વીપરનાં આર્ય બાળકો ઉત્સવો ઉજવે. આર્ય–બાલકોના આ ઉત્સવના દિવસો તે દિવાળી. આ દિવસોમાં માનવો ઘર ઘર પ્રકાશ પ્રગટાવવા દીપક-માળો પ્રગટાવે છે. વળી દેવોને પ્રસન્ન કરવા દેવમંદિરોમાં નોબતો વાગે, અનેક પ્રકારના અર્પણ વિધિ થાય, યજ્ઞો થાય, અને રોશની થાય. નાનાં બાળક જેમ માતાપિતાને હસી, રમી, ખેલીને આનંદ આપે; તેમ માનવો હસી, રમી આનંદ કરી દેવોને પ્રસન્ન કરે. આમ પ્રત્યેક આર્યગૃહ ઉજળું થાય.

પૃથ્વી સાથે માનવો પણ જીવનની એક વર્ષની મુસાફરી પુરી કરે. આથી આ મુસાફરીમાં જે સુખ દુઃખ જોયાં હોય, તેનાં સરવાયાં કાઢે. આ સફર દરમિયાન કયાં સારાં કર્મ કર્યાં, અને જીવનમાં કેટલાં ભાથાં બાંધ્યાં, તેના અડસટ્ટા કાઢે; લક્ષ્મીદેવીએ કેટલી મહેર કરી, માલમિલ્કતના કેટલા ભોગવટા મળ્યા, અને સરસ્વતીદેવી કેટલાં પ્રસન્ન થયાં તે સર્વ બાબતો વિચારે. સરવાળે જેને લાભ હોય તેઓ નવરંગે રાચવા લાગે ને મનમાં મલકાતા ડોલવા લાગે; અને જેઓ સરવાળે તૂટ દેખે તેઓ ખુણામાં પેસી પશ્ચાત્તાપ કરવા લાગે, અને આવતું વર્ષ સારૂં નીવડે તેને માટે પ્રભુની પ્રાર્થના કરવા લાગે.

દિવાળીના દિવસોએ સગાઈના સંબંધો તાજા થાય. સંબંધી મિત્રો હળે મળે, એક બીજાને શુભ આશીર્વાદ અપાય, વિસરાઈ ગએલાં વ્હાલાં વતન યાદ કરાય, જીવનમાં અનેરા ઉત્સવો ઉજવાય, અનેક વિધ લહાવા લેવાય, પુણ્યદાન દેવાય, બક્ષીસો અપાય ને ભેટો લેવાય. આમ આખો માનવસાગર પરસ્પર હળવા મળવા ઉલટી રહે ને સર્વત્ર આનંદના ફુવારા ઉડે.

દિવાળીના દિવસોમાં ઘર વાળી ઝુડી સાફ થાય, રંગ રોગાનથી ઘર શણગારાય, આંગણામાં નવરંગે ભપકાબંધ સાથીઆ પુરાય. બારણે બારણે નવીન તોરણો ઝૂકી રહે, વાસણકુસણ અજવાળાઈ ચકચકિત બને, અને નવાં બિછાનાં પથરાય. આમ સૌનાં ઘર હસી ઉઠે એવાં બને.

દિવાળીને ટાંકણે વિવિધ વાનીઓથી ભરપુર મન માનતાં ભોજનના થાળ પીરસાય, અને બાળકો ને મોટેરાં તેમાંની વાનીઓ હોંસે હોંસે ખાય. માબાપ પોતાનાં બાળકોને અનેક પ્રકારનાં આભૂષણોથી શણગારે, તે વખતે તે ખીલેલા કમળ જેવાં લાગે. પચરંગી વિવિધ પહેરવેશમાં ઝળકી રહેતી શણગાર સજેલી સુન્દરીઓનાં વૃંદ દેવદર્શને જાય, તે જાણે દેવસુન્દરીઓ વિહાર કરવા નીકળી હોય તેવું લાગે. આમ બધું નગર અમરાવતી જેવું બની રહે.

દિવાળીના દિવસોમાં દેવમંદિરોની શોભાનો પાર ન રહે. ત્યાં રંગરાગથી રાચતી માનવમેદની ઉભરાય, દેવોને મનમાન્યા ભોગ ધરાવાય, મનમાન્યા પ્રસાદ વહેંચાય, અને ભજનકીર્તનની ધૂન મચી રહે. બુલંદ અવાજે ગાતા બ્રાહ્મણ પૂજારીઓ દેવોની અનેકવિધ આરતીઓ ઉતારે ત્યારે લક્ષ્મીનો વરસાદ વરસે, તેથી બ્રાહ્મણોનાં દિલ રાચે. આ દિવસોમાં સૌ કોઈ માનવજીવન ધન્ય માને.

દિવાળીના દિવસોમાં બજારો ને ચૌટાં પૂર બહારથી ખીલી ઊઠે; દુકાનનો માલ તે વખતે કળાથી ગોઠવાય, હાટ પુરેપુરી રીતે શણગારાય. દૂધ જેવી ઉજળી ચાદરો બિછાવી ગાદી તકીઆની બેઠકો ગોઠવાય, અને પાન સોપારી ને સાકરની થાળીઓ સન્માન કરવા

ઉછળી રહેતી હોય એમ લાગે. લક્ષ્મી ને શારદાનાં પૂજન થાય તે વખતે ભાલમાં તિલક કરી, ચણોઠી જેવી લાલચોળ પાઘડી પહેરી, શાલદુશાલા ઓઢી, દુકાનના શેઠ મલકાતા ગાદી ઉપર આજોટે, અને આવનાર જનારનું મીઠી સાકર જેવી વાણીથી સ્વાગત કરે; આમ જ્યાં ત્યાં ભપકાના પહાડ ફાટે અને ધમાલ મચી રહે.

દિવાળીની રાત્રિ એટલે રોશનીનો પુર બહાર. વ્યોમના તારા જાણે પૃથ્વી ઉપર ઉતરે, તેની માળાઓ બને, અને દીપક રૂપે પ્રકાશી રહેતા હોય એમ માલમ પડે. પ્રત્યેક માનવગૃહ દીપમાળથી ઝળકી રહે, અને તે દીપકો દેવોની પ્રેમભરી દૃષ્ટિ રૂપે લાગે. એ રાત્રિએ માનવો હર્ષમાં નાચે કૂદે ને ખેલે. તે વખતે ફટાકડા ને ફુલકણીઓ ફૂટે, અને હવાઈઓ ને ગગનગોળાઓ છૂટે. તારામંડળના અને બપોરીઆના રાતાપીળા પ્રકાશથી બજારો ને શેરીઓ છવાઈ રહે. આમ બાળકોના હર્ષનાદથી તેમજ દારૂખાનાના કડાકા ન ભડાકાથી આખું નગર ગાજી રહે.

દિવાળીનાં આ અજવાળાં માનવજીવનમાં પ્રકાશ રેડે અને આશાના મહેલ ઉંચા કરે; નવીન આશાઓ પ્રગટાવે ને વિકસાવે; માનવજીવનને ઉત્તેજિત કરે અને ધન્ય બનાવે. આ કારણથી આવી અનેક દિવાળીઓ લલાટે લખાય એવું સૌ કોઈ પ્રભુ પાસે માગે ને ઇચ્છે, આમ દિવાળીનાં અજવાળાં પ્રાણિમાત્રના જીવનમાં અવનવાં ચેતન પ્રગટાવે છે અને જીવનમાં અવનવા પલટા કરે છે.

---

## ૫. મુસાફરીનું વર્ણન.*

**૧. શરૂઆત, આબુની મુસાફરી.**

**૨. નખીતળાવ, અર્બુદાદેવી, દેલવાડાનાં દહેરાં, અને આથમતા સૂર્યનો દેખાવ.**

**૩. અચળગઢ અને ગુરુશિખર.**

**૪. વસિષ્ઠાશ્રમ અને આબુગામ પાસેનાં સ્થળો.**

**૫. મુસાફરી પુરી થતાં મનોહર દૃશ્યોના સંસ્કાર અને સ્મરણ.**

---

* યુનિવર્સિટીમાં પુછાયેલો પ્રશ્ન.

મારા જીવનમાં મને એક વખત આબુની મુસાફરી કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું. એક રમણીય સંધ્યાકાળે અમારા શિક્ષક સાથે ટ્રેનમાં બેસી અમે નીકળ્યા, બીજે દિવસે ખીલતા પ્રાતઃકાળે રજપુતાના–માળવા રેલ્વેના આબુરોડ સ્ટેશને અમે આવી પહોંચ્યા, અને ત્યાંથી મોટરમાં બેસી આનંદ કરતા અમે માઉન્ટ આબુ ગયા. ત્યાં નખી તળાવ ઉપરના રૂઘ્રનાથજીના મંદિરમાં અમે અમારો ઉતારો રાખ્યો હતો.

નખી તળાવ આશરે અર્ધો માઈલ લાંબુ, પા માઈલ પહોળું અને ત્રીસેક ફુટ ઊંડું હશે. પર્વતનાં શિખરો વચ્ચે આ તળાવ છે. તેની આજુબાજુ ફરવાને માટે પાકો રસ્તો બાંધેલો છે. એક ઋષિના નખ વડે એ તૈયાર થએલું છે એમ કહેવાય છે.

અર્બુદા દેવીનું (અધર દેવી) સ્થાન સામેના એક શિખર ઉપર છે. ત્યાં જવા માટે ત્રણસેં પગથીઆંનો ચઢાવ છે. દરવાજામાં પેસતાં બે વાઘ્રની મૂર્તિઓ છે. નજીક એક કુદરતી ઝરણાંનો પાણીનો કુંડ છે. મથાળા ઉપર એક ગુફામાં અર્બુદાદેવીનું સ્થાનક છે. તેમાં કાળા પત્થરની મૂર્તિ છે. ત્યાં અખંડ દીવો બળે છે.

આ બંને સ્થળો જોઈ આવ્યા પછી અમો જમ્યા. પછી જરા વિશ્રાન્તિ લઈ, પાસેની ટેકરી ચઢી ઉતરી બીજે છેડે જવાનો અમે નિશ્ચય કર્યો. પ્રથમ ઊંચે પરશુરામ બ્રહ્મચર્યાશ્રમમાં ગયા. ત્યાંથી બેલીજ રસ્તે થઈ ટેકરીના પશ્ચિમ છેડે અમો ગયા. બેલીજ રસ્તા ઉપરથી આબુ પર્વતનાં દશ્યો અમોને બહુજ મનોહર લાગ્યાં હતાં. આ છેડો 'સનસેટ પોઈંટ' ના નામથી ઓળખાય છે. ત્યાં અમે આથમતા સૂર્યનો મનોહર દેખાવ જીવનમાં પ્રથમજ નિહાળ્યો. ત્યાંથી અજાણ્યે રસ્તે થઈ અમો પાછા ફર્યા, ને મહા મુસ્કેલીએ નખી તળાવને સામે કાંઠે પાકા રસ્તા ઉપર ઉતર્યા. અંધારૂં થઈ ગયું હતું, તેથી ઝપાટાબંધ અમે ઉતારે આવી પહોંચ્યા. પર્વતોની વિષમ ભૂમિમાં મુસાફરી કરવી, એ હવે અમોને બહુજ આનંદદાયક થઈ પડી.

દેલવાડાનાં દહેરાં અમારા ઉતારાથી સવા માઇલ દૂર હતાં. ત્યાં શ્વેતાંબરીનાં પાંચ અને દિગંબરીનું એક, એમ છ દહેરાંનો જથ્થો છે. તેમાં તીર્થંકરની મૂર્તિઓ છે. તે દહેરાં વસ્તુપાળ તેજપાળ તેમજ વિમળશાએ કરોડો રૂપીઆ ખર્ચી બંધાવ્યાં છે. દેલવાડાનાં દહેરાંમાં વસ્તુપાળનું દહેરૂં સૌથી સુંદર છે. એના આઠ થાંભલાથી ઉભા કરેલા ઘુમટની, તે ઘુમટના અંદરના ને બહારના કોતરકામની, તેમજ દેરાણી જેઠાણીના ગોખલાના કોતરકામની કારીગરી, દિંગ કરી નાખે છે. શ્વેત આરસ ઉપરની આ કારીગરી સૃષ્ટિમાં અદ્દ્ભુત નમુનો છે. બીજે દિવસે સવારમાં અમે આ સર્વ જોયું.

અચળગઢ દેલવાડાથી પાંચ માઇલ દૂર છે. અમો ત્યાં જવા નીકળ્યા. ત્રણેક માઇલ કાપ્યા પછી ગુરુશિખર જવાનો રસ્તો જુદો પડે છે, ત્યાં ટ્રેવર તળાવ ન ડાક બંગલો છે. ત્યાંથી અચળગઢ જતાં અચળેશ્વર મહાદેવ, મંદાકિની કુંડ, અને કેટલીક ગુફાઓ આવે છે. તે અમે જોઈ. પછી ગઢ ઉપર ચઢતાં પ્રથમ ઋષભદેવજીનું, પછી નેમીનાથનું, અને પછી આદિનાથનું મોટું દહેરૂં આવે છે. ત્યાં મોટી ચોમુખી સોનાની મૂર્તિ છે. એ દહેરૂં કુંભારાણાની વિધવા સ્ત્રીએ બંધાવ્યું છે. તેના બીજા માળ ઉપરથી પર્વતનાં અદ્દ્ભુત દષ્યો દષ્ટિ-ગોચર થાય છે. 'સમધૂમ' આગળથી આજ દહેરાં દેખાતાં હતાં. ત્યાંથી શિખર ઉપર જતાં શ્રાવણ–ભાદરવો તળાવ, કુંભારાણાના મહેલનાં ખંડિયેરો, અને હરિશ્ચંદ્રની ગુફાઓ આવે છે. આ સર્વ પણ અમે જોઇ આવ્યા.

ગુરુશિખર એ આબુ પર્વતનું ઉંચામાં ઊંચું શિખર છે. તે ૫૬૫૦ ફુટ ઊંચું છે. અમો તે શિખર ઉત્તર દિશામાં જોઈ શકતા હતા. ઘણી મુશ્કેલીએ અમો ગુરુશિખર ચઢી શક્યા. ત્યાં કનખલતીર્થ, ગુરુ દત્તાત્રયનાં પગલાં, મોટો ઘંટ, અને ઘણી ગુફાઓ જોઈ. પછી છેક ઉપરને મથાળે અમે જઈ પહોંચ્યા. ગુજરાતની ઊંચામાં ઊંચી જગાએ જઈ અમો ચારે બાજુ દષ્ટિ નાખવા લાગ્યા. આ દશ્યો જીવનભર ન ભૂલી જવાય એવાં હતાં.

આબુ પર્વતની દક્ષિણ બાજુએ સીધા ઉભા પર્વતમાં વસિષ્ઠાશ્રમ આવેલો છે. તે જોવા અમે બીજે દિવસે સવારમાં ઉપડયા. ત્રણેક માઇલ ચાલ્યા પછી પર્વતના મથાળાંની છેલ્લી ધાર ઉપરની નાની અગાસી ઉપર અમો આવ્યા. અગાસી ઉપરથીજ વસિષ્ઠાશ્રમ દેખાતો હતો. સાતસો આઠસો પગથીઆં જેટલો ઊભો ઢોળાવ ઉતરીને અમો વસિષ્ઠાશ્રમમાં જઈ પહોંચ્યા. આ જગા બહુજ રમણીય છે. ત્યાં રામ, લક્ષ્મણ અને વસિષ્ઠ ગુરુની મૂર્તિઓ છે. એક ગાયના મુખમાંથી ઝરણાંનું અખંડ પાણી બાંધેલાં કુંડમાં પડયાજ કરે છે, અમો સર્વને ત્યાં નાહવાની બહુ મઝા પડી. ત્યાં કોતરો, ખીણોના દેખાવો, અને કેટલીક ગુફાઓ જોઈ, અમો બપોરે પાછા ઉતારે આવી પહોંચ્યા.

બપોરે વિશ્રાન્તિ લીધા બાદ અમે ગામમાં ફરવા નીકળ્યા. ત્યાં રજપુતાના હોટેલ, કલબ, કેટલાક રાજાઓના બંગલા, ગવર્નર જનરલની ઑફિસ ને બંગલો, લોરેન્સ સ્કૂલ, સેનેટોરીઅમ, મીલીટરી બરાક, વગેરે સ્થળ જોયાં. ત્યાંથી અમો 'પાલણપુર પોઈંટ' ભણી ફરવા નીકળી પડયા. લાંબી મજલ કાપીને પણ અમે 'પોઈંટ' ઉપર જઈ પહોંચ્યા. ત્યાંથી કોઈ વિશાળ પ્રદેશ ઉપર વિમાનમાંથી જાણે નજર નાખતા ન હોઈએ એમ અમોને લાગ્યું.

બીજે દિવસે અમારી મુસાફરી પુરી થવાથી ઘેર પાછા ફરવાનું હતું. તેથી સવારમાં ઊઠતાં પર્વતનાં એ મનોહર દશ્યો ઉપર ફરીથી એક પ્રેમભીની નજર નાખી, પછી આકાશમાંનું કોઈ વિમાન જેમ એકદમ પૃથ્વી ઉપર ઉતરી પડે, તેજ પ્રમાણે અમો મોટરમાં બેસી આબુરોડ સ્ટેશને આવી પહોંચ્યા. સ. તરત જ મળી ગએલી ટ્રેનમાં બેસી સાંજે તો પોતપોતાને ઘેર પહોંચી ગયા. અમો પાંચમે દિવસે ઘેર આવ્યા, પણ જાણે પાંચ વર્ષ પછી અમો ન આવ્યા હોઈએ, એમ અમોને લાગ્યું. જીવનના એ પાંચ દિવસો અમોને અણમોલા થઈ પડયા. હજુ પણ એ સંસ્કારનાં સ્મરણ અમોને જ્યારે ને ત્યારે આનંદકારક થઈ પડે છે.

---

: ૨ :

# આત્મકથાઓ.

૧. એક રૂપીઆની આત્મકથા.

૨. ભણ્યા પછી શું કરશો ?

૩. હું લક્ષાધિપતિ થાઉં તો ?

૪. હું અંત્યજ હોઉં તો ?

૫. મારા જીવનનો ધન્ય પ્રસંગ.

# ૬. એક રૂપીઆની આત્મકથા.

૧. હું કોણ છું? કેવી રીતે તૈયાર થયો?
૨. રાજાપ્રત્યે મારી વફાદારી.
૩. મારી કરેલી મુસાફરી.
૪. મારા બે દુઃખદ પ્રસંગો.
અ. કંજુસના હાથમાં સપડાવું.
બ. પરદેશ જઈ ચઢવું.
૫. મારો થતો દુરુપયોગ.
૬. માનવો ઉપર મારી સત્તા.
૭. શરીરનો ઘસારો–વૃદ્ધાવસ્થા.
૮. છેવટ મારૂં શું થશે ?

હું એક રૂપીઓ છું. મારો જન્મ મુંબઈની એક ટંકશાળમાં થયો હતો. કેટલાએ દેશોની ધાતુઓના મિશ્રણમાંથી મારો દેહ ઘડાયો છે. મારો અવાજ બહુજ મીઠો છે. હું વગર પગે ઘણી મુસાફરી કરી શકું છું. મારા ઉપર લોકોની અગાધ પ્રીતિ છે. નાનાં બાળકો તો મને જોઈ બહુજ રાજી રાજી થઈ જાય છે ગરીબોથી હું દૂર ભાગું છું. શ્રીમંતને ઘેર જવા હું બહુ લલચાઉં છું. મારી ખૂબી અજબ છે.

હું મારા રાજાને હંમેશાં વફાદાર છું, તેને અહોનિશ મારા હૈયામાંજ રાખું છું. મારા રાજાને આપત્તિમાં આવી પડતાં કદાચ ભૂલી જાઉં તો હું મૃત્યુ સ્વીકારી નવો જન્મ લઉં, પણ મારા રાજાને અળગો ન કરૂં.

મારો જન્મ થયા પછી પ્રથમ હું બેન્કમાં ગયો. ત્યાંથી એક વેપારીને ત્યાં ગયો. ત્યાંથી આખા મુંબઈના બજારમાં ઘણા વેપારીઓને ત્યાં હું ફર્યો હર્યો. ત્યાં હંમેશાં મારી સાથે મારા બીજા ભાઈબંધો તો હોય જ.

વેપારીઓ વેપાર કરે તો વેપારના માલની કિંમત મારાવડે આંકે, નોકરો નોકરી કરે તો તેમની સેવાની કિંમત મારાવડે થાય, રાજાઓ સંરક્ષણનો પ્રજા પાસેથી બદલો લે તો તે પણ મારી મારફતેજ. આમ વ્યવહારમાં મારી સત્તા સર્વવ્યાપી છે. મેં મારા જીવનમાં ઘણી મુસાફરીઓ કરી, ઘણી મોજો માણી, સુખ ભોગવ્યાં છે, પણ જીવનમાં કેટલાક દુઃખદ પ્રસંગો પણ મેં અનુભવ્યા છે. એક વખત હું એક

કંજુસને ત્યાં જઈ ચઢયો. તેણે તો મને એવે ઠેકાણે ઘુસાડી દીધો, કે મને હવા, અજવાળું કે કોઈને સહવાસ સરખોયે મળે નહિ. હું ચિંતાથી અને દુ:ખથી કાળો મેશ થઈ ગયો. એ ક્રૂરને દયાજ ન આવી. આખરે એ મરી ગયો, એટલે બીજેજ દિવસે હું છૂટો થયો.

બીજો એક દુ:ખદ પ્રસંગ પરદેશની મુસાફરીનો છે. પરદેશ જનાર એક મુસાફરની સાથે હું અજાણ્યે પરદેશ જઈ ચઢયો. ત્યાં પણ મારા જેવાજ બીજા હતા. પણ તેમણે મને ભેગો ભળવાજ ન દીધો. મેં તેમની સાથે હળવા મળવા ઘણાંએ ફાંફાં માર્યાં પણ બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. હું એકલો અટૂલોજ પડી રહ્યો. મને પોતાને મારા માટે જે માન હતું તે ઉતરી ગયું. આખરે એ મુસાફરે મારી આ સ્થિતિ જોઈ મને દેશમાં પાછો મોકલી આપ્યો.

કેટલાક માણસોએ મારો ઉપયોગ બહુ ખરાબ રસ્તે કર્યો હતો. એ હું જ્યારે જ્યારે યાદ કરૂં છું ત્યારે મને બહુ દુ:ખ થાય છે. દારૂ પીવામાં, અધર્મ અનીતિનાં ને પાપનાં કામો કરવામાં પણ મારો ઉપયોગ થયો છે. દુનિયામાં જેણે મારો સદુપયોગ કરી લહાવો લીધો છે તે તરી ગયા છે.

મારી મહત્તા અમાપ છે. મારૂં પ્રભુત્વ અજબ છે. મને મેળવવાને લોકો ન કરવાનાં કાર્ય કરી બેસે છે. સતી સતીત્ત્વ તજે છે, ન્યાયાધીશો ન્યાય તજે છે, યોગીઓ યોગભંગ થાય છે, અને રાજાઓ ચઢાઈ કરી હજારો લોકોનો નાશ કરે છે.

મને ઘણાં વર્ષો થયાં. હું હવે બીજા મારા ભાઈઓથી જુદો પડી જાઉં છું. મારૂં શરીર તદ્દન ઘસાઈ ગયું છે. હવે હું જેની પાસે જાઉં છું તેને મારો ઉપયોગ કરવામાં બહુ પ્રયત્ન કરવો પડે છે. કેટલીક વખત તો મને ચલાવવામાં યુક્તિ પ્રયુક્તિ પણ વાપરવી પડે છે, છતાં તે નિષ્ફળ જાય છે. એટલે હવે હું થોડા વખતમાં મારા જન્મસ્થાનમાં જઈશ અને પુનઃ નવો અવતાર ધારણ કરીશ.

---

# ૭. ભણ્યા પછી શું કરશો ?*

૧. મારી મોટી મુંઝવણ.
૨. બાપદાદાનો ધંધો કારીગરીનો, કારીગર બનું તો ?
૩. સંચાઓથી થએલી પાયમાલી.
૪. વકીલ, દાકતર થાઉં તો ?
૫. સરકારી નોકરી મેળવું તો ?
૬. વેપાર રોજગારમાં પડું તો ?
૭. દેશ સેવામાં પડું તો ?
૮. હાલની કેળવણીની નિષ્ક્રિયતા.
૯. છેવટ-ધરતી માતાને ખોળે, ખેતીનો ધંધો કરવો એજ દૃઢ સંકલ્પ.

## ધંધાની પસંદગી—હું શું થઈશ ?

હું શું થઈશ, એનો હું જ્યારે વિચાર કરૂં છું, ત્યારે હું બહુજ મુઝાઈ જાઉં છું અને વિચારવમળમાં ગોથાં ખાઉં છું. આ કારણે આ વિકટ પ્રશ્નનો વિચાર કરવાનું મેં માંડીજ વાળ્યું છે. મને એમ લાગે છે કે પરીક્ષકો પરીક્ષામાં આવા પ્રશ્નો વિદ્યાર્થીઓને પૂછી મુંઝવણમાં નાંખી તેમના જીવનને શા માટે વધુ હતાશ કરતા હશે ?

મારા બાપદાદાનો ધંધો કારીગરીનો છે. મારા દાદા વાતો કરતા હતા કે આપણી કારીગરી ઠેઠ કાશીના ઝાંપા સુધી વખણાતી, પરન્તુ વર્તમાન યાંત્રિક યુગને પરિણામે અમારો હાથકારીગરીનો એ હુન્નર નાશ પામ્યો. મારા પિતાએ સારી નોકરી મળે એ હેતુથી મને ભણાવ્યો છે. એમની આશા કેવી સફળ થાય છે એ હવે જોવાનું છે?

અમારી પાસે ઝાઝી મિલ્કત નથી. એક નાનું ઘર, અને થોડી જમીન. મારા પિતા એક કારખાનામાં નોકરી કરે છે. એમના ઉપર અમારા આખા કુટુમ્બનો આધાર. મારી માતા દળણાં ખાંડણાં કરતી, પણ સંચા થવાથી એ આવક પણ ગઈ.

આ સ્થિતિમાં મારે શું કરવું ? જો એંજીનીયર, ડૉકટર, કે વકીલ થવાની ઇચ્છા કરૂં તો એ મારી શક્તિ વગરની વાત છે. વળી એ ધંધો મારા વિચારોથી પણ વિરુદ્ધ છે. ડૉકટરો રોગો ઓછા કરવાને

---

* યુનિવર્સિટીમાં પુછાએલો પ્રશ્ન.

બદલે વધારે છે. વકીલો પ્રજાનું સંપબળ વધારવા કરતાં ટંટા-કજીઆ વધારે છે, અને એંજીનીઅરો મોટા સાંચા ચલાવી માલની હરિફાઈ કરી હુન્નર કારીગરીનો નાશ કરી પ્રજાને બેકાર બનાવે છે. એટલે આ બધું મારા જીવનને અનુકૂલ નથી.

સરકારી નોકરી કદાચ મળી શકે. જો કે સંપૂર્ણ લાગવગ વગર તે બની શકે નહિ. તો પણ નોકરી કરવી એ મારા સ્વભાવનેજ અનુકૂળ નથી. સ્વતંત્ર જીવન સૌ કોઇને ગમે, અને મને પણ ગમે.

મારા ભાવિ જીવનમાં મારા આખા કુટુમ્બનું પોષણ કરી શકું એટલી ધનપ્રાપ્તિ તો મારે કરવીજ જોઇએ. મારા પિતાની ઇચ્છા કોઈ દુકાન ભાડે રાખી વેપાર કરાવવાની છે, પણ આપણો વેપાર માત્ર પરદેશી માલ ઘુસાડવાનો છે. એ મારા દિલને ખટકે છે; છતાં પણ વેપાર કરવા માટે અમારી પાસે મુડીજ નથી. મારા પિતાને એ મોટી ચિંતા છે. મુડીવાળા વ્યાજમાં, અને દુકાનના માલીકો ભાડામાં કમાણીનો મોટો હિસ્સો ખેંચી જાય છે. આ પણ એક મુંઝવણ છે.

દેશ સેવાનાં મેં નાની ઉંમરથી બહુ સ્વપ્નાં સેવ્યાં છે. હું કોઈ દેશસેવકને જોઉં છું ત્યારે મારી છાતી હર્ષથી ફુલાય છે, પરંતુ હું મારૂં પોષણજ કરવાને અશક્ત હોઉં ત્યાં સુધી બીજાની સેવા શું કરવાનો હતો? મારી પાસે નથી વિદ્યા, નથી પૈસો, કે નથી શારીરિક બળ. ધારોકે થઈ શકે તેવી સેવા કરૂં તો પછી મારૂં અને મારા કુટુમ્બના પોષણનું શું?

આ અંગ્રેજી કેળવણી વિદ્યાર્થીઓને નિષ્ક્રિય અને માબાપોને ઉદાસીન બનાવે છે. મોજશોખ, વિલાસ અને એશઆરામ વધારે છે. તે વ્યક્તિત્વ ને વિચારસ્વાતંત્ર્ય ગુમાવી બેસે છે. નવો ધંધો શરૂ કરવામાં સાહસ, સતત ઉદ્યોગ, ત્રેવડ, વગેરે જોઈએ, એ તેનામાં રહેતાં નથી. કેળવણીથી આપણું ગૌરવ વધ્યું છે એમ માની હલકો ધંધો કરતાં તેમને શરમ આવે છે. આ બધું મારામાં પણ છે એનું હવે મને ભાન થાય છે.

આ બધા સંજોગો જોતાં અને વિચાર કરતાં હું એવા નિર્ણય ઉપર આવું છું, કે જે ધંધાથી કુદરત-પ્રભુના સાનિધ્યમાં રહી શકાય

છે, જેનાથી સ્વતંત્ર જીવન ગુજારી શકાય છે, તક મળે દેશસેવાનાં સ્વપ્નાં પણ સિદ્ધ કરી શકાય છે, અને જેથી મારે લીધે જગતના કોઈ પણ જીવને સહન કરવાનું રહેતું નથી, એ ખેતીનો ધંધો હું સ્વીકારીશ, અને ધરતીમાતાને ખોળે જઈ બેસીશ. એક સુંદર વાડી બનાવીશ, તેનાં મીઠાં ફળ ખાઈશ ને ખવરાવીશ, મારા આખા કુટુંબને સહાય કરીશ, અને તેમની સહાય લઈશ. મોટી મુંઝવણ હતી કે હું શું થઈશ ? હવે જવાબ એજ કે આદર્શ ખેડુત ! પ્રભુ ! મારી આશા પૂર્ણ કરો !

---

## ૮. હું લક્ષાધિપતિ થાઉં તો—*

**૧. મારી મુંઝવણ. એ થવાના સંજોગો નથી, છતાં થાઉં તો—**
**૨. દેશકલ્યાણમાંજ તે પૈસા વાપરવાનો સંકલ્પ.**
**૩. અનાથાશ્રમો ઉઘાડું તો—**
**૪. કારખાનાં ખોલી ગરીબોને રોજી આપું તો—**
**૫. વિધવાઓનાં દુઃખ દૂર કરવા વાપરૂં તો—**
**૬. ભૂખે મરતા—નિરાધારોને ખાતા પીતા કરવામાં વાપરૂં તો—બસ ! એજ દૃઢ સંકલ્પ.**
**૭. નિરાધારોને ધંધે કેવી રીતે લગાડવા ? યોજના વિચારો.**

કેટલીક વખત પરીક્ષકો વિચિત્ર પ્રશ્નો પૂછી વિદ્યાર્થીઓને મોટી મુંઝવણમાં નાખે છે. "મારી પાસે એક લાખ રૂપીઆ હોયતો"—આવી ભવ્ય કલ્પનામાં વિદ્યાર્થીઓને મૂકી દઈ વિદ્યાર્થીઓના જીવનને તાર્કિક અને અનિશ્ચિત બનાવી દે છે, છતાં જવાબ આપવોજ રહ્યો એટલે આપું છું.

હાલના સંજોગો એવા નથી કે મને લાખ રૂપીઆ મળે. છતાં કદાચ પ્રાપ્ત થાય તો હું સારી રીતે સમજું છું, કે એ રૂપીઆ મારી

---

* યુનિવર્સિટીમાં પુછાએલો પ્રશ્ન.

જાત મહેનતના નથી. આ પ્રભુના ન્યાયી રાજ્યમાં બીજાનો શ્રમ વૃથા છીનવી લેવાનો મને શો અધિકાર છે? ખરા સ્વાશ્રયી પુરુષો કોઇનો શ્રમ વૃથા સ્વીકારતાજ નથી. મારી ઈચ્છા મારા પોતાના શ્રમના ફળ ઉપરજ મારૂં જીવન નિભાવવાની છે.

એટલે જો હું લક્ષાધિપતિ થાઉં, તો લક્ષ્મીનો ઉપયોગ જન-સમાજના કે દેશના કલ્યાણ અર્થેજ વાપરૂં; પણ એવી કઈ રીતે તેનો સાચો ઉપયોગ કરૂં, કે તેનું પરિણામ લોકોને અને દેશને અનેકગણું ફળદાયી નીવડે? એ વિચાર મને પ્રથમ થાય છે.

અનાથાશ્રમો કાઢવાથી અનાથોની સંખ્યા ઘટવાને બદલે વધે છે. દવાખાનાં ઉઘાડવાથી દેશમાંથી રોગ ઘટવાને બદલે વધે છે. સદાવ્રત ખોલવામાં લોકો નિરુદ્યમી આળસુ બનતા જાય છે. ધર્મશાળા બંધાવવામાં ધર્મ નથી રહેતો, તે પાછળથી પાઠશાળા કે વેપારના મઠ બની જાય છે. શિક્ષણની મોટી સંસ્થા ખોલવામાં પૈસાદારોનાજ છોકરા પોષાય છે. એટલે મારે એ પૈસાનું શું કરવું એ મારે માટે એક મોટો મુંઝવણનો પ્રશ્ન છે.

દેશની ગરિબાઈ મને બહુ ખટકે છે, તેથી વિચાર થાય છે કે દેશની હુન્નરકળા ખીલવવી. તેને માટે જો કે કારખાનું ઉઘાડું, પણ એથી ઉલટું દેશના હસ્તઉદ્યોગો—નાના નાના ગૃહઉદ્યોગોનો નાશ કરી કેટલાંએ કુટુંબોને બેકાર બનાવવાનું અઘોર પાપ વહોરી લઉં છું, ગરિબાઈ જાય નહિ ત્યાં સુધી કોઈપણ જાતનાં કારખાનાં કાઢવાં, એ દાઝયા ઉપર ડામ દેવા બરોબર છે. ત્યારે કરવું શું?

વિચાર થાય છે કે મારો આ પૈસો કોને વધારેમાં વધારે આશ્વાસન આપશે? કોની કકળતી આંતરડી ઠારશે? એ મારે પ્રથમ જોવું જોઈએ.

હું એમ માનું છું કે હિંદુસંસારમાં સ્ત્રીઓમાં દુઃખ વિશેષ છે. તેમાંએ વિધવાઓનાં દુઃખોએ તો હદ વાળી દીધી છે. તેમનાં દુઃખ દૂર કરવા, તેમનાં ચારિત્ર્યનું સંરક્ષણ કરવામાં હસ્તઉદ્યોગો

આપી જીવન નિર્ભય કરી, સ્વતંત્ર બનાવી, નિરાધારી દૂર કરવામાં, જો મારા પૈસાનો ઉપયોગ થાય તો હું મારાં અહોભાગ્ય માનું.

વળી દેશમાં એવાં કેટલાંએ કુટુંબો છે કે જેમને પોતાનાં સંતાનો સિવાય મિલ્કતમાં કંઈ નથી, અને તેઓ દેશને એવે ખુણે છે કે જેમને રોજી મજુરી વગેરે પણ મળી શકતાં નથી. આવા દેશ બાંધવોના ઉદ્ધાર માટે હું કંઈક કરી શકું તો હું મારા પૈસાનો સદુપયોગ થયો સમજું.

એક લાખ રૂપીઆમાં એક જંગલ–વણ ખેડાયલી જમીન વેચાતી રાખું. તેના દશ દશ એકરના ટુકડા પાડું, અને દરેક ટુકડો એક એક કુટુમ્બને વહેંચી આપું. તેમને ખેતીવાડીનું શિક્ષણ મળે, અને હસ્ત ઉદ્યોગો, હુન્નરો, કારીગરીનું શિક્ષણ મળે એવી વ્યવસ્થા કરૂં. હજાર કુટુંબને પાંચ વરસમાં સ્વાશ્રયી બનાવી દઉં. પાંચ વરસને હપતે મારી રકમ વસુલ કરી લઉં. ફરી પાછો બીજી જમીન રાખી એ પ્રમાણેજ જીવનમાં કામ કરી નિરાધારોને સ્વાશ્રયી બનાવું. મારી મુડી કાયમ સાચવી રાખી તેની મારફતે દેશી ભાઇઓની નિરાધારી દૂર કરવા પ્રયત્ન કર્યા કરૂં. આવા વિચારો પણ મને આવે છે. એટલે જો મને લાખ રૂપીઆ મળે તો હાલ તો સ્ત્રીઓનો ઉદ્ધાર કરવામાં કે તદ્દન નિરાધારોને આધાર આપવામાં વાપરવાનો મારો વિચાર. બેમાંથી ચોકસ નિર્ણય તો લાખ રૂપીઆ મળ્યા બાદ થઈ શકે.

---

## ૯. હું અંત્યજ હોઉં તો–

**૧. જ્ઞાનયુગના જમાનામાં વિદ્વાન–બ્રાહ્મણ શ્રેષ્ઠ.**
**૨. શક્તિયુગમાં શૂરવીર ક્ષત્રિઓ શ્રેષ્ઠ.**
**૩. લક્ષ્મીયુગમાં સુડીવાદી–ધનિક–વૈશ્યો શ્રેષ્ઠ.**
**૪. સેવાયુગના જમાનામાં સેવક–શૂદ્રો શ્રેષ્ઠ.**
**૫. મારા અંત્યજ ભાઈઓને આ યુગધર્મ સમજાવું.**

**૬. થતા અત્યાચારો સામે ઝુંબેશ ઉઠાવું, અને અમારા જન્મસિદ્ધ હક્કો સ્થાપિત કરૂં.**
**૭. યુગવિધાતા બનવા–બનાવવાનાં સ્વપ્નાં સેવું.**

આ પ્રશ્નના જવાબમાં હું કોણ છું, એ જણાવવામાં હવે મને કંઈ મહત્ત્વ જણાતું નથી. મારે એક અંત્યજરૂપ બની જવું, અને એ દષ્ટિએ મારે મારૂં જીવન આલેખવું એ કર્તવ્ય થયું.

એક જમાનો જ્ઞાનયુગનો હતો. તે વખતે વિદ્વાન બ્રાહ્મણોજ સર્વ શ્રેષ્ઠ ગણાતા. તેઓ ગુરુપદ શોભાવતા, પ્રજાની આગળ તેમના જીવનની ફરજો મૂકતા, અને પાલન કરાવતા. તે સમયે રાજાઓ અને ધનિકો પણ તેમના આગળ માથું નમાવતા. તે કાળમાં તેમની પ્રતિભા–પ્રતિષ્ઠા અદ્વિતીય હતી. પરંતુ કાળક્રમે એ ગુરુ–ગોર અને પુરોહિત–પરોત કર્તવ્ય ભ્રષ્ટ થયા, અને બીજો યુગ શરૂ થયો.

બીજો જમાનો શક્તિયુગનો હતો. રાજાની સત્તા સર્વોપરી ગણાતી. તે સમયે વીરનરો પૂજાતા, જ્યાં ને ત્યાં જ્ઞાન સમારંભોને બદલે શૌર્યનાજ સમારંભો યોજાતા, પ્રત્યેક માતાને એમ ઇચ્છા થાય કે પોતાની કુખે એકાદ શૂરવીર પેદા થાય તો જનેતાનું જીવ્યું સાર્થક ગણાય. પરંતુ કાળક્રમે શૂરવીરો વિલાસમાં પડયા, નિર્માલ્ય બન્યા, સ્વાર્થી થયા, કુસંપી બન્યા; બીજી સત્તાઓ દેશ ઉપર ચઢી આવી તેથી પ્રજા હેરાન હેરાન થઈ ગઈ, અને પછી ત્રીજોયુગ શરૂ થયો.

ત્રીજો જમાનો લક્ષ્મી યુગનો હતો. તે સમયે ધનિકોની સત્તા સાર્વભૌમ બની. લક્ષ્મીને બળે વિદ્વાન બ્રાહ્મણોને અને શૂરવીરોને અર્થાત્ જ્ઞાન અને શક્તિને લક્ષ્મીએ કાબુમાં લીધાં. જ્ઞાન–વિજ્ઞાનયુગના વિધાતાઓ, સ્થાપિત થએલા રાજાઓ, અને લશ્કરમાં જોડાનાર શૂરવીરો, સર્વ ધનિક વેપારીઓની ઇચ્છાનેજ અનુસરવા લાગ્યા. વેપાર વધવા લાગ્યો, અને વેપારના સંરક્ષણ માટે દેશ પરદેશ લડાઇઓ થવા માંડી. મુડીવાદના પાયા સજ્જડ થવા લાગ્યા. પણ કાળક્રમે ધનિકોની

સ્વાર્થવૃત્તિ વધતી ગઈ, શોષણનીતિ પ્રધાન બની, ન્યાય–અન્યાય જોવાયાં નહિ; જગતમાં ગરિબાઈ અને બેકારી વધી ગઈ, અને ગરીબોના ભોગે ધનિકો જીવતા હોવાથી પ્રજાનાં દિલ કંપી ઊઠયાં; એટલે એ યુગનાં પાણી પણ ઓસરવા લાગ્યાં, અને પછી ચોથો યુગ શરૂ થયો.

ચોથો જમાનો આ સેવાયુગનો છે. જગતની પ્રજાઓ સમજી ગઈ કે જ્ઞાનીઓ, અજ્ઞાનીઓને ખાઈ જાય છે, બળવાન નિર્બળને મારે છે, અને ધનિક વેપારીઓ ગરીબોને નિચોવે છે. છતાં પોતાનું સંરક્ષણ એ અજ્ઞાની–નિર્બળ–ગરીબ પ્રજાનું લોહી રેડાવીને કરે છે, આ અજ્ઞાનીઓ નિર્બળ કે ગરીબોની સેવા એજ આ જમાનામાં ખરો યુગધર્મ છે. જનસેવા એજ પ્રભુ સેવા છે. ચ્હાવું અને સ્હેવું એ મુખ્ય મંત્ર છે, અને જગતના કોઈ જીવને–તેના શરીર કે મનને પીડા કરવી એ પ્રભુને પીડવા બરાબર છે. અહિંસાને પરમ સાધન માનવું અને ગણવું, એ આ સેવાયુગનાં મુખ્ય સૂત્રો બન્યાં.

પરાપૂર્વથી અંત્યજનો આ ધર્મ. એટલે હવે જો હું અંત્યજ હોઉં તો મારા જીવનને જરૂર ધન્ય માનું. પ્રભુના દરબારમાં મને પ્રશ્ન પૂછવામાં આવે કે આ સ્વર્ગ ને નરક છે, તેમાં તમારે શું જોઈએ ? તો હું નરક પ્રથમ પસંદ કરૂં. કારણ કે પતિત આત્માઓની સેવા કરવાનો અમુલખ અવસર નરકમાંજ મને મળે. આથી હું અંત્યજ હોઉં તો શું કરૂં ? એ પ્રશ્ન હવે મારે વિચારવો રહ્યો.

મારા બધા અંત્યજ ભાઇઓને ભેગા કરૂં, તેમને નવા યુગધર્મની પ્રેરણા આપું, અને સેવાભાવમાં આવેલી શિથિલતાને દૂર કરી તેમનો સેવાભાવ વિસ્તારૂં. ઉપલી વર્ણના અત્યાચારો સામે શાંતિમય અહિંસામય, સત્યાગ્રહ આદરી અમારા જન્મસિદ્ધ હક્કોને સ્થાપિત કરૂં. એ અત્યાચારીઓને પ્રેમથી ભીંજવી નાંખી અત્યાચારો કરતા છોડાવી દઉં, અને વિશ્વબંધુત્વની ભાવનાને જગતવ્યાપી બનાવી દઉં. સાથે સાથે મારા અંત્યજ ભાઈઓનાં જીવન પણ ઉજ્જવળ અને પાવત્ર બને તેવા પ્રયત્નો કરૂં.

આ ચોથા સેવાયુગના જમાનામાં મારા અંત્યજ ભાઈઓ સેવાના મોંઘા મંત્રો પ્રજાને પાઠવી ઉજ્જવળ અને પ્રતિભાશાળી બને તેમજ યુગવિધાતા થાય એ મારાં જીવનનાં સ્વપ્નાં !

---

## ૧૦. મારા જીવનનો ધન્ય પ્રસંગ.*

**૧. નાની ઉંમરે ધન્ય પ્રસંગ કયો હોઈ શકે? મારી મુંઝવણ.**
**૨. લગ્નને ધન્ય પ્રસંગ ગણી શકાય ? મારે તે નથી.**
**૩. મહાત્માનાં દર્શન, મુસાફરીની તક, કોઈ ઉત્સવ, આ ગણાય ?**
**૪. સ્વદેશ માટે જેલયાત્રા, કોઈ પરમાર્થી કાર્ય, એ ગણાય ?**
**૫. રમતગમતની હરિફાઈ, ઉછળતો માનવસાગર, મને સુવર્ણ-ચંદ્રકો મળ્યા. એ ગણાય ?**
**૬. મારા જીવનમાં તો તેજ ધન્ય પ્રસંગ. સર્વનો હું પ્રેમપાત્ર બન્યો, નવીન પ્રેરણા મળી, અને જીવનમાં પલટો થયો.**

પરીક્ષકોને એટલી પણ સમજણ નહિ હોય કે વિદ્યાર્થીઓની ૧૭–૧૮ વર્ષની ઉંમરમાં–અભ્યાસ કાળમાં ધન્ય પ્રસંગ કયા અને કેવા આવતા હશે? જીવનના કયા પ્રસંગોને ધન્ય કહેવા? તે પણ મને સમજાતું નથી. આવા સંદિગ્ધ પ્રશ્નો પૂછવાનો હેતુ વિદ્યાર્થીઓનું માનસ તપાવવાનો હોય; તો તેથી પણ અર્થ શું સરે ?

કેટલાક પોતાનાં લગ્નને ધન્ય પ્રસંગ માનતા હશે. પોતાના લગ્નનો ઉત્સવ ઉજવાય છે તેમાં પોતે કંઈક વધુ મહત્ત્વ ધરાવનારી વ્યક્તિ છે, અગર ઉત્સવમાં ભાગ લેનારાઓના આનંદનું મૂળભૂત કારણ પોતે છે, એવું કંઈક ભાન થાય અને તેથી પોતાના જીવનને કોઈ ધન્ય માને. પણ મારૂં ગઈ સાલ લગ્ન થઈ ગયું. હું સમજું છું કે વિદ્વાનને સમજુ માણસ જો પોતાના જીવનમાં વધારેમાં વધારે મૂર્ખ બનતો હોય તો તે પ્રસંગ લગ્નનો છે. વળી સૂર્યના તેજસ્વી પ્રકાશમાં, અને

---

* યુનિવર્સિટીમાં પુછાયેલો પ્રશ્ન.

મારી બંને આંખો કામ કરતી હોવા છતાં મારી ઠોકી બેસાડવામાં આવેલી મારી જીવન ધર્મ સહચારિણીનાં હું દર્શન સરખાં પણ કરી શકયો નથી. હું અતિ મુંઝાયો છું તો તમે કહો, હું એને ધન્ય પ્રસંગ શી રીતે માની શકું ?

કેટલાક વિદ્યાર્થીઓ નાની ઉંમરથી રાષ્ટ્ર સેવામાં સ્વપ્નાં સેવે છે. કોઈ રાષ્ટ્રસેવક જુએ એટલે એમની છાતી હર્ષથી ફુલાઈ જાય. કોઈ સંજોગવશાત્ રાષ્ટ્ર વિધાતા કે રાષ્ટ્ર સેવકનાં અચાનક દર્શન થાય તો તેને તે જીવનની ધન્ય પળો માને, પણ તેમાં જીવન ધન્ય શી રીતે થયું તે મને નથી સમજાતું.

આજથી ત્રણેક વરસ ઉપર દારૂનાં પીઠાં ઉપર ચોકી રહેતી. દારૂ પીનારાઓને સમજાવીને દારૂ પીતા અટકાવવા એ હેતુ એમાં હતો. મારા ગામના સ્વયંસેવકદળમાં હું હતો. હું ચોકીનું કામ કરતો હતો. દારૂડીઆઓને સમજાવીને ફરીથી દારૂ નહિ પીવાની પ્રતિજ્ઞા લેવરાવતો હતો. ત્યાં દારૂના પીઠાવાળાની અરજીથી પોલીસોએ આવીને મને પકડયો, વિજળી વેગે ગામમાં સમાચાર પહોંચ્યા, આખો ગ્રામ સમુદાય ઉલટયો, બધાંએ વિધવિધ પ્રકારે મારી પૂજા કરી–સ્વાગત કર્યું. પ્રથમ જેલમાં જનાર હુંજ હતો. હું એક વીરનર તરીકે ઓળખાયો. મારો ભોગ ઉચ્ચ ગણાયો ! હું દુઃખને બદલે હર્ષમાં તણાઈ ગયો. મારા જીવનની એ પળોને હું ધન્ય માનવા લાગ્યો. પરંતુ બીજે દિવસે જ્યારે મને છોડી મૂકવામાં આવ્યો, અને હું મારે ઘેર આવ્યો, ત્યારે મારો ભોગ કેટલો નજીવો હતો, તેનું મને ભાન થયું, અને તેટલો જ ખિન્ન થયો.

આથી જીવનની ધન્ય પળો કોને માનવી અને કઈ ગણવી, એ મારે માટે બહુ મુંઝવણનો પ્રશ્ન છે. કેટલાકને કોઈ કુદરતી દશ્ય જોવાનું સદ્દભાગ્ય પ્રાપ્ત થાય, કોઈ મુસાફરી કરવાની તક મળે, દશેરાની સ્વારી જોવાની તક સાંપડે, વિમાનમાં મુસાફરી કરવાનું મળે, એવા એવા બનાવોને જીવનના ધન્ય પ્રસંગો માને. પણ મને

એ બહુ મહત્ત્વની બાબતો નથી લાગતી. મને તો જીવનમાં એક ધન્ય પ્રસંગ ગણવાનો અને માનવાનો અવસર યાદ આવે છે.

આખા જીલ્લાની તમામ શાળાઓ તરફથી રમત ગમતની હરિફાઈ માટે એક મોટો મેળાવડો યોજાયો હતો. વધારેમાં વધારે માણસો એકઠાં થએલાં, મારા જીવનમાં મેં તે વખતેજ જોયાં હતાં. વચ્ચેના મોટા મેદાનમાં રમત ગમતની હરિફાઈ ચાલી રહી હતી. જુદા જુદા પરીક્ષકો તેની નોંધ કર્યા કરતા હતા. પ્રેક્ષકો તાલીઓના અવાજથી હરીફોને પ્રોત્સાહન આપતા હતા. મેં આ હરિફાઈમાં આગેવાની ભર્યો ભાગ ભજવ્યો હતો.

ત્રીજે દિવસે પરિણામ જાહેર થવાનું હતું. લોકોની ઠઠ જામી હતી. એકંદર માર્કસ ગણતાં જેનો નંબર પહેલો આવે તેનું નામ જાણવાને લોકો બહુજ આતુર થઈ ગયા હતા. એવામાંજ મારા મિત્રોએ મારા ઉપર એકદમ ધસારો કર્યો. મને ઊંચકયો. અને પોતાના ખભા ઉપર બેસાડી મને ચારે બાજુ ફેરવ્યો. લોકોએ પ્રેમ ભીની નજરથી ને તાલીઓથી મને વધાવ્યો, મારા ઉપર મનગમતી ચીજોનો વરસાદ વરસ્યો. કેટલાએ સુવર્ણચંદ્રકો મળ્યા, પૈસાથી તો મારૂં ખીસ્સું ફાટી જવાનો વિચાર કરતું હતું.

મારા જીવનનો એ અમૂલ્ય પ્રસંગ હજુ પણ મને આનંદ આપે છે, ઉત્સાહ આપે છે, અને જીવનમાં મોટાં કાર્યો કરવાને પ્રેરણા આપે છે. એ પ્રસંગ પછી હું વિદ્યાર્થીઓમાં અને મારા શિક્ષકોમાં પ્રેમપાત્ર બન્યો, અને તેથી મારા અભ્યાસનો માર્ગ વધુ સરળ બન્યો. હું દેશ સેવાનાં સ્વપ્નો સેવતો થયો. હું રાષ્ટ્રના નવા યુગના ઇતિહાસનો વિધાતા બનું તો કેવું સારૂં, એવી એવી મહેચ્છા સેવતો થયો. પ્રભુ? મારી આશા પુરી પાડો!



: ૩ :

# ગ્રામજીવનનાં ઘડતર.

૧. ગ્રામોદ્ધાર.

૨. ગ્રામપંચાયત.

૩. ગૃહઉદ્યોગો.

૪. સાદું જીવન.

૫. દુકાળ અને તેના નિવારણના ઉપાય.

# ૧૧. ગ્રામોદ્ધાર

**૧. ચાલુ પરિસ્થિતિ.**

**अ**. હિંદની ગ્રામરચના.

**ब**. ગામડાંની હાલની સ્થિતિ.

**क**. ગ્રામોદ્ધારની જરૂર.

**૨. ગ્રામોદ્ધારના માર્ગ.**

**अ. આર્થિક સુધારણા.**

૧. ઋણ મુક્તિ.

૨. નવરાશના વખતનો સદુપયોગ.
નાના નાના ગૃહઉદ્યોગોની ખીલવણી.

૩. ગામનું સર્વ સામાન્ય હિત સાધવા માટે, અને ગ્રામપંચની દેખરેખ નીચે સહકારીમંડળની યોજના.

૪. અનિષ્ટ ખર્ચોનો (લગ્ન અને મરણ વખતનાં) અટકાવ, ને મહેસુલમાં યોગ્ય ઘટાડો.

**ब. સામાજિક સુધારણા.**

૧. ગ્રામપંચાયતની સ્થાપના–કજીઆની ઘરમેળે પતાવટ.

૨. અનિષ્ટ રિવાજોનો ત્યાગ–બાળલગ્ન, રોવાકુટવાની ઘેલાઇ, નાતવરા, વહેમ, વગેરે.

૩. દાંભિક અને પાપમય આચારો અને વ્યવહારોનો ત્યાગ.

૪. સ્ત્રી-વિધવા–કન્યાઓનાં જીવનની સુધારણા.

**क. તંદુરસ્તી સુધારણા.**

૧. મકાનોની રચના સુધારવી–(ચોકખી હવા મળે એ દૃષ્ટિએ.)

૨. ગંદકી દૂર કરવાની યોજના–રોગોના ઉપદ્રવનો અટકાવ.

૩. સ્વચ્છ પાણી અને પુષ્ટિકારક ખોરાક મળે એવી યોજના.

૪. માદક દ્રવ્યોના ખાનપાનની અટકાયત–વ્યસનોમાંથી મુક્તિ.

**ड. ખેતી સુધારણા.**

૧. જમીન, પાણી, બી, ઓજાર, ખાતર, બળદ, મુડી, અને મહેનતના વિકાસની યોજના.

૨. જરૂરિઆત પ્રમાણેજ માલની ઉત્પત્તિની યોજના.

૩. ઢોર ઉછેરનો સંપૂર્ણ વિકાસ.
૪. ખેતીના સફળ પ્રયોગો-અખતરા.

**૬. કેળવણી અને શિક્ષણ.**

૧. નિરક્ષરતા દૂર કરવી, ફરજિયાત પ્રાથમિક કેળવણી.
૨. ખેતીનું શાસ્ત્રીયશિક્ષણ.
૩. ખેતીને પોષક બીજા ધંધાઓનું શિક્ષણ.
૪. નવીન પાકોની ઉત્પત્તિનું શિક્ષણ.

**૩. ઉપસંહાર.**

૧. ગામડાં-સ્વચ્છ, સુઘડ, રોનકદાર, અને સંસ્કારી બનવાં જોઇએ.
૨. અજ્ઞાનતા દૂર કરવી-(પુસ્તકાલય, વાંચનાલય, મેજીક લેન્ટર્ન, રેડીઓ, ચલચિત્રો, વગેરે સાધનો વડે).
૩. શહેરીઓથી થતું શોષણ બંધ કરવું જોઇએ.

"રાષ્ટ્રનો પ્રાણ-રાષ્ટ્રનું લોહી ગામડાંમાં છે. તેની વ્યવસ્થા કરવાનું કામ શહેરો કરે છે. ગામડાંઓ નસો છે અને શહેરો હૃદયો છે. હૃદય જો બધું લોહી ચૂસી જાય તો નસો ક્યાં સુધી નભી રહે."

**—કાકા કાલેલકર—**

---

# ૧૨. ગ્રામપંચાયત.

**૧. અર્થ અને સમજુતી.**

**अ.** રાજ્ય બંધારણનો મુખ્ય પાયો-ગ્રામપંચાયત.
**ब.** ગામ એ એક નાનું સરખું રાજ્ય છે.
**क.** આદર્શ ગામ એટલે એક માખીઓનો વ્યવસ્થિત મધપુડો, અગર એક સુદૃઢ શરીરની આંતરિક રચના.

**૨. ગ્રામપંચાયતનાં કામ.**

**अ. ન્યાયખાતું**—સુલેહસંપ, વ્યવસ્થા અને સંરક્ષણ.

૧. કજીઆની પતાવટ કરવા કરતાં, નજ થાય એવી યોજના.
૨. ચોરી, લૂંટ, મારામારી, ધાડ, અને બીજી તકરારોનો સામનો કરવા કરતાં એવું નજ બને એમ કરવાની ફરજ.
૩. અન્યાયની ફરિઆદોનો નિકાલ કરવો, એટલુંજ નહિ પણ અન્યાય, અધર્મ, અનીતિને દૂર કરવાનો ચાલુ પ્રયત્ન.

**ख. સામાજિક કામ.**

૧. દાંભિક અને પાપમય આચાર-વ્યવહાર ઉપર અંકુશ.

૨. ગામહિતનાં કરવાનાં કાર્યો-સામાન્ય ઉત્સવોની વ્યવસ્થા, ગ્રામ-અતિથિનાં સ્વાગત, (સાધુ, સંતો, રાષ્ટ્રસેવકો વગેરેનાં) ધર્મશાળા, પરબો, તલાવ, કુવા, રસ્તાઓ, મંદિરો, પરબડીઓ, હવાડા, છાયાવૃક્ષો, કથાવાર્તાનો પ્રબંધ, સાચી સલાહ, અને અને ગામની પ્રતિષ્ઠાનાં કામો ઉપર દેખરેખ.

૩. બાળલગ્ન, રોવાકૂટવાની ઘેલાઇ, નાતવરા, ખોટા વહેમ, વગેરે દૂર કરી સુધારા કરવા, ખોટાં ખર્ચોની અટકાયત.

**क. કેળવણી ને શિક્ષણને લગતું કામ.**

૧. બાળકોની તનમનની શક્તિઓને ખીલવી સંસ્કારી બનાવવાનું કામ. શાળા, કન્યાશાળા, અખાડા, રમત ગમતો, ઉત્સવો, મેળાવડા વગેરે સંસ્થાઓ ઉપર દેખરેખ.

૨. સામાન્ય પ્રજા માટે-કથાવાર્તાનો પ્રબંધ, રેડીઓ, બોલપટ, ભાષણો, વગેરેને લગતું કામ.

**ड. તંદુરસ્તી જાળવવાનું કામ.**

૧. રસ્તા સુધારવા, ગંદકી દૂર કરવી, રોગોનો ઉપદ્રવ અટકાવવો.

૨. સ્વચ્છ અને પુષ્ટિકારક ખોરાક મળે તેવો બંદોબસ્ત.

૩. માદક દ્રવ્યોના ખાનપાનની અટકાયત.

**इ. વેપાર ધંધાની ખીલવટ-સહકારી મંડળી મારફત.**

૧. નાણાંની ઓછે વ્યાજે ધીરધાર.

૨. ગૃહઉદ્યોગોની ખીલવણી-ગરીબોને રોજીના માર્ગ.

૩. માલ ઉત્પન્ન કરનાર અને ભોગવનાર એ વચ્ચેના ફોગટના નફાખાઉ દલાલોનો નાશ.

૪. નિરાધારોને રોજી-મજુરીની જોગવાઇ કરવી.

**૩. ગ્રામપંચાયતના સભાસદોની લાયકાત.**

**अ.** સહકારના સિદ્ધાંતો-એકતા, સદ્વર્તન, ભ્રાતૃભાવ, કરકસર અને સ્વાશ્રયને સુખરૂપ તેનું જીવન ઘડાયેલું હોય.

**ब.** દરેક સભાસદ સ્વાશ્રયી, સંતોષી, ધૈર્યવાન, ન્યાયી અને પ્રમાણિક હોવોજ જોઇએ.

**क.** સભાસદોની લાયકાત ઉપરજ પંચાયતની સફળતાનો આધાર.

૪. **ઉપસંહાર.**

**अ**. પ્રાચીન પંચાયતપદ્ધતિ હાલ છિન્નભિન્ન થઇ ગઇ–કારણ ?

**ब**. મહાસભા સરકારનો નવેસરથી સ્થાપવાનો મક્કમ વિચાર.

**क**. પંચાયતનું ધ્યેય ઉચ્ચ હોય તોજ શ્રેયઃકર નીવડે. ધ્યેય–શારીરિક–કોઈ ભૂખ્યો ન રહે, કોઈ બેકાર ન રહે, કોઇ દુઃખી ન રહે, માનસિક–કોઇ અજ્ઞાની ન રહે, કોઈ વિલાસી ન બને, કોઇ કુસંપ ન કરે. આધ્યાત્મિક–કોઇ અધર્મી ન રહે, કોઈ નાસ્તિક ન બને, કોઇ નિર્દય ન બને.

---

## ૧૩. ગૃહઉદ્યોગ.

૧. **ચાલુ પરિસ્થિતિ.**

**अ**. યાંત્રિક બળના ઉપયોગને લીધે હાથબળના ગૃહઉદ્યોગો નાશ પામ્યા.

૧. કાપડ તૈયાર કરવાને લગતા–લોઢવું, પીંજવું, કાંતવું, વણવું વગેરે.

૨. કારીગરોને ઉપયોગનાં ઓજારો બનાવવાના ઉદ્યોગો.

૩. ખેતીને લગતાં ઓજારો બનાવવાના ઉદ્યોગો.

૪. ભરતકામ, ગુંથણકામ, કોતરકામ,–સાદડી, કંડીઆ, દોરડાં, વગેરે.

૫. ખાદ્યપદાર્થો કે દવાઓ તૈયાર કરવાના ઉદ્યોગો.

૬. ધાતુ–માટી–લાકડાની ગૃહજીવનને ઉપયોગી ચીજોની બનાવટ.

૭. કેળવણી અને શિક્ષણને લગતાં સાહિત્ય બનાવવાના ઉદ્યોગો.

**ब**. ભૂખમરો અને ગરીબાઇ વધી પડી.

૨. **ગૃહઉદ્યોગોની જરૂરિઆત અને ફાયદા.**

**अ**. ભૂખમરો ને ગરિબાઇ ટાળવા, અને સ્વાશ્રયીજીવન ગુજારવા.

**ब**. સ્વતંત્ર જીવન ગાળવા, અને ફુરસદના વખતનો સદુપયોગ કરવા.

**क**. ગૃહજીવન આનંદી રહે, સાદાઇ આવે, અને સ્વદેશ ઉપર મમતા રહે.

**ड**. ઉદ્યમી જીવન રહે, તંદુરસ્તી સચવાય, અને મન પવિત્ર રહે.

૩. **ગૃહઉદ્યોગો નાશ પામવાનાં કારણ.**

**अ**. રાજા–પ્રજા તરફથી ઉત્તેજનનો અભાવ.

**ब**. યાંત્રિક બળના ઉપયોગથી મળતી સારી અને સોંઘી ચીજો.

**क**. પરદેશી બનાવટની ચીજો વાપરવામાં ઉપજેલો મોહ.

**ड**, વિલાસીજીવનથી ઉદ્યોગ તરફની વૃત્તિ ઓછી થઈ.

૪. **ગૃહઉદ્યોગો સજીવન કરવાના ઉપાય.**

**अ**. જાતમહેનતથી જીવન નિભાવવાનો નિર્ણય.

ब. સ્વદેશી વ્રતનો સ્વીકાર–ગૃહઉદ્યોગોના માલનો પ્રચાર.

क. નિર્માલ્ય ગણાતી–જણાતી ચીજોને ઉપયોગી બનાવવાની તાલીમ.

ड. દેશ–કાળને અનુસરી નવા ગૃહઉદ્યોગો દાખલ કરવા–તેનું શિક્ષણ.

૫. **ઉપસંહાર.**

अ. દેશની નિર્ધનતા–ગરિબાઇ ટાળવાનો ઉપાય–ગૃહઉદ્યોગો.

ब. હસ્તઉદ્યોગો અને ગૃહઉદ્યોગોને લગતું શાળામાં શિક્ષણ.

क. રાજ્ય અને પ્રજા તરફથી મળવી જોઇતી મદદ.

ड. પ્રજાને ગૃહઉદ્યોગી ચીજોજ વાપરવાનો આગ્રહ.

---

## ૧૪. સાદુંજીવન*

૧. **અર્થ–સમજુતી.**

अ. જીવનની મુખ્ય બે જરૂરિઆતો: શરીર નિભાવવા ખોરાક, ને સભ્યતા જાળવવા કપડાં.

ब. સુંદર સ્વરૂપ કરતાં સાદી રીતભાત માણસને વધારે શોભાવે છે.

क. મોજશોખ ને વૈભવમાં પડનારી પ્રજાનું પતન થયા વિના રહેતું નથી.

ड. એકના મોજશોખથી દુનિઆમાં કોઈને પણ સહન કરવું પડે છેજ.

૨. **જીવનમાં સાદાઈની જરૂરિઆત.**

अ. હંમેશાં જીવન સાદું જોઇએ અને વિચારો–આદર્શો ઉચ્ચ જોઇએ.

ब. સાદાઇથી જીવન ભવ્ય અને આકર્ષક લાગે છે–બને છે.

क. સાદુંજીવન સાત્વિકતા, સરળતા, નિરભિમાન સૂચવે છે.

ड. મોટે ભાગે તત્ત્વ વિનાના પદાર્થોનો આડંબર મહાન હોય છે.

इ. વિલાસીજીવનથી થતાં નુકસાન–પૈસાની હાનિ, સ્વાર્થની વૃદ્ધિ, તનમનની ખરાબી, અને દેશની નિર્બળતા ને નાશ.

૩. **સાદાઈનાં દૃષ્ટાંત.**

अ. મહાપુરુષોનાં જીવન મોટે ભાગે સાદાંજ હોય છે.

૧. મહાત્મા ગાંધીજી   ૨. મહાત્મા ટૉલસ્ટૉય (રશિઆ)

૩. જ્યોર્જ વૉશિંગ્ટન.   ૪. પ્રાચીન ઋષિ મુનિઓ.

ब. સત્યમાર્ગે જનારાઓનાં જીવન હંમેશાં સાદાંજ હોય છે.

क. અધુરો ઘડો છલકાય, ભરેલો ન છલકાય.

---

* યુનિવર્સિટીમાં પુછાયેલો પ્રશ્ન.

૪. **સાદા જીવનના માર્ગ.**

अ. શરીર નિભાવવા ફક્ત પુષ્ટિકારક ખોરાકજ જોઇએ.

ब. જરૂર જેટલાં સ્વચ્છ, અને રક્ષણ પુરતાંજ કપડાં જોઇએ.

क. જાતમહેનત ઉપર જીવનારા મોટે ભાગે સાદા હોય છે.

ड. ગુણ, સ્વભાવ ને કર્મમાં દંભ, ઢોંગ, કે ખોટું પ્રદર્શન ન જોઇએ.

इ. બીન જરૂરિઆતી ચીજોના વપરાશ ઉપર સંયમ-અંકુશ.

૫. **ઉપસંહાર.**

अ. સાદું જીવન એ કુદરતી જીવન છે, ને પ્રભુને તે વધારે પ્રિય છે.

ब. વિલાસીજીવનથી ભૂખમરો, બેકારી ને ગરીબાઈ વધતી જાય છે.

क. વૈભવીજીવનથી પ્રજાનો ઉછેર બગડે છે.

---

# ૧૫. દુકાળ અને તેના નિવારણના ઉપાય.

૧. **સામાન્ય હકીકત.**

अ. દુકાળના છ પ્રકાર—(૧) અતિવૃષ્ટિ, (૨) અનાવૃષ્ટિ, (૩) ઉભા પાકને નુકસાન કરનાર ઉંદર વગેરે જીવો, (૪) તીડ, (૫) શુક વગેરે પક્ષીઓ, (૬) અને પાસેના રાજાઓની લડાઈઓ.

ब. અનાવૃષ્ટિથી પડતો દુકાળ વધારે ભયંકર છે.

क. દુકાળ માટે લોક માન્યતા-રાજાજ કારણભૂત છે.

૨. **ઇતિહાસ-હિંદમાં પડેલા દુકાળો.**

अ. મી. **ડીગ્બીનું**-હિંદની આબાદીનું કોષ્ટક-એમાં જણાવ્યા મુજબ.

| | |
|---|---|
| ૧૧મી સદી-બે દુકાળ-સ્થાનિક | ૧૬મી સદી, ત્રણ દુકાળ-સ્થાનિક |
| ૧૩મી ,, -એક ,,-દિલ્હી પ્રાંત. | ૧૭મી ,,-ત્રણ ,,-આખા દેશમાં. |
| ૧૪મી ,, -ત્રણ ,,-સ્થાનિક. | ૧૮મી ,, -છ ,,-૪ વાયવ્ય પ્રાંત. |
| ૧૫મી ,, -બે ,,- ,, | ૧. દિલ્હી. ૧. સિંધ. |

**ફક્ત ૧૯મી સદીના દુકાળો.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| પહેલા | ૨૫ વરસમાં, | ૫ દુકાળ. | ૧૦ | લાખ | મરણ. |
| બીજા | ,, ,, | - ૨ ,, | ૫ | ,, | ,, |
| ત્રીજા | ,, ,, | - ૬ ,, | ૫૦ | ,, | ,, |
| ચોથા | ,, ,, | -૧૮ ,, | ૨૫૦ | ,, | ,, |

ब. સને ૧૮૫૪થી ૧૯૦૧ સુધીમાં ફક્ત દુકાળથી સત્તાવાર રીતે ત્રણ કરોડ માણસો માર્યાં ગયાં છે.

क. ગુજરાતમાં પડેલા દુકાળો, અગણોતરો, (૧૮૧૨) સુડતારો, (૧૮૯૦) અને છપ્પનીઓ (૧૮૯૯) બહુજ વિકરાળ હતા.

૩. દુકાળોના દુઃખનાં વર્ણન.

अ. દુકાળોમાં લોકોની હાલત.

૧. માબાપોએ બાળકો અને ઢોરાંને ભૂખે ટળવળી મરતાં જોયાં.
૨. વહાલી ચીજોને નજીવા બદલામાં જતી કરવી પડી.
૩. કેટલાંએ કુટુમ્બો નિરાધાર થઇ ગયાં—ગરીબાઇ વધી પડી.
૪. મુડીવાદીઓ રાક્ષસો બન્યા, છીનવી લેવામાંજ ધર્મ સમજ્યા.
૫. ભાજીપાલો, માટી, અને ઉલટીનું અન્ન ખાઈ જીવવા પ્રયત્ન કર્યા.
૬. અન્ન વિના જતા પ્રાણ બચાવવા ચારિત્ર્યને પણ જતું કર્યું.

ब. ગુજરાતમાં પડેલા દુકાળનાં દુઃખો.

૧. સુડતાળામાં માબાપે છોકરાં વેચ્યાં છે કે મરવા તજી દીધાં છે.
૨. અગણોતેરામાં લોકોએ છોકરાંનો પણ આહાર કર્યો હતો.
૩. છપ્પનીઆમાં રાજા–પ્રજા તરફથી કંઇક રાહત મળી હતી.

૪. દુકાળનાં દુઃખનિવારણ કરવાના ઉપાય.

| સરકાર તરફથી | પ્રજા તરફથી |
|---|---|
| ૧. બાંધકામો ઉઘાડી રોજી આપવી. | ૧. દાનધર્મ સમજવો ને જીવાડવા. |
| ૨. પરદેશમાં ઉધરાણું કરવું. | ૨. બને તેટલી તન, મન, ધનની મદદ |
| ૩. ખાદ્ય પદાર્થો મેળવી આપવાની જોગવાઇ કરવી. | ૩. રોજી મળે તેવી વ્યવસ્થા કરવી. |
| ૪. મહેસુલની માફી, લેણુંદેણું મોકુફ. | ૪. ખર્ચનો બચાવ કરવો. અને એ બચત સન્માર્ગે વાપરવી. |
| ૫. નહેરોની જોગવાઇ વધારવી. | ૫. ઢોરોને જીવાડવાની વ્યવસ્થા. |

૫. ઉપસંહાર.

अ. દુકાળથી બચવા ખેડુતોએ પણ હવે સાવચેત રહેવાની જરૂર, ગૃહવ્યવહાર ત્રેવડ-કરકસરથી, દ્રવ્યનો–ખાદ્ય પદાર્થોનો સંચય.

ब. ઘાસચારો કે અનાજ વરસ સારૂં આવતા સુધી સંગ્રહવાની ટેવ.

क. રાષ્ટ્ર ભાવનાનો પ્રચાર. દુકાળમાં આગગાડી બહુજ ઉપયોગી સાધન છે

# સમાજનાં ઘડતર.

૧. સમાજજીવન.
૨. સમાજસેવાના સાચા માર્ગ.
૩. સમાજસેવા એજ પ્રભુસેવા છે.
૪. પરદેશગમન.
૫. સ્ત્રીસન્માન.
૬. આદર્શ મૈત્રી.
૭. સંયુકત અને વિભકત કુટુંબના લાભાલાભ.
૮. ગ્રામજીવન અને શહેરીજીવન.
૯. આપણા ઉત્સવો.
૧૦. હાલના યુવાનોની ફરજ.

## ૧૬. સમાજજીવન.

૧. સમાજ કોને કહેવાય ?
૨. શું સામાજિક જીવન કુદરતી છે ?
૩. સામાજિક સેવાની જરૂરિઆત શા માટે રહે છે ?
૪. સમાજની ચઢતી પડતીનો આધાર શા ઉપર રહે છે ?
૫. સમાજનેતાઓએ કઇ બાબતો ધ્યાનમાં લેવી જોઇએ ?
૬. સમાજજીવન ઉજ્જવળ કયારે બને ?
૭. ઉપસંહાર.

માનવજીવનનું સૂક્ષ્મ અવલોકન કરતાં માલમ પડી આવે છે, કે મનુષ્યની શરીર, મન, અને આત્માની શક્તિઓ; તેમજ તેનો વિકાસ બીજા ઉપર આધાર રાખે છે. આ કારણથી સામાન્ય રીતે માનવજાતિને જથામાંજ રહેવાની જરૂર પડે છે. ગુણ, સ્વભાવ, ને કર્મ પ્રમાણે એ જથાઓ નિર્ણીત થએલા હોય છે. સમૂહમાંની પ્રત્યેક વ્યક્તિને એક બીજાને માટે ભલી લાગણી રહે છે, અને સુખદુઃખ પ્રસંગે તે એક બીજાને મદદગાર બને છે. આવો સામાન્ય હિત સંબંધે જોડાએલો જનસમુદાય તે સમાજ કહેવાય છે. જે સમાજની વ્યક્તિઓમાં અન્યને માટે ત્યાગની વૃત્તિ વધારે, તેમ તે સમાજ વધારે ઉચ્ચ ગણાય.

આવા સમાજોમાં રહી જિંદગી નિભાવવી, તે સમાજજીવન ગણાય છે. સામાજિક બંધારણ અને સામાજિક જીવન એ કુદરતી જીવનવ્યાપાર છે.

માનવજીવનની સુધારણા માટે કોઈ વ્યક્તિ અગર સમુદાય પરત્વે જે સેવા, તે સામાજિક સેવા કહેવાય. આવી સેવા કરવાની ઘણાઓને અભિલાષા હોય છે. તેને લઈ ભિન્નભિન્ન પ્રકારે સમાજોની રચના યોજાય છે. આ સમાજો પોતાની નિર્ણીત કરેલી દિશામાંજ લોકસેવાનાં કામ કરી જનસમુદાયની સુધારણા કર્યાંજ જાય છે. બન્ધુસમાજ, પ્રાર્થનાસમાજ, જ્ઞાતિસમાજ, આર્યસમાજ, બ્રહ્મોસમાજ, મહિલાસમાજ, અંત્યજસમાજ વગેરે ભિન્નભિન્ન દિશામાં કામ કરતી

સમાજો છે. આ સમાજના કાર્યક્ષેત્રનો કે નાના મોટાપણાનો આધાર સમાજના માનસની સંકુચિત કે વિશાળ વૃત્તિ ઉપર છે.

સમાજના અગ્રેસરો જો બુદ્ધિને અનુભવ પૂર્વક, સંગઠન બળથી, વ્યવસ્થિત રીતે, અને શુદ્ધ સેવા ભાવે કામ કરે, તોજ સમાજની ઉન્નતિ થાય. પણ તેઓમાં સ્વાર્થપરાયણતા, અપ્રમાણિકતા, મદાંધતા, અને બંધુઓ પ્રત્યે જો ઘૃણાજ હોય તો સમાજનાં જીવન અનેક કષ્ટોથી ભરેલાં, દુઃખદારિદ્રયથી પીડાતાં, પશુની માફક રીબાતાં, અને ઉજ્જવલ જીવનનો ઘાત કરનારાં નીવડે છે.

આપણો સમાજ સદ્દગુણી બનતો જાય છે કે દુર્ગુણી; તેનો પંથ નીતિનો છે કે અનીતિનો; તે ધર્મમાર્ગે ચાલે છે કે અધર્મ માર્ગે; તેનાં બાળકોનું ભાવિ ઉજ્જવળ થતું જાય છે કે નિસ્તેજ; સેવાભાવ વધતો જાય છે કે સ્વાર્થ; આ તમામ બાબતો અગ્રેસરોએ જોવી જોઇએ, તેનો વિચાર કરવો જોઇએ, અને જોયા વિચાર્યા પછી તેનો હિતકારક રસ્તો કાઢવો જોઇએ.

મહાન પરિવર્તન થયા વિના મનનો પલટો થાય નહિ, અને મનના પલટા વિના સમાજજીવનનો પુનરુદ્ધાર થાય નહિ. એવા પરિવર્તન કરનારા પુણ્યાત્મા પ્રગટ થાય, અને તેની સાથે પ્રત્યેક વ્યક્તિના હૃદયમાં શુભ પ્રેરણા જાગ્રત થાય તોજ સમાજજીવન ઉજ્જવળ બને.

---

## ૧૭. સમાજસેવાના સાચા માર્ગ.*

**૧. કેળવણી ને શિક્ષણમાં કઈ સેવાઓ આપી શકાય?**

**૨. સમાજસુધારણા માટે શું શું થઇ શકે?**

**૩. આકસ્મિક પ્રસંગોમાં, જાહેર સુખાકારી જાળવવામાં, મોટા સમારંભોમાં, કે નિર્બળનું સંરક્ષણ કરવામાં, કઇ કઈ સેવાઓ જરૂરની છે?**

---

* યુનિવર્સિટીમાં પુછાયેલો પ્રશ્ન.

**૪. પૈસાદારો કેવી અને કઇ રીતે સમાજસેવા કરી શકે ?**

**૫. કેટલીક નજીવી પણ ઉપયોગી સેવાઓ છે, તે કઈ કઇ ?**

**૬. સેવા કરવાની લાયકાત ઉપર પરિણામનો આધાર.**

**૭. સારાંશ.**

સામાજિક સેવા કરવાના અનેક રસ્તા છે, તેમાંથી પ્રત્યેક મનુષ્ય કંઈક તો કરી શકેજ. જો માણસ પોતાના જીવનમાં કંઈક સેવાકર્મ કરવાનો અભિલાષ રાખશે અને સંકલ્પ કરશે, તો પોતાના ભાઇઓ અને બેનોનાં જીવન વધારે ઉજ્જવળ, વધારે આશામય, અને વધારે સુખી બનાવવામાં કીમતી ફાળો આપી શકશે.

પોતાના સમાજને અનુકૂળ થઈ પડે, અને બાળકોને સાચી તાલીમ મળે, એવી શાળાઓ સમાજ તરફથી ઠેકાણે ઠેકાણે કાઢવામાં આવે; મોટી ઉમરનાં સ્ત્રીપુરુષો માટે પ્રૌઢ શિક્ષણશાળાઓ ખોલવામાં આવે; બાળકોને ઉચ્ચ સંસ્કાર આપવા માટે વિદ્યાર્થીગૃહની જ્યાં ત્યાં યોજના કરવામાં આવે; ધર્મ ને નીતિના શિક્ષણ માટે જ્યાં ત્યાં કથાવાર્તા ને આખ્યાનોના પ્રબંધ થાય, અને સંમેલનો ગોઠવવામાં આવે; સમાજના સામાન્ય ધંધારોજગારને અનુસરી ઠેર ઠેર પ્રદર્શનો ભરવામાં આવે, અને સંગ્રહસ્થાનો રાખવામાં આવે; સમાજને ઉપયોગી પુસ્તકોનો સંગ્રહ કરી, ઠેકાણે ઠેકાણે પુસ્તકાલયો સ્થાપી, અગર બીજી કોઇપણ રીતે વાચન વધારવાની કોશિશો કરવામાં આવે; સમાજને ચાલુ જમાનાની સાચી સમજ આપવા માટે, અને વાકેફ રાખવા સારૂ, વર્તમાનપત્રો, લેખો, પત્રિકાઓ, ભાષણો, વ્યાખ્યાનો, નાટકો, અને ચિત્રપટોનો ઉપયોગ છૂટથી થાય તેવી કોઈપણ વ્યવસ્થા કરવામાં આવે; તેમજ ઉંચી કેળવણી માટે કે હુન્નર ઉદ્યોગનું શિક્ષણ મેળવવા માટે પરદેશ જનારા વિદ્યાર્થીઓને સમાજ તરફથી નાણાં વગેરેની મદદ આપવાની જોગવાઈ કરવામાં આવે; તો કેળવણીના વિષયમાં આપણો સમાજ કંઈક પ્રગતિ કરી શકે.

હવે સામાજિક જીવનનો પુનરુદ્ધાર કરવાના સંબંધમાં વિચારીએ જ્ઞાતિઓમાં થતા વરવિક્રય ને કન્યાવિક્રય અટકાવીને, રોવાકુટવાની ઘેલાઇમાંથી બચાવીને; નાતવરાઓમાં પૈસાનો ખોટે માર્ગે થતો વ્યય અટકાવીને; અયોગ્ય ઉંમરનાં થતાં લગ્નો ઉપર અંકુશ મૂકી–મૂકાવીને; દાંભિક વ્યવહારો, અને પાપમય આચારો દૂર કરવાના પ્રયત્નો કરીને; પરસ્પરના ટંટા, ક્લેશ, અને ઉંચાં થએલાં દિલનું સમાધાન કરીને; એક બીજા પ્રત્યે ભલી લાગણી ને પરસ્પર મદદ કરવાની ભાવના ઉત્પન્ન કરીને; સામાન્ય જનહિતનાં કાર્યો કરવાની સાચી સમજ આપીને; નિરાશ્રિતોને આશ્રય આપીને; વિધવાઓને ઘેર બેઠાં રોજી મળે તેમજ તેમનાં જીવન ઉજ્જવળ બને તેવી વ્યવસ્થા ને પ્રયાસ કરીને; નિરુદ્યમીને ધંધે લગાડીને; અને હતાશ થએલા જીવોમાં આશાના અંકુર મૂકીને સમાજની સેવા કરી શકાય.

સર્વસામાન્ય જાહેર જીવનમાં પણ અનેક સેવાધર્મ છે. કોઇ અકસ્માત પ્રસંગે આફતમાં સપડાએલાઓને બચાવવા, અને તેમની મિલ્કતનું સંરક્ષણ કરવું; આગ થઈ હોય તો તેને બુઝાવવી; કુવા, તળાવ, કે નદીમાં ડુબી જતા માણસનો તુરતા–તુરત બચાવ કરવાના પ્રયત્નમાં મદદ કરવી; ચેપી રોગો ફેલાઈ જતા અટકાવવાને ચાંપતા ઉપાયો લેવા; બિમારોની સારવાર કરવી, અગર દવાખાનામાં સગવડ કરવી; અજ્ઞાન લોકોને લુચ્ચા માણસોની લુચ્ચાઇમાંથી મુક્ત કરવા; નિર્બળ લોકોને જુલમી અધિકારીઓના ત્રાસમાંથી કે બળાત્કારમાંથી બચાવવા; લોકોનું ચોર ને લુટારાથી સંરક્ષણ કરવું; કચરાતા ગરીબ અને મજુરવર્ગનાં જીવન ઉજ્જવળ અને સુખી કરવાના પ્રયત્નો આદરવા; કેદીઓ અને ગુન્હેગારોની સુધારણાના પ્રશ્નો હાથ પર લેવા; સામાજિક મોટાં સંમેલનો, મેળાઓ, ને જાત્રાનાં સ્થળોમાં વ્યવસ્થા જાળવી, સુખ સગવડનાં સાધનોની યોજના કરી, સર્વત્ર આરોગ્ય અને સુખ શાંતિનો પ્રચાર કરવો; અન્યાય, જુલમ દૂર કરી સર્વત્ર સુલેહ અને સહીસલામતી વધારવી; આ પ્રમાણે સેવાના અનેક માર્ગ છે.

પૈસાદારો પોતાના પૈસાના બળ વડે અનેક રીતે જનસમાજની સેવા કરી શકે. બિમાર, અશક્ત, બહેરાં, મૂંગાં, લલાં, લંગડાં, આંધળાં, વગેરે માટે આશ્રમો ને શાળાઓ ખોલીને; મુસાફર લોકોને માટે પાણી, ખોરાક અને ધર્મશાળા વગેરેની વ્યવસ્થા કરીને; દેશના હુન્નર ઉદ્યોગોને ઉત્તેજન આપીને; વિદ્વાનોને આશ્રય આપીને; લોકકલ્યાણનાં કાર્યોમાં ધનનો મોટો ફાળો આપીને; આમ અનેક રીતે ગૃહસ્થો પ્રજાનાં જીવન અજવાળવામાં મદદ આપી શકે.

હવે કેટલાક નજીવા ગણાતા સેવાધર્મ છે તે વિચારીએ, અજાણ્યા મુસાફરોને રસ્તો બતાવવો; મુસાફરીમાં એક બીજાની સગવડ જાળવવી; પાંચ માણસ ભેગાં થયેલાં હોય ત્યાં બોલવા ચાલવામાં સભ્યતા જાળવવી; અને સાર્વજનિક સંસ્થાઓની વ્યવસ્થાને માન આપવું; બીજાનાં બાળકો પ્રત્યે વાત્સલ્યભાવે વર્તવું; રમત ગમતની હારફાઇની ગોઠવણ કરી સૌ કોઇ નિર્દોષ આનંદ મેળવે તેવી વ્યવસ્થા કરવી; જીવમાત્ર તરફ દયાભાવ રાખવો; દારૂ, તમાકુ, તાડી વગેરે માદક પદાર્થોનું સેવન અટકાવવું; ઝાડો રોપાવવાં; ગંદકી દૂર કરવા–કરાવવાના પ્રયાસો કરી સ્વચ્છતા જાળવવી; સડેલા ખોરાકની ચીજો ને બગડેલાં પાણીનો વપરાશ અટકાવવો, ને તેને સુધારવા પ્રયત્નો કરવા; આ બધા નજીવા પણ કીમતી સેવાધર્મ છે.

સંકલ્પ સેવનારાઓએ પોતાની સેવા જનસમાજને ઉપયોગી થઈ પડે, તેને માટે ચાલુ જમાનામાં ચાલતી સેવાપ્રવૃત્તિઓનો અને તેના સાચા માર્ગનો સંગીન અભ્યાસ કરવો જોઈએ, અને દરેક સામાજિક પ્રવૃત્તિથી વાકેફ રહેવું જોઈએ; વળી સેવાની મદદ સ્વીકારનાર શખસમાં સ્વાશ્રય અને બીજાને ઉપયોગી થવાની ભાવના ઉત્પન્ન કરવી જોઈએ. મદદ લેનારની લાયકાત વિચાર્યા વિના કરેલી સેવા વ્યર્થ જાય છે, એ હમેશાં સ્મરણમાં રાખવું.

---

# ૧૮. સમાજસેવા એજ પ્રભુસેવા છે.*

**૧. સમાજસેવા કોને કહેવાય ?**

**૨. એ કઈ રીતે પ્રભુસેવા ગણાય ?**

**૩. સેવા કરવાના કયા કયા માર્ગ છે ?**

**૪. આવી સેવાથી સેવકને પોતાને શા લાભ છે ?**

**૫. સારાંશ.**

માણસ પોતાની શારીરિક, માનસિક, અને આધ્યાત્મિક શક્તિઓનો ઉપયોગ સમાજના કલ્યાણ અર્થે કરે તે સમાજસેવા કહેવાય છે.

સમાજસેવા એ પ્રભુસેવા છે. સૃષ્ટિના દરેક અંગમાં પ્રભુનો વાસ છે. આથી પ્રાણિમાત્ર તરફ સમભાવ ને સમદૃષ્ટિ રાખવાં જોઈએ, તેમના સુખદુઃખનું આપણને ભાન થવું જોઈએ, અને જગતને સુખી કરવા આપણે હંમેશાં તત્પર રહેવું જોઈએ, જીવનનાં કર્ત્તવ્ય બરાબર નહિ બજાવવાથીજ અને કુદરતી કાયદાઓનો ભંગ કરવાથીજ જગતમાં દુઃખ ઉત્પન્ન થાય છે. એવાં દુઃખો દૂર કરવાં, એ સૃષ્ટિનિયમને સહાયક બનવા બરાબર છે.

દુનીઆમાં અનેક માણસો અજ્ઞાનતા, નિર્ધનતા, લાચારી, અને બિમારીથી પીડાય છે, ખરાબ રૂઢિઓના બંધનમાં જકડાય છે. અને એવી બીજી અનેક રીતે દુઃખી થાય છે. આવી આપત્તિઓ વખતે તેઓ ગભરાય છે, મુઝાય છે, ને અકળાય છે. તે પ્રસંગે જે અજ્ઞાન હોય તેને જ્ઞાનનો પ્રકાશ આપવો; ભૂખ્યાંને અન્ન, તૃષાતુરને જળ, વિદ્યાતુરને વિદ્યા, ને વસ્ત્ર વિનાનાંને વસ્ત્ર આપવાં; અનાથોના પાલક બની રક્ષણ કરવું; બિમારોની સારવાર કરવી; દુઃખીઓને આશ્વાસન આપવું; રડતાંને છાનાં રાખવાં; અનેક પ્રકારના અન્યાયો અને જુલમો દૂર કરી, નિર્બળ અને રાંકનો બચાવ કરવો; ભૂલેલાંને સાચો માર્ગ બતાવવો; સમાજમાં થતા અનાચાર, ટંટા, કલેશ, નિરાશા, વગેરે

---

* યુનિવર્સિટીમાં પુછાએલો પ્રશ્ન.

દૂર કરી, સર્વત્ર સદાચાર, પવિત્રતા, અને સુલેહશાંતિનો પ્રચાર કરી આનંદ પ્રસરાવવો; આ સર્વ સામાજિક સેવાના સાચા માર્ગ છે.

સમાજસેવા એ ખરૂં જોતાં પોતાનીજ સેવા છે; કેમકે તે સેવાથી જેટલું બીજાનું કલ્યાણ થાય છે, તેના કરતાં વિશેષ પોતાનું કલ્યાણ થાય છે. આ કારણથી બીજાઓને સુખી જોવાનો જેઓને અભિલાષ હોય તેઓએ દુઃખોની તપાસ કરી, તે દૂર કરવાના પ્રયત્ન કર્યાંજ કરવા જોઈએ; અને સાર્વજનિક હિતનો તેઓએ અભ્યાસ કરી સમાજનું કલ્યાણ કરવાનો યથાશક્તિ પ્રયાસ કરવોજ જોઈએ.

---

## ૧૯. પરદેશગમન.

**૧. પરદેશ જવાનું શા માટે રાખવું જોઈએ?**
**૨. પરદેશ જવું સાર્થક છે, એમ ક્યારે ગણાય?**
**૩. આ બાબતમાં કુદરત આપણને શું કહે છે?**
**૪, શું બીજા દેશના લોકો પરદેશગમનથી આગળ વધ્યા છે?**
**૫. હિંદના લોકો પરદેશ કેમ જઇ શકતા નથી?**
**૬. પરદેશ જતાં કઈ બાબતો ખાસ ધ્યાનમાં રાખવી જોઈએ?**
**૭. જનારની લાયકાત ઉપરજ સફળતાનો આધાર–સારાંશ.**

એકજ દેશમાં વસનાર દરેક મનુષ્ય પોતાના દેશને પોતાની માતૃભૂમિ અથવા સ્વદેશ માને છે. એ સ્વદેશ છોડીને બીજા દેશોમાં મુસાફરી કરવી તેનું નામ પરદેશગમન છે.

ફક્ત મુસાફરી કરવામાંજ દેશાટનની મહત્તા નથી. પરમેશ્વરે મનુષ્યને બીજાં પ્રાણીઓ કરતાં બુદ્ધિ અને વિચારશક્તિ વધારે આપેલાં છે. એટલે જો તે દેશેદેશ ફરે, નવું નવું જુએ, વિચારે, અનુભવે, નિશ્ચય કરે, અને પછી જીવનનો માર્ગ સરળ બનાવે, તોજ દેશાટનનું મહત્ત્વ જળવાય; નહિ તો ગાડીઓ પણ ફરે છે, અને હજારો ખાંડી માલ પણ દરરોજ આવ જા કરે છે; એ પ્રમાણે મનુષ્યો પણ હરે ફરે તો દેશાટનનું મહત્ત્વ જરા પણ નથી.

હલનચલન કરવું, વિકાર થવો, રૂપાન્તર થવું, એ કુદરતનો સ્વભાવ છે; અને સૃષ્ટિનાં બધાં અંગોનો જીવનવ્યાપાર છે. વાદળાં નાસાનાસ કરી રહે છે; પૃથ્વી, ગ્રહો, તારાઓ, અને સૂર્યો અનંત બ્રહ્માંડમાં ઘૂમી રહે છે; પશુપક્ષીઓ પણ પ્રભાત થતાંજ રાનેરાન ભટકે છે; એ પ્રમાણે મનુષ્યોએ પણ પૃથ્વી પરના જુદા જુદા દેશોમાં મુસાફરી કરવી જોઈએ, અને એ હરવા ફરવાથી જે લાભ મળે, તે મેળવી જીવન ઉચ્ચતમ બનાવવું જોઇએ. કહેવતમાં પણ કહ્યું છે, કે "ફરે તે ચરે ને બાંધ્યું ભૂખે મરે."

ધર્મપ્રવર્તક દેશેદેશ ફરી ધર્મનો પ્રચાર કરે છે; વેપારી દેશ પરદેશ ફરી, ધંધાની માહિતી મેળવી સારો વેપાર ખેડે છે; વિદ્વાન દેશ પરદેશ ફરી, વિદ્યારૂપી શક્તિનો અનુભવ કરી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે છે; ખેડુત વિદેશમાં મુસાફરી કરી ખેતીની નવીન રીતો જાણી ખેતીમાં સુધારા કરી શકે છે; શોધકો દેશ પરદેશમાં હરીફરી નવીન શોધો કરે છે; આ પ્રમાણે દુનીઆમાં સૌ કોઇ ઇષ્ટ વસ્તુની સિદ્ધિ અર્થે પરદેશમાં મુસાફરી કરે છેજ.

અર્વાચીન સમયમાં પરદેશગમન કરનારને હિન્દુસમાજ ધર્મભ્રષ્ટ માને છે. કોઇ પરદેશ જાય નહિ, તેને માટે કેટલીક કોમોએ બંધનના ઠરાવો પણ કર્યા છે. આમ છતાં કેટલાક જાય છે, તો નાતવાળા તેઓનો બહિષ્કાર કરે છે. પરદેશગમનના વિરોધીઓ કહે છે, કે પરદેશમાં જનારા માણસો પોતાની સંસ્કૃતિ ગુમાવી ત્યાંની સંસ્કૃતિ મેળવે છે; નહિ ખાવા લાયક પદાર્થોનું ભક્ષણ કરે છે, પોતાના રીતરિવાજોને તિરસ્કારે છે, અને પોતાના ભાઇઓને તુચ્છ ગણી સમાજ પ્રત્યે બેવફા બને છે. આ દલીલોમાંની કેટલીક સાચી પણ હોય, તેથી પરદેશ જવાનો રસ્તો બંધ ન કરી દેવાય. દુર્ગંધવાળું પાણી પણ વહેતું થઇ જાય, તો એની મેળેજ સ્વચ્છ થઇ જાય છે. વહેતાં પાણીજ હંમેશાં નિર્મળાં રહે. પરદેશગમનનો માર્ગ સદંતર બંધ કરવાથી આપણે ઘરકુકડી જેવા બની જઈએ, અને તેથી આપણી, આપણા દેશની, અને આપણા કુટુમ્બની પડતી થયા વિના રહે નહિ.

પરદેશમાં જઈ એકલા પૈસાનાજ દાસ ન બનવું; દરેક દેશનો મનુષ્ય બીજાને કેટલો ઉપયોગી છે, તે ઉપરજ તેના દેશની, તે પ્રજાની અને તેની પોતાની કિંમતનો આધાર રહે છે; માટે હંમેશાં પરદેશમાંનાં સામાન્ય જનહિતનાં બધાં કાર્યોમાં ભાગીદાર બનવું જોઇએ. કોઇપણ ભોગે પોતાના દેશની પ્રતિષ્ઠા જાળવે એવી લાયકાતવાળા બાહોશ પુરુષોજ પરદેશમાં જાય તેમાંજ તેમનું અને દેશનું કલ્યાણ છે.

પરદેશ જનારા મનુષ્યો ભિન્નભિન્ન મનોવૃત્તિવાળા હોય છે. મનનું વલણ સારૂં કે ખોટું હોય તે પ્રમાણેજ લાભાલાભ થવાનો સંભવ રહે છે. મનનું વલણ સારૂં તો પરિણામ સારૂં, અને મનનું વલણ ખરાબ હોય તો પરિણામ સર્વને નુકસાનકારક આવે છે. ટુંકાણમાં મનુષ્યમાં રહેલી સદાચરણની વૃત્તિ ઉપરજ પરદેશગમનની સફળતાનો આધાર રહે છે. સૃષ્ટિસૌન્દર્ય નિહાળવું, કર્તાની ખુબી જોવી અને વિચારવી, અને એ ઉપરથી પ્રભુની અગાધ શક્તિનો ખ્યાલ કરવો, એ પરદેશગમનનું અંતિમ રહસ્ય છે.

---

## ૨૦ સ્ત્રી સન્માન.*

૧. **અર્થ અને સમજુતી.**

**अ.** **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ॥**

"જ્યાં નારીઓનું સન્માન થાય છે ત્યાં હંમેશાં દેવતાનો વાસ હોય છે અર્થાત તે સ્વર્ગીય ભૂમિ બની રહે છે."

**ब.** હાલની સ્ત્રીઓ પરાવલંબી, પામર, તાડનની અધિકારી, અજ્ઞાન અને અનેક જાતના ખોટા વહેમોમાં સપડાયેલી છે.

**क.** દુનિયાના મહાપુરુષોને પારણામાં ઝુલાવનારી સ્ત્રીજાતિજ છે.

૨. **અર્વાચીન સ્ત્રીઓની દુર્દશા.**

**अ.** પતિ તરફથી થતી તેની અવગણના, ગૃહરાજ્યમાં તેનું નજીવું સ્થાન.

**ब.** સાસુ, સસરા, દિયેર, જેઠ, નણંદ વગેરે તરફથી પડતાં દુઃખો- ગુલામીની સ્થિતિ, એક નોકરડી, ચાકરડી, કે રસોયણની સ્થિતિ.

---

* યુનિવર્સિટીમાં પુછાયેલો પ્રશ્ન.

क. વિલાસનું એક સાધન, એના જીવન ને મરણ તરફ બેદરકારી, તેનું મરણ કુતરાં બિલાડાંના મોત જેવું ગણાય છે.

ड. પુત્રજન્મ—વધામણી અને પુત્રીજન્મ—દુઃખદ સમાચાર.

इ. પુરુષોએ સ્વાર્થને પોષવા સ્ત્રીઓને અજ્ઞાન રાખી નિરાધાર બનાવી છે.

**૩. સ્ત્રીઓની ખાસ વિશેષતા.**

अ. સંસારરૂપી રથનાં બે ચક્રો: પુરુષ અને સ્ત્રી.
બુદ્ધિપ્રધાન પુરુષ, તેના ગુણ—બળ, પરાક્રમ, સાહસ, વગેરે.
હૃદયપ્રધાન સ્ત્રી, તેનાગુણ—નરમાશ, પ્રેમ, સહૃદયતા, દયા, વગેરે.

ब. હૃદયનાં દાન દેવાને, ધાર્મિક—ફરજનાં કાર્યો કરવા—કરાવવાને, અને સ્વાત્માર્પણ કરવાને સ્ત્રી સરજાઈ છે. જો એ ન હોત તો જગતમાં દયા, પ્રેમ, ધર્મ, સ્વાર્થત્યાગ ન હોત.

क. યોગ્યમાતા સો શિક્ષકની ગરજ સારે છે.

**૪. દૃષ્ટાંતો.**

अ. પ્રાચીન આર્યાવર્ત્તમાં સ્ત્રીસન્માન—ગાર્ગી, અરૂંધતી, લોપામુદ્રા, પંડિતા સીતાદેવી, કવયત્રી, અવન્તીસુંદરી, વગેરેનાં જીવન તપાસો—ચાલુ સ્થિતિ આવી શાથી ?

ब. અર્વાચીનકાળમાં યુરોપના દેશોમાં જળવાતું સ્ત્રીસન્માન, અને તેને લીધે તેમની થએલી આબાદી.

क. દેશોન્નતિના કાર્યમાં સ્ત્રીઓનો હિસ્સો—સ્ત્રી કેળવણી સિવાય દેશની ચઢતી થવી અશકય.

**૫. ઉપસંહાર.**

अ. આદર્શ ગૃહસંસાર સંસ્કારી સ્ત્રીઓ હોય તોજ સંભવે.

ब. સ્ત્રીસન્માન સિવાય સ્ત્રીઓનો ને પ્રજાનો ઉત્કર્ષ નથી.

क. સ્ત્રી સન્માન એ પુરુષોની તેમના પ્રત્યેની ભલી લાગણી છે. તેમનાં રૂડાં કામનો બદલો છે—ઉચ્ચ સભ્યતા છે.

---

## ૨૧. આદર્શ મૈત્રી.

**૧. અર્થ અને સમજુતી.**

૧. "રસ ઐકય વિણ મન ઐકય નહિ, મન ઐકય વિણ નહિ મિત્રતા"

—ગોવર્ધનરામ—

૨. "શોકથી અને શત્રુના ભયથી રક્ષણ કરનાર, પ્રીતિ અને વિશ્રંભનું સ્થાન, રત્ન જેવું કીમતી બે અક્ષરનું મિત્ર એવું નામ કોણે બનાવ્યું હશે." —એક શ્લોક—

૩. પ્રેમના પ્રકારઃ—વડીલ પ્રત્યે પૂજ્યભાવ, સરખા પ્રત્યે મિત્રભાવ, ઉતરતા પ્રત્યે કરૂણાભાવ અને બાળકો પ્રત્યે વાત્સલ્યભાવ.

## ૨. જીવનમાં મૈત્રીની જરૂરિઆત.

૧. મનુષ્ય એ સામાજિક પ્રાણી—ડગલે ને પગલે મિત્રની જરૂર.

૨. મિત્ર વિનાનું અટૂલું જીવન—રણમાં ઉગેલા એકલા ઝાડ જેવું.

૩. મિત્ર આપત્તિમાં ચિંતામુક્ત કરે,—દુઃખમાં સાથી—મદદગાર.

## ૩. આદર્શ મિત્રનાં લક્ષણો.

૧. પાપનું નિવારણ કરી, મિત્રનું હિત થાય એવી યોજના કર્યાજ કરે.

૨. સ્નેહીની છાની બાબતને છાની રાખે અને તેના ગુણને પ્રગટ કરે.

૩. આપત્તિ વખતે છોડીને ચાલ્યો જાય નહિં, પણ ઉલટી મદદ કરે.

૪. રાજદ્વારમાં, લડાઇ વખતે, સ્મશાનમાં, સાથે ઉભો રહે.

૫. મનુષ્યમાં ગુણ અને દોષ બંને હોય—તેને ચાહી શકે ને સહી શકે તેજ ખરો મિત્ર.

૬. નિખાલસ હૃદય, કૃતજ્ઞી, ઉદાર, સત્યશીલ, ધાર્મિક, જિતેન્દ્રિય, એ આદર્શ મિત્રના ગુણો.

## ૪. આદર્શ મૈત્રીનાં દૃષ્ટાન્તો.

૧. શ્રી કૃષ્ણ ને સુદામા.

૨. બીજાં ઐતિહાસિક દૃષ્ટાંતો.

## ૫. ઉપસંહાર.

૧. "કરવી તો પ્રીત સહેલ છે નિભાવવી નહિ સહેલ;
ખાતાં કેફ પડે મઝો, પણ જેરવવી મુશ્કેલ."

૨. "સજ્જન મિલાપી બોત હૈ, તાલી મિત્ર અનેક;
જીસકું દેખે મન ઠરે, સો લાખન મેં એક."

૩. પ્રીતિનાં છ લક્ષણો—આપવું ને લેવું, છાની વાત કહેવી ને સાંભળવી, જમવું ને જમાડવું.

૪. સાચી મિત્રતાને દુન્યવી બંધન સ્પર્શ કરતાં નથી.

---

# ૨૨. સંયુક્ત અને વિભક્ત કુટુંબના લાભાલાભ*

## ૧. ચાલુ પરિસ્થિતિ.

**अ**. સંયુક્ત કુટુમ્બની પ્રથા એ આપણી પ્રાચીન પ્રણાલિકા.

**आ**. વિભક્ત કુટુમ્બની પ્રથા એ પાશ્ચાત્ય પ્રજાની રીતિ,

**क**. પૂર્વને પશ્ચિમની સંસ્કૃતિનું અનુચિત મિશ્રણ.

**ड**. સંયુક્ત અને વિભક્ત કુટુંબની યોજનાની સમજ.

## ૨. સંયુક્ત અને વિભક્ત કુટુમ્બના લાભાલાભ.

**સંયુક્ત કુટુંબ–**

૧ ખર્ચનો બચાવ થાય.

૨ સંરક્ષણમાં એક બીજાને ઓથ મળે.

૩ નિરાશ્રિતોને આશ્રય મળે

૪ ધંધા–કારીગરીનું શિક્ષણ વારસામાં ઉતરે–મળે

૫ ગૃહજીવનની જવાબદારીની વહેંચણી થાય છે.

૬ જરૂર પડયે જન કલ્યાણનાં કાર્યો કરવા માણસ ફાજલ પાડી શકાય છે.

૭ પ્રેમ, સહકાર અને ગૃહજીવનનો આનંદ મેળવાય છે.

૮ મધમાખીઓ, પશુઓ, પંખીઓ ટોળાબંધ ફરે છે, તેનું શું કારણ?

૯. સહવાસમાં માનસ કેળવાય છે અને સદ્‌ગુણો ખીલે છે

૧૦ સતત સંસર્ગથી ચાહવા ને સહેવા ની વૃત્તિક બીજાને સુખી કરવાની વૃત્તિ જન્મ પામે છે, દૃષ્ટિ

**વિભક્ત કુટુંબ–**

૧ સામાજિક બળ તૂટતું જાય

૨ પૃથક્ રહેવાથી કેટલુંક દ્રવ્ય નિરર્થક વેડફાઈ જાય છે.

૩ જીવનની શરૂઆત નવેસરથીજ કરવી પડે છે.

૪ અનાથાશ્રમ, વિધવાશ્રમ, અપંગાશ્રમ, વૃદ્ધાશ્રમ, હોસ્પીતાલો, વગેરે ખોલવાં પડે છે.

૫ બધો બોજો માથે પડે છે. નોકર ચાકરની મદદથી નિભાવવુંપડેછે.

૬ કર્ત્તવ્યશક્તિ શિથિલ થાય છે. માંદગી, બાલઉછેર, કેળવણી, ને શિક્ષણની બાબતોમાં નિરાધારી સેવવી પડે છે.

૭ મન–આત્માની ભૂખ અનિષ્ટ વ્યસનોથી પૂરે છે.

૮ એકલવાયું જીવન એ કુદરતી નથી.

૯ માનસ કેળવવા, અને સદ્‌ગુણો ખીલવવા આદર્શ છાત્રાલયો, કલબો, મંડળો સ્થાપવાં પડે છે.

---

* યુનિવર્સિટીમાં પુછાયેલો પ્રશ્ન.

| | |
|---|---|
| વિશાળ બને છે, અને હૃદયની ઉદારતા વધે છે. | ૧૦ અસહિષ્ણુતા, હૃદય અને મનની સંકુચિતતા, અને વિલાસ પ્રિયતા વધતી જાય છે. |

**૩. સંયુક્ત કુટુંબની પ્રણાલિકામાં કરવા જોઇતા સુધારા.**

अ. સૂર્ય ઉપરથી તપે છે, ઘરમાં શું કરીએ છીએ તે જોતો નથી તેમ વડિલોએ તપવું જોઈએ.

ब. નિષ્પક્ષપાતી ધોરણ રાખવું જોઈએ, ભેદભાવની દૃષ્ટિ ન રાખવી જોઈએ.

क. જમવા--જમાડવામાં, આપવા--લેવામાં, હૃદયની વાતો કહેવા--સાંભળવામાં સંપૂર્ણ પ્રેમભાવના જળવાવી જોઈએ.

ड. અહિંસક વાતાવરણ રહે અને ત્યાગવૃત્તિ રહે તો આદર્શ કુટુંબ બને.

इ. વ્યક્તિવિકાસમાં અંતરાયરૂપ ન થતાં હંમેશાં મદદગાર રહેવું જોઈએ.

**૪. ઉપસંહાર.**

अ. સંયુક્ત કુટુંબની પ્રથા ઉચ્ચ હોવા છતાં પણ કાળક્રમે દેશને વિઘાતક નીવડી છે.

ब, સારી હોવા છતાં પણ જો વ્યક્તિ સ્વાતંત્ર્યને ડામતી હોય, પ્રગતિને અવરોધક હોય, આદર્શ સિદ્ધિમાં કંટકરૂપ હોય, સેવા ભાવનાનાં સ્વપ્નાં છેદાતાં હોય, તો એ રૂઢિચૂસ્ત બનેલી પ્રણાલિકા છેદવાની સૌથી પહેલી જરૂર છે.

क. પ્રેમને બદલે દ્વેષ, શાંતિને બદલે કલહ, સ્વાર્થત્યાગને બદલે સ્વાર્થસિદ્ધિ હોય, તેમજ વિચાર ભેદ, સ્વભાવ ભેદ, અને જીવનના આદર્શમાં ભેદ હોય તો સંયુક્ત પદ્ધતિ બહુજ હાનિકારક છે.

---

## ૨૩. ગ્રામજીવન અને શહેરીજીવન*

**૧. ચાલુ પરિસ્થિતિ.**

૧. હિંદની ગ્રામરચના. ૨. શહેરોની યોજના.

૩. ગામ અને શહેરનો સંબંધ.

**૨. ગ્રામજીવન અને શહેરીજીવનના લાભાલાભ.**

---

* યુનિવર્સિટીમાં પુછાયલો પ્રશ્ન.

अ તન્દુરતી—(ખોરાક, હવા, પાણી, કસરત, આરામ, સ્વચ્છતા)

૧ ગામડામાં—ખુલ્લી હવા, ચોકખું પાણી, સાત્વિક ખોરાક, મોકળાશ, અને પુરતો પ્રકાશ.

શહેરમાં—ખાળની બદબો, બગડેલાં પાણી, દુર્વૃતિ ઉત્તેજક ખોરાક, સાંકડી ગલીઓ, અને અંધારીઆ ખંડ.

૨ ગામડામાં—હરિઆળાં ખેતર, વૃક્ષોની ઘટાઓ, અને સુંદર જળાશયો. શહેરમાં—બાગબગીચા, ઊંચાં ભવ્ય મકાનો, ને પાણીના નળ.

૩ ગામડામાં—ખાદ્યપદાર્થો ચોકખા અને તાજા.

શહેરમાં—ભેળસેળવાળા, બગડેલા, વાસી, ને તંદુરસ્તીને બગાડનારા.

ब ગૃહજીવન.

૧ ગામડાંમાં જીવન—સાદું, અન્યોન્યાશ્રયી, માયાળુ, ને નિર્દોષ. શહેરમાં જીવન-વૈભવી, નિસ્પૃહી, પ્રપંચી, ઢોંગી, ને પતિત.

૨ ગ્રામજીવનમાં જડતા, અણઘડપણું અને દરિદ્રતા. શહેરીજીવન-ચાલાક, ચપળ ને ઉત્સાહી.

૩ ગામડામાં શાન્તજીવન અને શહેરમાં પ્રવૃત્તિમય અશાન્ત જીવન, ગામડાંમાં ધાર્મિક વાતાવરણ ને શહેરમાં વિલાસપ્રિયતા.

૪ ગામડાંમાં માનસિક આનંદ અને શહેરમાં શારીરિક આનંદ.

क કેળવણી અને શિક્ષણ.

૧ ગામડામાં-નિરક્ષરતા, અજ્ઞાનતા, વધારે વહેમીપણું, અને શિક્ષણ મેળવવાનાં સાધનોની ઉણપ.

શહેરમાં—ભણવા-ભણાવવાની સગવડ, પુસ્તકાલયો, વાચનાલયો, પરિષદો, મેળાવડા, વગેરે સાધનો.

૨ ગામડામાં-જીવનનો આનંદ મેળવવાનાં સાધનોની ઉણપ. શહેરમાં—સીનેમા, નાટક, જલસા, બાગબગીચા, વગેરે.

૩ ગામડામાં પ્રગતિ માટે ઓછાં સાધનો, શહેરમાં વધારે.

* યુનિવર્સિટીમાં પુછાયેલો પ્રશ્ન.

**ક આર્થિક જીવન.**

૧ ગામડામાં–ખેડુત સિવાય બીજી વસ્તીને જીવનનિર્વાહનાં સાધનોની ઉણપ, ગરિબાઈ અને વ્યાવહારિક મુશ્કેલીઓ.

શહેરમાં–હુન્નરકારીગરીને ઉત્તેજન, જીવનનિર્વાહના માર્ગ સરળ, તાર, ટપાલ, રેલ્વે, દીવાબત્તી, રસ્તા, નળ, હોસ્પીતાલ.

૨ ગામડાનું જીવન સોંઘું–શહેરનું જીવન મોંઘું.

૩ ગામડામાં પ્રભુનો વાસ–શહેરમાં લક્ષ્મીનો વાસ.

૪ ગામડાં સ્વાશ્રયી-શહેરો પરાશ્રયી.

**ર ધર્મનીતિ.**

૧ ગામડામાં–નિખાલસતા, સદાચાર, પ્રેમ, અતિથિસત્કાર.

શહેરમાં–દગાખોરી, દુરાચરણ, ભાવહીનતા, સ્વાર્થસાધુતા.

૨ ગામડાં ઈશ્વરે સરજાવ્યાં છે. નગરો મનુષ્યોએ વસાવ્યાં છે.

૩ ગામડાના લોકો કુદરત–પ્રભુના સાનિધ્યમાં, અને શહેરના લોકો કૃત્રિમ મનુષ્યસૃષ્ટિમાં.

**૩. ઉપસંહાર.**

૧ ગામડામાં હાલ કરવા જોઈતા સુધારા.

૨ શહેરોમાં કરવા જોઈતા સુધારા.

૩ એકંદર ગ્રામજીવન ઉત્તમ, કવિઓ, ઋષિમુનિઓ, તત્ત્વચિંતકો, સાધુ, સંતો, સંન્યાસીઓ, અને મહાપુરુષો, વગેરેનું પ્રિય સ્થાન–પ્રભુને પણ વહાલું.

૪ કુદરતના સાનિધ્યમાં જીવન શાંત, પવિત્ર અને નિર્દોષ.

૫ શહેરોની શોષણ વૃત્તિ.

---

# ૨૪. આપણા ઉત્સવો.*

**૧. ઉત્સવોનો હેતુ.**

अ નિર્દોષ આનંદ મેળવવા, બનાવોનાં સ્મરણ તાજાં કરવા, અને ભાવિ પ્રજાનાં ઘડતર ઘડવા.

ब ભાવનાનું પોષણ, સંસ્કૃતિનું સંરક્ષણ, અને કર્તવ્યપરાયણતાનું શિક્ષણ.

**૨. ઉત્સવોના પ્રકાર.**

अ બૌદ્ધ—પર્યુષણ, વગેરે.

ब મુસ્લીમ—ઈદ, મહોરમ વગેરે.

क જરથોસ્ત—જમશેદી નવરોજ, પતેતી, વગેરે.

ड ખ્રીસ્તિ—ક્રિસ્ટમસ, ઈસ્ટર, વગેરે.

इ હિંદુ—૧ ચાર વર્ણ-બ્રાહ્મણોને બળેવ, ક્ષત્રિઓને દશેરા, વૈશ્યોને દિવાળી, અને શૂદ્રોને હોળી-ખાસ તહેવાર.
૨ ઋતુના ઉત્સવો-શરદ્પૂર્ણિમા, મકરસંક્રાંતિ, વસંતપંચમી.
૩ ધાર્મિક-શિવરાત્રિ, ગણેશચતુર્થી, જન્માષ્ટમી, રામનવમી.
૪ ધંધાને લગતા-દશેરા, અખાત્રીજ, રેંટીઆ બારશ, ધનતેરસ.

फ રાષ્ટ્રીય—સર્વસામાન્ય-સ્વાતંત્ર્યદિન, રાષ્ટ્રીય સપ્તાહ, વગેરે.

**૩. ઉત્સવોની જરૂરિઆત અને ફાયદા.**

अ પ્રજાને પ્રેરણા આપનારી અને ધર્મનું શિક્ષણ આપવાની ઉત્તમ યોજના.

ब પ્રજાના આત્માને વિકસાવે છે, પ્રેરણા આપે છે, ઉન્નતજીવનને પોષે છે, અને ભાવિ પ્રજાને ઘડે છે.

क પ્રજા પ્રાણવાન રહે, ચારિત્ર્યવાન રહે, અને સંસ્કૃતિનું પોષણ થાય.

**૪. ઉત્સવોમાં કરવા જોઇતા સુધારા.**

अ ઉત્સવોમાં આવેલી શિથિલતા-તેમાં ચેતનની જરૂર.

ब મૂળ હેતુ ભૂલાય છે-સજીવન કરવાની યોજના.

क આદર્શો મૂર્તિમંત કરે, એવી સક્રિય યોજનાની આવશ્યકતા.

**૫. ઉપસંહાર.**

अ ઉત્સવ પ્રસંગે ઉપવાસ કરવાનું મહાત્મ્ય.

ब તે વખતે થતી વિધિઓનું મહાત્મ્ય.

क વ્રત, નિયમ, વગેરેનો હેતુ.

---

* યુનિવર્સિટીમાં પુછાયેલો પ્રશ્ન.

# ૨૫. હાલના યુવાનોની ફરજ.*

૧. યુવાનોની મુખ્ય ફરજો કઈ કઈ ?
૨. તેમાં મુખ્ય ફરજ કઈ ? શા કારણથી ?
૩. સ્વદેશ પ્રત્યે ફરજ બજાવવા શું શું કરવું જોઇએ ?
૪. કુટુંબ ને સમાજ પ્રત્યે કઇ કઇ ફરજ ? શા કારણથી ?
૫. પોતાની જાત પ્રત્યે કઇ કઇ ફરજ ? શા કારણથી ?
૬. યુવાનની બીજી કોઇ ફરજો છે ? તે કેવી રીતે બજાવવી ?
૭. સાચો યુવાન કોણ ગણાય ?—સારાંશ.

હાલના યુવાનોને પોતાના જીવનમાં કેટલીક અગત્યની ફરજો બજાવવાની છે. તેમાં પ્રભુ પ્રત્યે, માબાપ પ્રત્યે, વગેરે ફરજો મુખ્ય છે. પરંતુ તે ઉપરાંત બીજી પણ કેટલીક અગત્યની ફરજો તેને બજાવવાની રહે છે. હાલના યુવાનો એ દેશનું નૂર છે. દેશનો પ્રાણ કહીએ તો પણ ચાલે. દેશનું ભાવિ હાલના યુવાનોનાં કાર્યો ઉપર અવલંબી રહેલું છે. દરેક યુવાન પોતાના જીવનની ફરજો બરાબર સમજે અને બજાવે તોજ પોતાનું અને પોતાના દેશનું ભાવિ ઉજ્જવળ બને.

જે દેશની ભૂમિમાં આપણો જન્મ થયો છે, જેના ખોરાકથી આપણો દેહ બંધાયો છે, અને પોષાયો છે; અને જે ભૂમિના અનાજથી ઉત્પન્ન થએલું લોહી આપણી રગેરગમાં વહન કરી રહ્યું છે; તે પવિત્ર માતૃભૂમિ પ્રત્યે વફાદાર રહેવું એ પણ આપણી એક મુખ્ય ફરજ છે.

આપણા દેશની સંસ્કૃતિ આપણને વારસામાં મળી છે. આ સંસ્કૃતિ વડે આપણા દેશનું અસ્તિત્વ જળવાઈ રહ્યું છે, અને આપણું પોષણ થઈ રહ્યું છે. આ કારણથી ગમે તે ભોગે દેશનું ગૌરવ સાચવવું અને માન જાળવવું, એ આપણી ફરજ છે. નીતિ ને ધર્મને વળગી

* યુનિવર્સિટીમાં પુછાયેલો પ્રશ્ન.

રહી. દેશનાં તમામ હિતકારક કાર્યોમાં આપણે મદદ આપવી જોઈએ; તેમજ દરેક પળે દેશનું હિત ઇચ્છવું જોઈએ. આપણા દેશને નુકસાન થાય, અગર દેશની આબરૂને હાનિ પહોંચે, એવું કોઈપણ કાર્ય કરવું નહિ. ટુંકાણમાં દેશહિતની ભાવના હૃદય ઉપરથી ખસવી જોઈએ નહિ.

આપણું જીવન ઘડવામાં આપણા કુટુમ્બીઓ, સગાંવહાલાં, અને સમાજનો પણ હિસ્સો છે. તો દુકાળ વખતે, અકસ્માતોમાં, અગર બીજા એવા કોઈ આપત્તિના સમયે આપણી શક્તિ અનુસાર દુઃખી માણસોને મદદ કરવા ચૂકવું નહિ. સર્વને એકજ પ્રભુનો પરિવાર ગણી તન, મન, અને ધનથી આપણે મદદ કરવી, હમેશાં દરેક જણ સાથે હળીમળીને રહેવું, અને સગાં ભાઈબેન જેવી પ્રીતિ રાખી, તેમના કલ્યાણના દરેક માર્ગમાં પ્રવૃત્ત રહેવું. વળી સમાજમાં જે ખરાબ રૂઢિઓનાં બંધન હોય, તેમાંથી તેમને મુક્ત કરી સમાજની પ્રગતિ કરવામાં આપણે આપણો બનતો ફાળો આપવો જોઈએ.

દરેક યુવાનને પોતાની જાત પ્રત્યે પણ કેટલીક ફરજો બજાવવાની છે તેણે સંપૂર્ણ આરોગ્ય જાળવવા માટે આહારવિહારમાં નિયમિત રહેવું જોઈએ. પ્રત્યેક યુવાને હંમેશાં ઉદ્યોગી રહેવું જોઈએ. મન ને શરીર નવરૂં રહે તો ખરાબ વિચારો ઉત્પન્ન થાય, આથી આળસ નહિ રાખતાં કામમાં પ્રવૃત્ત રહેવું જોઈએ.

વળી આપણે આપણાં મન ઉપર સંપૂર્ણ અંકુશ રાખવો જોઈએ. મોજશોખ, ને વૈભવમાં મન લપટાઈ જતાં શરીર, મન અને આત્માની ખરાબી થાય છે, અને કર્ત્તવ્યથી વિમુખ થવાય છે; માટે આપણે આત્મસંયમી બનવું જોઈએ. આ કાર્ય મારાથી નહિ બને, એમ ધારીને કે કહીને પોતાની જાતને કદી હલકી પાડવી નહિ. તે વખતે આપણે સમજવું, કે માણસ ધારે છે તે કરી શકે છે. આપણે જે કામો કરી શકતા નથી, તેવાં કામો ભૂતકાળમાં માણસોએજ કર્યાં છે એ ભૂલવું ન જોઈએ.

હંમેશાં ચારિત્ર્યશાળી માણસનાજ સંસર્ગમાં રહેવું, અને એ મહાપુરુષોને દૃષ્ટિ સમીપ રાખી, તેમના જીવનને અનુસરવું. વળી આપણે મન, વાણી ને કર્મની એકતા રાખવી જોઈએ. જો આપણે જેવું વિચારીએ તેવુંજ બોલીએ, અને જેવું બોલીએ તેજ પ્રમાણે આચરણ કરીએ; તો મનુષ્ય તરીકેની આપણી લાયકાત વધે છે. વળી આપણી જિંદગી ટુંકી છે, અને કર્ત્તવ્યો ઘણાં છે, માટે વખતને નકામો જવા દેવો નહિ. હમેશાં ફુરસદનો વખત સારાં પુસ્તકોના વાચનમાં ગાળવો.

કર્ત્તવ્ય નહિ સમજનાર યુવાનનું જીવન પશુતુલ્ય છે. જે યુવાનને પોતાનું જીવન નિભાવવા બીજાનો આધાર લેવો પડે છે, તે પશુ પક્ષીના કરતાં પણ અધમ છે; જે યુવાન સ્વાશ્રયી જીવન ગાળી પોતાને પ્રાપ્ત થએલી શક્તિઓ પરાર્થે વાપરે છે, તેજ ખરો યુવાન છે, અને તેનું જીવ્યું સાર્થક છે.



## ગૃહજીવનનાં ઘડતર.

૧. બ્રહ્મચર્ય.

૨. સાચી કુલીનતા.

૩. ગૃહસ્થાશ્રમ.

૪. લગ્નનો આદર્શ.

૫. બાળલગ્ન.

૬. પુનર્લગ્ન.

૭. કન્યાવિક્રય.

૮. આપણાં હાલનાં લગ્નો.

૯. રોવા કુટવાની ઘેલાઇ.

૧૦. જીવનનો આદર્શ.

૧૧. આંતરજાતીય લગ્ન.

## ૨૬. બ્રહ્મચર્ય.*

**૧. બ્રહ્મચર્ય એટલે બ્રહ્મપ્રાપ્તિને માટે આચરવા યોગ્ય વ્રત—**
**૧. વીર્યરક્ષણ, ૨. વિદ્યાધ્યયન, ૩. ઇશ્વરચિંતન.**
**૨. વીર્યની ઉત્પત્તિ શી રીતે ? તેનો પ્રભાવ શો ?**
**૩. વીર્યરક્ષણની જરૂરિઆત શી ? વીર્યરક્ષણ કેવી રીતે થઇ શકે?**
**૪. બ્રહ્મચારી કોને કહેવાય ? હેમચંદ્રસૂરિ શું કહે છે ? ભીષ્મ પિતામહ શું કહે છે ?**
**૫. બ્રહ્મચર્યવ્રતથી જીવનમાં શા લાભ છે—સારાંશ.**

બ્રહ્મચર્ય એટલે બ્રહ્મપ્રાપ્તિને માટે આચરવા યોગ્ય વ્રત. એ વ્રતમાં વીર્યરક્ષણ, વિદ્યાધ્યયન, ને ઈશ્વર ચિન્તન, એ ત્રણનો સમાવેશ થાય છે. વીર્યરક્ષણ ઉપર સર્વ શારીરિક બળનો આધાર રહેલો છે. શુશ્રુત ગ્રંથમાં લખવા પ્રમાણે ખોરાક પચીને રસ થાય છે. એ રસમાંથી લોહી, લોહીમાંથી માંસ, માંસમાંથી મેદ, મેદમાંથી હાડકાં, હાડકાંમાંથી મજ્જા, ને મજ્જામાંથી વીર્યની ઉત્પત્તિ છે. આ સાતમી ધાતુ વીર્ય મનુષ્યજીવનની સર્વ આશાઓને સફળ કરનારી છે. વીર્યમાંથી ઓજસ પ્રગટ થાય છે. આ ઓજસ એ જીવનતત્ત્વ છે. બ્રહ્મચર્યવ્રતનું અખંડ પાલન કરનારના શરીર ઉપર એ માલમ પડે છે અને એના વદન ઉપર તેજનો અંબાર છૂટે છે. એ ઓજસ સૌન્દર્યને વધારનાર છે. તેના વડે માણસ પ્રભાવશાલી લાગે છે. કવિઓ તેને ચંદ્રમા જોડે સરખાવે છે.

મનની તમામ જાતની શક્તિઓનો આધાર શરીર ઉપર રહેલો છે, અને શરીરની તમામ જાતની શક્તિઓનો આધાર વીર્યરક્ષણ ઉપર રહેલો છે. વીર્યરક્ષણ વિના જિંદગીની પ્રવૃત્તિઓ શિથિલ થાય છે. વીર્યરક્ષણને અભાવેજ દુનિઆમાં ઘણાખરા રોગો ઉત્પન્ન થાય છે. કુમારવસ્થામાં બ્રહ્મચર્યવ્રતનું પાલન નહિ કરવાથીજ વૃદ્ધાવસ્થા જલદી આવે છે. સો શરદ્‌ઋતુ જીવવાનું ભાગ્ય બ્રહ્મચર્યવ્રત પાલન

* યુનિવર્સિટીમાં પુછાયેલો પ્રશ્ન.

કરનારજ મેળવે છે. વીર્ય એ શરીરનો રાજા છે. દુનીઆમાં ઉંચાં સુખો ભોગવવાની ઇચ્છાવાળાઓએ ગમે તે ભોગે વીર્યરક્ષણ કરવું જોઈએ.

હવે વીર્યરક્ષણ કેવી રીતે થઈ શકે, અને તેના નાશનાં કારણો કયાં છે, તેનો વિચાર કરીએ. પ્રત્યેક માણસમાં પચીસ વર્ષે વીર્ય પરિપકવ બને છે. હવે કુદરતનો નિયમ છે, કે કાચાં ફળમાં મીઠો રસ હોતો નથી, તેમ તે ફળનું બીજ પણ સત્ત્વ વિનાનું અને ઉત્પાદન શક્તિ વિનાનું હોય છે. આ બાબત મનુષ્યોને પણ લાગુ પડે છે. બાળવિવાહ એ તદ્દન અકુદરતી અને માનવજીવનને નષ્ટ કરનાર છે. વૃદ્ધવિવાહનું પણ તેમજ છે. વળી મોહને લીધે ક્ષણિક સુખની લાલસા અને કુટેવો પણ વીર્યનાશનાં કારણો છે, માટે તેનો સર્વથા ત્યાગ કરવો જોઈએ. વીર્યરક્ષણ કરવાની ઇચ્છાવાળાએ માદક પદાર્થોનું સેવન કદાપિ કરવું નહિ, હંમેશાં સાત્ત્વિક ખોરાક લેવો, અને નઠારી સોબત કરવી નહિ.

આ પ્રમાણે વીર્યરક્ષણ કરી જે મનુષ્ય વિદ્યા રૂપી શક્તિ મેળવવા પ્રયત્ન કરે છે, અને ઇશ્વરની આરાધનામાંજ જીવન વ્યતીત કરે છે તે બ્રહ્મચારી કહેવાય છે. બ્રહ્મચર્યનું પાલન કરવું એ કુદરતી છે. બ્રહ્મચર્યનો ભારે મહિમા છે. હેમચંદ્ર સૂરિ કહે છે કે "જે લોકો વિધિપૂર્વક બ્રહ્મચર્યવ્રતનું પાલન કરે છે, તે લાંબા આયુષ્યવાળા, સુંદર શરીરવાળા, દૃઢકર્તવ્યશાલી, તેજસ્વિતા પૂર્ણ અને મોટા પરાક્રમી હોય છે." વળી ધન્વન્તરિ પણ કહે છે. કે "જો મનુષ્યને શાંતિ, સુંદરતા, સ્મૃતિ, જ્ઞાન, સ્વાસ્થ્ય, અને ઉત્તમ સંતતિની ઇચ્છા હોય તો તેઓએ આ સંસારમાં સર્વોત્તમ ધર્મ જે બ્રહ્મચર્ય છે, તેનું પાલન કરવું."

આ ઉપરથી સમજાશે, કે બ્રહ્મચર્ય ઉપર મનુષ્યની શારીરિક, માનસિક ને આધ્યાત્મિક શક્તિઓનો આધાર રહેલો છે. જે દેશ બ્રહ્મચર્યવ્રતને અનુસરે છે, તે દેશ ઉચ્ચસ્થિતિ ભોગવે છે. કોઈપણ દેશ, પ્રજા, ધર્મ અગર સમાજનું અધઃપતન બ્રહ્મચર્યવ્રતના ભંગથીજ

થાય છે. શુદ્ધ બ્રહ્મચારી હંમેશાં સદાચારી હોય છે. તે મરણાન્તે પણ કર્ત્તવ્યપાલનથી વિમુખ થતો નથી. તે વ્રતપાલન કરતાં કષ્ટ વેઠે છે, માટે તપસ્વી છે; અને ચિત્તવૃત્તિઓને અંકુશમાં રાખવાની તેનામાં તાકાત છે, તેથી પરમ યોગી છે. યોગીઓ પણ બ્રહ્મચર્ય સિવાય યમ–નિયમને જાળવી શકતા નથી, આ પ્રમાણે જીવનમાં બ્રહ્મચર્યનો મહિમા ભારે છે.

પ્રાચીન ને અર્વાચીન સમયમાં જે જે મહાપુરુષો થઈ ગયા છે, તેમનાં આંતરજીવન તપાસીશું તો માલમ પડશે કે તેમણે બ્રહ્મચર્યથીજ અખૂટ શક્તિઓ મેળવેલી હતી, ભીષ્મપિતામહે અને હનુમાને બ્રહ્મચર્યને પ્રતાપે જે પરાક્રમો કરેલાં છે, તેને આર્યપ્રજા ભૂલી જઈ શકે તેમ નથી. ભીષ્મપિતામહ કહે છે કે "ત્રિલોકના રાજ્યનો ત્યાગ કરવો, સ્વર્ગનો અધિકાર છોડી દેવો, અને એથી પણ કોઈ ઉત્તમ ચીજ હોય, તેનો પણ પરિત્યાગ કરવો; પરંતુ બ્રહ્મચર્યવ્રત કદી પણ છોડવું નહિ. જો જમીન, પાણી, પવન, સૂર્ય, ચંદ્ર, અગ્નિ, આકાશ, વગેરે પોતાનો સ્વભાવ છોડી દે, જો ઈંદ્ર પોતાનો વૈભવ છોડી દે, યમરાજ પોતાનો ન્યાય છોડી દે, તો પણ હું બ્રહ્મચર્યવ્રતને છોડીશ નહિ."

બ્રહ્મચર્યવ્રત એ મનુષ્યજીવનમાં એક ઉત્તમોત્તમ વ્રત છે. તે વ્રતથી જીવનવિકાસના સર્વ માર્ગ ખુલ્લા થાય છે, અને દિવ્ય સુખો મેળવાય છે. આયુષ્યને વધારનાર, વૃદ્ધાવસ્થાને અટકાવનાર, સર્વ રોગોનો જડમૂળથી નાશ કરનાર, સૌન્દર્યની વૃદ્ધિ કરનાર, શરીર, મન અને આત્માનું રક્ષણ કરનાર, દેશનો ઉત્કર્ષ કરનાર, અને છેવટે પરમસુખ–મોક્ષ પ્રાપ્ત કરાવનાર, આ બ્રહ્મચર્યવ્રત છે. સંસારમાં જેટલાં સુખ છે તેટલાં આયુષ્યને આધીન છે, અને આયુષ્યને માટે હિતકર જે વસ્તુ છે તે વીર્યરક્ષણ છે. તેના પ્રભાવથીજ મનુષ્ય વિચારવાન બની પરમાત્માનું ઓળખાણ કરી શકે છે. તેમજ સર્વ પ્રકારનાં સુખ તેમજ વિદ્યા, બુદ્ધિ વગેરે ઉત્તમ શક્તિઓ પણ બ્રહ્મચર્યના પ્રતાપથીજ મેળવી શકે છે.

---

# ૨૭. સાચી કુલીનતા.

**૧. સાચી કુલીનતા કોને કહેવાય ?**

**૨. કુલીનતાનાં ખાસ લક્ષણો કયાં કયાં છે ?**

૧. સદાચરણ, અને તે આચરવા દેહકષ્ટ વેઠવાની શક્તિ,
૨. ઈંદ્રિયો ઉપર સંપૂર્ણ કાબુ, ૩. સત્યજ્ઞાન પ્રાપ્તિથી ઇશ્વરનું ઓળખાણ,
૪. સમૃદ્ધિ, ૫. યજ્ઞ-શુભકાર્યમાં પ્રવૃત્તિ,
૬. પુત્ર--પુત્રીઓના પુણ્યવિવાહ ૭. અને અન્નનું દાન.

**૩. કુલીનતાથી થતા ફાયદા.**

**૪. પ્રત્યેક દ્રવ્યવાન, વિદ્વાન, કે પ્રતિષ્ઠાવાન કુલીન ગણી શકાય ?**

**૫. ત્યારે સાચા કુલીન કોણ ?—સારાંશ.**

એક વિદ્વાન કહે છે કે "સિંહ વનમાં રહે છે, તેનો હંમેશનો ખોરાક મૃગો વગેરે પ્રાણીઓ છે; તે ભૂખે મરી જાય તોપણ ઘાસ ખાતો નથી; તેવીજ રીતે કુળવાન માણસ ગમે તેટલી આપત્તિઓ આવી પડવા છતાં અધમ કૃત્ય કરવા પ્રેરાતો નથી."

કુળ એટલે વંશ અગર પેઢી. ધર્મ ને નીતિ અનુસાર આચરણ કરવાની બાપદાદાથી ઉતરી આવેલી સંસ્કૃતિ તે કુલીનતા. ઉમદા સંસ્કારથી ઘડાએલી જીવનના ઉચ્ચ સદાચારયુક્ત રહેણીકરણી તે સંસ્કૃતિ. આ સંસ્કૃતિ આખા વંશની યા કુટુંબની હોય, તો પરંપરાથી ચાલી આવતી કુલીનતા કહેવાય.

જે માણસો મેળવવા યોગ્ય તમામ જાતની વિદ્યા મેળવી શક્તિસંપન્ન રહે; જગતના કલ્યાણ અર્થે પોતાની શક્તિઓનું બલિદાન આપવા હંમેશાં તત્પર રહે; આ જીવન સત્કર્મ કરવાને માટે છે, એમ અહોનિશ માને; અને તે પવિત્ર પ્રણાલી વારસામાં ઉતારે તે માણસોજ સાચા કુલીન ગણાય. આ પ્રકારનાં કુલીન કુટુંબોનેજ દુનીઆ ચહાય, તેમને માન આપે, અને તેમને માટે મરી ફીટે.

આવી કુલીનતા શી રીતે પ્રાપ્ત થાય? પ્રાચીન સાધુ પુરુષો ઊંચા કુળનાં સાત લક્ષણ કહી ગયા છેઃ (૧) સદાચરણ આચરવા માટે દેહકષ્ટ વેઠવાની શક્તિ, (૨) ઈન્દ્રિયો ઉપર સંપૂર્ણ કાબુ, (૩) સત્યજ્ઞાનપ્રાપ્તિથી ઈશ્વરનું ઓળખાણ, (૪) સમૃદ્ધિ, (૫) યજ્ઞકાર્યમાં પ્રવૃત્તિ, (૬) પુત્ર–પુત્રીઓનાં પુણ્યવિવાહ અને (૭) અન્નનું દાન.

કુલીનતામાં સદાચરણજ પ્રધાન છે. સદાચરણ રહિત હોય તે કુલહીન છે. સદાચરણ યુક્ત જીવન નિભાવતાં જે દુઃખો આવી પડે તે સહન કરવાની શક્તિ હોવી જોઈએ. દુઃખને સમયે સત્યમાર્ગ મૂકી ન દેવાય, તેટલા માટે સત્યજ્ઞાન અને ઈન્દ્રિયો ઉપર મન અને આત્માનો સંપૂર્ણ કાબુ હોવો જોઇએ. વળી દરેક ધર્મકાર્યમાં તેની પ્રવૃત્તિ હોવી જોઈએ. ન્યાયપુરઃસર દ્રવ્યોપાર્જન કરેલું હોવું જોઈએ. સંતાનોને ઉચ્ચ કેળવણી આપી સંસ્કારી બનાવવાં જોઈએ. તેમના વિવાહવિધિ બંનેને કલ્યાણકારક ને ધર્મપુરઃસર હોવા જોઈએ. તેમણે અતિથિ સત્કાર કરવા માટે હમેશાં તત્પર રહેવું જોઈએ. આ સર્વ કુલીનતાનાં લક્ષણ છે.

કુલીનતાથી થતા ફાયદાનો વિચાર કરીએ. જે પરકલ્યાણને અર્થે પોતાની શક્તિઓ વાપરે, અને તેમાં અસાધારણ વિજય મેળવે, તે મહાપુરુષ કહેવાય છે. મહાપુરુષો એ દેશનું અમૂલ્ય ધન છે. જે દેશમાં મહાપુરુષો વધારે તે દેશ ઉન્નત હોય છે. દેશની આબાદીનો આધાર મહાપુરુષો પર રહેલો છે. મહાપુરુષો કુલીનતાના સંસ્કારને લીધે બને; કારણકે કુળના સંસ્કારોજ આત્મભોગ આપતાં શિખવે છે. આ સુસંસ્કાર રૂપી બીજના વાવેતરથી ભવિષ્યમાં ઉજ્જવળ કાર્યો રૂપી વૃક્ષો ફાલે છે, અને પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય છે.

જ્યાં વિદ્યા, દ્રવ્ય, ને સુખ છે, ત્યાં હંમેશાં કુલીનતા હોય છે, એમ કદી માનવું નહિ. વિદ્યાનો દુરુપયોગ પણ થાય છે. રાવણ

વિદ્વાન હતો, પણ તેની વિદ્યા વંઠી ગઈ હતી; ચાણક્યની પાસે વિદ્યા હતી, પણ આખા નંદકુળનો નાશ કરવામાં તે વપરાઈ હતી. ઔરંગઝેબ વિદ્વાન હતો, પણ તેની વિદ્યા ધર્માંધપણામાં અને પાપનાં કામો કરવામાં વપરાઈ હતી; માટે દરેક વિદ્વાન કુલીન છે, એમ ન કહી શકાય. વળી દરેક ધનવાન પણ કુલીન છે, એમ ન ગણી શકાય. ભયંકર પાપાચરણથી પણ તે દ્રવ્યવાન બન્યો હોય. વળી જીવનમાં ઉમદા સુખો જોઈને પણ કુલીન છે એમ ધારી શકાય નહિ. એ સુખો દેખાવનાં પણ હોય, અંતરમાં ઘણો સડો પણ હોય. વળી કોઈની ખ્યાતિ–પ્રતિષ્ઠા જોઈને પણ તે કુલીન છે. એમ ન ધારી શકાય કારણકે તેઓ જાહેરખબરની માફક ખ્યાતિ ફેલાવીને આબરૂદાર ગણાવા ઇચ્છિનારા હોય, ને કુશળતાથી કામ કાઢી લેવા માગતા હોય, ટૂંકાણમાં, કુલીનતા દરેક માણસના સદાચરણમાં રહેલી છે, અને તે તેનાં કાર્યો ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે.

એક શ્લોકમાં કહેલું છે કે, "દુરાચારી માણસને શીંગડાની નિશાની હોતી નથી, કે જેથી તે તુરત ઓળખાઈ આવે. તેવીજ રીતે કુલીન માણસોના હાથમાં પદ્મની નિશાની હોતી નથી, કે જેથી તે તુરત ઓળખાઈ આવે; પણ જે પ્રમાણે તે વચન કાઢે છે, તે પ્રમાણે તેનાં જાત અને કુળ ઓળખાઈ આવે છે."

સદાચરણયુક્ત કુલીનતા ગરીબમાં ગરીબ મજુરોમાં પણ હોઈ શકે, ખેતરોમાં કામ કરતા ખેડુતોમાં પણ હોઈ શકે, શ્રીમંતોમાં પણ હોઈ શકે, અને રાજાઓમાં પણ હોઈ શકે. જેનામાં જે પ્રમાણમાં કુલીનતા હોય, તે પ્રમાણમાં તેનું જીવન ઉન્નત હોય. જેટલે અંશે જે દેશમાં કુલીતતા હોય છે, તેટલે અંશે તે દેશની પ્રજાનો અને સમાજનો ઉત્કર્ષ છે.

---

# ૨૮. ગૃહસ્થાશ્રમ.

**૧. જિંદગીના ચાર આશ્રમ; તેમાં ગૃહસ્થાશ્રમની ઉચ્ચતા.**
**૨. ગૃહસ્થાશ્રમની સફળતા ઉપરજ જીવનની સફળતા.**
**૩. ગૃહસ્થાશ્રમમાં સ્ત્રીનો દરજ્જો.**
**૪. સ્ત્રીપુરુષમાં ગુણ, સ્વભાવ, ને કર્મનાં ઐકયની કિંમત.**
**૫. માતા, પિતા, ને વડિલો પ્રત્યે ફરજ.**
**૬. સ્વદેશ અને દેશ બાંધવો પ્રત્યે ફરજ.**
**૭. પોતાનાં સંતાનો પ્રત્યે ફરજ—સારાંશ.**

પ્રાચીન ઋષિ મુનિઓએ જિંદગીના ચાર આશ્રમ બતાવેલા છે. બ્રહ્મચર્યાશ્રમ; ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ, અને સંન્યાસાશ્રમ, બ્રહ્મ-પ્રાપ્તિને માટે આચરવા યોગ્ય વ્રત—વીર્યરક્ષણ, વિદ્યાધ્યયન, ને ઇશ્વિરચિંતન—નું આચરણ કરી જરૂરની શક્તિઓ પ્રાપ્ત કરવાની જે અવસ્થા તે બ્રહ્મચર્યાશ્રમ છે; આદર્શ ગૃહિણી સાથે ઘરમાંડીને, વ્યવહારનાં કરવા યોગ્ય કાર્ય કરી, ધર્મ ને નીતિવડે સદાચરણથી, પોતાનું ને બીજાનું કલ્યાણ કરી, સંસારનાં સુખ ભોગવવાની જે અવસ્થા તે ગૃહસ્થાશ્રમ છે; જ્યારે વ્યાવહારિક કાર્યો અને સંસારના પદાર્થો ઉપર વિરાગ ઉત્પન્ન થાય, અને શાશ્વત સુખ સિવાય બીજી બાબત ઉપર વૃત્તિ રહે નહિ; ત્યારે સંસારનો ત્યાગ કરી વનમાં એકાન્ત રહી તત્ત્વચિંતન કરે, એ અવસ્થાને વાનપ્રસ્થાશ્રમ કહે છે; અને સૃષ્ટિને પોતાનું કુટુંબ માની, ભૂતમાત્ર ઉપર એક સરખો પ્રેમભાવ અનુભવાતો હોય, એવી અવસ્થાને સંન્યાસાશ્રમ કહે છે. જ્ઞાનશક્તિને પ્રભાવે બ્રાહ્મણ ચારે આશ્રમનો અધિકારી બની શકે છે, ક્ષત્રિય ને વૈશ્ય પ્રથમ ત્રણ સાધી શકે છે, અને શુદ્ર માત્ર ગૃહસ્થાશ્રમીજ રહે છે.

ગૃહસ્થાશ્રમ ઉપર બધા આશ્રમોનો આધાર છે. ગૃહસ્થાશ્રમી બધાનું પોષણ કરે છે. આખું જગત ગૃહસ્થાશ્રમ ઉપર નભી રહ્યું છે. આખો સંસાર એ આશ્રમવડેજ વહન કરી રહ્યો છે. આ કારણથી બધા આશ્રમોમાં ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે. વળી ગૃહસ્થાશ્રમ એ નાનું

સરખું રાજ્ય છે. પ્રજાની સંસ્કૃતિ અને રાજ્યનાં બંધારણ તેમાંથી ઘડાય છે. કોઈ પણ દેશની આબાદી ગૃહસ્થાશ્રમના ઘડતરમાં છે. ગૃહસ્થાશ્રમની સુધારણામાં ભાવિપ્રજાનું ભવિષ્ય છે. આ આશ્રમમાંજ સંસ્કૃતિનાં બીજ નંખાય છે, પોષાય છે, અને ખીલે છે. આ ગૃહસ્થાશ્રમની સફળતાનો આધાર વિદ્યાભ્યાસથી પ્રાપ્ત કરેલી શક્તિ ઉપર રહે છે. બ્રહ્મચર્ય અવસ્થામાં મેળવેલી શક્તિઓનું પ્રાયોગિક જ્ઞાન તે ગૃહસ્થાશ્રમ છે. ગૃહસ્થાશ્રમની સફળતા તે જીવનની સફળતા છે.

ગૃહસ્થાશ્રમનો આધાર ગૃહિણી ઉપર છે, માટે પોતાને અનુકૂળ ગુણ, સ્વભાવ ને કર્મવાળી કન્યા સાથે વિવાહથી જોડાવું જોઈએ. રથ ખેડતાં સમાન કક્ષાનાં ને સરખી કોટિનાંજ ચક્રો હોય, અશ્વો પણ સરખા ગુણ સ્વભાવને કર્મના હોય, અને હાંકેડુ સાચે માર્ગેજ રથ હાંકતો હોય, તોજ ધારેલી જગ્યાએ રથ પહોંચી શકે; તેવીજ રીતે ગૃહસ્થાશ્રમ ખેડનાર પતિપત્નીના સંબંધમાં પણ સમજી લેવું. જો તેમની મુસાફરી સફળ બને, તોજ જીવનરથ ભવસાગર તરી, પરમ કલ્યાણપદ પ્રાપ્ત કરે. આદર્શલગ્નનો આજ અર્થ છે.

એક વિદ્વાન કહે છે, કે "માનસિક રસની એકતા વિના મનની એકતા થતી નથી, ને મનની એકતા વિના મિત્રતા સંભવતી નથી. આવી મિત્રતા ઉત્પન્ન થવી એજ લગ્નનો હેતુ છે." સુખ સગવડનાં સાધન જાણીને, અગર મોજશોખ કે વૈભવને માટે જે લગ્ન થાય છે, તેવાં સ્ત્રીપુરુષનો ગૃહસ્થાશ્રમ નિષ્ફળ છે; અને તેમના પશુવ્યવહારના સંસ્કારથી ઉછળતાં સંતાનો, કુળ, સમાજને દેશનાં ઘાતક નીવડે છે; માટે સમાન સંસ્કાર, ગુણ, સ્વભાવ ને કર્મની કન્યા પ્રાપ્ત થતી હોય, તોજ તેની સાથે લગ્નવિધિથી જોડાવું એ ઇચ્છિવાજોગ છે. વિરૂદ્ધ વૃત્તિનાં અને મોહને કારણે થએલાં લગ્ન કરતાં અવિવાહિત જીવન વધારે પસંદ કરવા યોગ્ય છે.

અનુકૂળ સ્ત્રીને પ્રાપ્ત કર્યા પછી પણ ગૃહસ્થે બીજાં કર્ત્તવ્ય કરવાનાં છેઃ વસ્ત્રાલંકારાદિ વડે સ્ત્રીને સંતોષવી જોઈએ. મનુ મહારાજ કહે છે, કે "જે ગૃહસ્થાશ્રમમાં સ્ત્રીઓનો સત્કાર થાય છે

ત્યાં દેવતાઓ રમણ કરે છે, અને જ્યાં સત્કાર થતો નથી ત્યાં શુદ્ધિને માટે કરાયલી સર્વ ક્રિયાઓ નિષ્ફળ જાય છે." જે ગૃહસ્થાશ્રમમાં સ્ત્રી વડે સ્વામી અને સ્વામી વડે સ્ત્રી પ્રસન્ન હોય છે, ત્યાં નિશ્ચય કલ્યાણુજ હોય છે. સ્ત્રીની પ્રસન્નતાથી આખું કુળ શોભે છે. માટે સ્ત્રીને હંમેશાં વસ્ત્ર, અલંકાર, ભોજન, આ દથી પ્રસન્ન રાખવી જોઈએ.

માતાપિતાની યથાયોગ્ય સેવા કરી તેમને સંતોષ આપવો, એ ગૃહસ્થાશ્રમની બીજી મોટી ફરજ છે. માતાપિતાના ઉપકારો અનહદ છે. તેમના તરફ હંમેશાં પૂજ્યભાવથી રહેવું જોઇએ, અને તેમની આજ્ઞા ઉઠાવવી જોઈએ, માતાપિતાની અવગણના કરનાર પાપી છે. એ પાપનું ફળ પોતાનાં સંતાનો તરફથી સંસ્કારના બળે તેમને પોતાને પણ મળ્યા વિના રહેતું નથી.

ગૃહસ્થાશ્રમીઓની એક મહત્ત્વની ફરજ પોતાના દેશ અને દેશબાંધવો પ્રત્યે છે. ગૃહસ્થાશ્રમ ઉપર બીજા આશ્રમોનો આધાર છે. ગૃહસ્થાશ્રમીઓજ બાકીના ત્રણ આશ્રમવાળાનું પોષણ કરે છે. આ કારણને લઈ દરેક ગૃહસ્થાશ્રમીએ ક્ષુધાતુરને અન્ન, તૃષાતુરને જળ, અને વિદ્યાતુરને વિદ્યા આપી--અપાવરાવી પોતાના દેશ બાંધવોની યથાશક્તિ સેવા કરવી જોઈએ, તેમજ પોતાના દેશનું ગૌરવ વધે અને પ્રતિષ્ઠા જળવાય એવાં કામો તેણે કરવાં જોઈએ, અને દરેક સામાજિક કલ્યાણના કાર્યમાં તત્પર રહેવું જોઈએ.

ગૃહસ્થાશ્રમીની એક અગત્યની ફરજ પોતાનાં સંતાનો પ્રત્યે છે. હાલનાં બાળકો એ ભવિષ્યની પ્રજા છે. હાલનાં નાનાં બાળકોમાં મુકાએલી સંસ્કૃતિ એ પ્રજાની સંસ્કૃતિ બનવાની છે, તેથી પ્રત્યેક ગૃહસ્થાશ્રમીની ફરજ છે કે પોતાનાં બાળકોને ઉંચી કેળવણી આપવાની અને સંસ્કારી બનાવવાની એક પળ પણ વૃથા ગુમાવવી જોઈએ નહિ. વધુ સંતાનોના મોહમાં ન પડતાં, એક બે સંતાનોને પણ આદર્શ વ્યક્તિઓ બનાવી પ્રજાને અર્પણ કરે તો તેનો ગૃહસ્થાશ્રમ સફળ છે.

---

## ૨૯. લગ્નનો આદર્શ. *

**૧. જગતની રચના: ઉત્પન્ન કરનાર બળ, અને પોષણ કરનાર બળ.**

**૨. સ્ત્રીપુરુષનું લગ્ન એ શું કુદરતી બંધારણ છે?**
**વિકાસક્રમ શો છે?**

अ. પુરુષ બુદ્ધિપ્રધાન; બળ, પરાક્રમ, સાહસ આદિ ગુણો.

ब. સ્ત્રી હૃદયપ્રધાન; પ્રેમ, નરમાશ વગેરે ગુણો.

**૩. પરસ્પર રહેલી અપૂર્ણતા પૂર્ણ કરવા લગ્નની જરૂરિઆત.**

अ. લગ્ન એટલે સ્ત્રીપુરુષની ગાઢ મૈત્રી.

ब. આંધળા લંગડાનું દૃષ્ટાંત શું કહે છે?

**૪. ગૃહસ્થાશ્રમની સફળતાનો આધાર શાના ઉપર છે?**

**૫. સારાંશ.**

સૃષ્ટિની રચના તપાસો. તેમાં અનેક જીવજંતુઓ, પશુપક્ષીઓ, પ્રાણપદાર્થો દૃષ્ટિગોચર થાય છે. એ તમામ પદાર્થો પ્રથમ ઉત્પન્ન થયા હશે; અમુક કાળથી પોષણ મળતું આવ્યું હશે, તેથી અત્યારે અસ્તિત્વમાં છે. જગતના દરેક પદાર્થને ઉત્પન્ન કરનાર કોઈ શક્તિ છે, અને તેને પોષણ કરનાર પણ કોઈ શક્તિ છે. એ બંને શક્તિના સહચારથી આ જગત નભી રહ્યું છે. ઉત્પન્ન કરનાર અને પોષણ કરનાર એ બંને શક્તિઓ સાથે કામ કરે, તોજ પ્રત્યેક પદાર્થનું જગતમાં અસ્તિત્વ હોઈ શકે: એક જાતની શક્તિથી કાંઈ બને નહિ. પરિસ્થિતિની અનુકૂળતા સિવાય એકલા બીજથી વૃક્ષ થાય નહિ, તેમ પરિસ્થિતિની ગમે તેટલી અનુકૂળતા હોય તો પણ બીજ સિવાય વૃક્ષ નીપજે નહિ. અર્થાત્ બીજ પણ જોઈએ અને તેને ઘટતું પોષણ પણ જોઇએ. આ પ્રમાણે ઉત્પન્ન કરનાર અને પોષણ કરનારના બળ ઉપર જગતની રચના ટકી રહેલી છે.

પ્રાણિમાત્રમાં મનુષ્ય શ્રેષ્ઠ છે. તેમાં સ્ત્રીપુરુષની જાતિ નિર્માણ થએલી છે. પુરુષ ઉત્પન્ન કરનાર છે, અને સ્ત્રી પોષણ કરનાર

* યુનિવર્સિટીમાં પુછાયેલો પ્રશ્ન.

છે. ઉત્પન્ન કરનારને જે બળ, પરાક્રમ આદિ ગુણો જોઇએ, તે ગુણો મોટે ભાગે કુદરતે પુરુષમાં નિર્માણ કર્યા છે; અને પોષણ કરનારમાં જે નરમાશ, પ્રેમ આદિ ગુણો જોઈએ, તે ગુણો સામાન્યતઃ સ્ત્રીમાં નિર્માણ કર્યા છે. તીવ્ર બુદ્ધિમાંથી બળ, પરાક્રમ આદિ ગુણો જન્મ પામે છે, અને નરમાશ, પ્રેમ આદિ ગુણો હૃદયમાંથી જન્મ પામે છે. આ રીતે બુદ્ધિના ગુણો પુરુષમાં હોય છે, અને હૃદયના ગુણો સ્ત્રીઓમાં હોય છે. આ સામાન્ય નિયમ છે, અને એજ કુદરતી બંધારણ છે. તેમાં અપવાદ પણ હોય છે, અને તેમના વિકાસનો ક્રમ પણ એ રીતે યોજાએલો છે.

આ પ્રમાણે સ્ત્રીપુરુષના ગુણોમાં ભેદ છે. આ ભેદ છે, તેથીજ અમુક શક્તિઓની દરેકમાં ઉણપ રહે છે. પુરુષો જે બુદ્ધિબળનાં કામો કરી લક્ષ્મી, સત્તા, આબરૂ, વગેરે ઉપાર્જન કરી શકે, તે સામાન્ય રીતે સ્ત્રીઓ ન કરી શકે; અને સ્ત્રીઓ જે હૃદયના પ્રેમ વડે તેને જાળવી, સાચવી, કેળવી, ઉછેરી, સૌને કલ્યાણકારક બનાવી શકે, તે મોટે ભાગે પુરુષો ન કરી શકે. આ કારણથી સ્ત્રી પુરુષને એક બીજા સાથે ગાઢ મિત્રતાથી જોડાવાની અપેક્ષા રહે છે. આ અપેક્ષા કુદરતી છે. પ્રત્યેક સ્ત્રીપુરુષને જીવનની મુસાફરી કરવાની છે, અને તેમના જીવનની સફળતા તેમના આત્મકલ્યાણમાં છે; પરંતુ આ સર્વ એકલે હાથે થતું નથી. જો અનુકૂળ સ્વભાવનાં સ્ત્રીપુરુષ વચ્ચે મિત્રતા બંધાય, તોજ જીવનનું કલ્યાણ સાધવામાં સફળતા મળે. નીચેનું દષ્ટાંત આ વસ્તુ સમજવામાં ઠીક થઈ પડશે.

આંધળા લંગડાની ભાઇબંધીની વાત સૌને જાણીતી છે. આંધળો દરરોજ ખુણે પેસીને રડયા કરે, ને કહે, હે ભલા ભગવાન! મારામાં સર્વ શારીરિક અને માનસિક શક્તિઓ છે; ફક્ત એક આંખની શક્તિ નથી, તેથી હું જગતને નિહાળી શકતો નથી. આંખ નહિ હોવાથી હું શી રીતે મારા શરીરનું પાલન પોષણ કરી શકું? મહદ્ કાર્યો કરવાની ઘણીએ ઇચ્છા થાય છે, પણ શું કરૂં? મારા જીવનમાં નથી

સાધી શકાવાનું દેહનું કલ્યાણ, કે આત્માનું કલ્યાણ! નથી મળવાનું ક્ષણિક સુખ કે શાશ્વત સુખ! રખડીરઝળી ઝૂરી ઝૂરી આખરે મારે મરવાનું! મનુષ્યદેહ તો મળ્યો, પણ તે નિરર્થક ગયો! હે ભગવાન! જો તેં આંખો આપી હોત, તો જગત જોવાનું મળત, સાંસારિક સુખો ભોગવત, આપ્તજનોનાં હૃદયને ઠારત, જગતજનોને હળત મળત, ને આત્મભાવ અનુભવત. આ રીતે કંઈ જીવ્યાનું સાર્થક થાત.

એક લંગડો પણ અપંગ હોવાને લીધે આ પ્રમાણેજ દુઃખી થયા કરે. બંનેને જીવનના માર્ગ ગુંચવણ ભરેલા લાગે, ને દુઃખી થયા કરે. તેનો ઉકેલ કોઇ ન કરે.

એક વખતે એક સાધુ લંગડા પાસે જઈ ચઢયો, ને અપંગને કહ્યું, હે અપંગ! તારામાં જે અપૂર્ણતા છે, તે હું પૂર્ણ કરી આપું. આ મનુષ્યજીવનને સફળ અને સુંદર બનાવવાની તારી ઇચ્છા છે? અપંગે આનંદમાં આવી જઈ કહ્યું, હા, મહારાજ. તુરત એ સાધુપુરુષ અપંગને ઉંચકીને પેલા આંધળા પાસે લઈ ગયો. આંધળાને પૂછ્યું, હે ભાઈ, તારામાં રહેલી અપૂર્ણતા દૂર કરવાનું સાધન તારે જોઈએ છે? તારા જીવનનું કલ્યાણ તારે સાધવું છે? આંધળાએ ખૂશ થઈને કહ્યું, હા મહારાજ. ત્યારે તમે બંને ભાઇબંધી કરો. જો જો, આપત્તિમાં દૂર થશો નહિ; પ્રેમપૂર્વક ચાહજો ને સહેજો. જીવનનાં કર્ત્તવ્ય બજાવવામાં આળસ કરશો નહિ. ક્ષણિક મોહમાં પડી જિંદગી બરબાદ કરશો નહિ. જો તમે બંને જીવનમાં એકભાવ અનુભવશો, તોજ સુખી થશો. એ પ્રમાણે ઉપદેશનાં વચનો કહી સાધુપુરુષ ચાલ્યો ગયો.

હવે આંધળો લંગડો સંસારની મુસાફરી કરે છે. આંધળાને ખભે લંગડો બેસે છે. આંધળાને ઊંચકવામાં હીણપત નથી, ને લંગડાને ઉપર બેસવામાં અભિમાન નથી. તેઓ જાણે એકજ શરીરના અવયવો હોય, તેમ એકભાવ અનુભવે છે. બંનેમાં આત્મભાવ જામી ગયો છે. તેઓ પોતાપણું વિસરી જઈ એકરૂપ બની ગયા છે. અને દૈવી આનંદ અનુભવતા થઈ ગયા છે.

આ દૃષ્ટાન્ત લગ્નનું ગૂઢ રહસ્ય સૂચવે છે. હૃદયના પ્રેમથીજ જગતને જોઇ શકાય છે. પ્રેમથી જગત જોવા માટેની આંખો પુરુષને નથી, માટે તે આંધળો છે. સંસારના હાથપગ પુરુષો છે. તે હાથપગ વિના સ્ત્રી અપંગ છે. માટે જીવનની મુસાફરી સરળ બનાવવા બંનેનું જોડાણ આવશ્યક છે. આ જોડાણ વજ્રલેપનું હોય, તોજ કલ્યાણકારક નીવડે ને તેઓ સંસારની ફરજો બજાવી શકે.

આ આંધળા લંગડાની જેમ સ્ત્રીપુરુષની મૈત્રી તે લગ્ન કહેવાય છે. જીવનનું વહેણ એક માર્ગમાં રસવાળું હોય, ત્યારે દીલની એકતા થાય; અને દીલ એકરૂપ બને ત્યારે મૈત્રી બંધાય. જીવનમાં એવી મૈત્રી થવી એ લગ્નનો હેતુ છે.

લગ્ન થાય એટલે સ્ત્રીપુરુષ પતિપત્ની થાય. અને ગૃહસ્થાશ્રમી બને. ગૃહસ્થાશ્રમ એ નાનું જગત છે. જે નિયમે જગતની રચના સુંદર બની શકે છે, તેજ નિયમે સ્ત્રી પુરુષના સહચારથી ગૃહસ્થાશ્રમ પણ સુંદર બની શકે. પરંતુ પુરુષ સ્ત્રીના ગુણ ધારણ કરે, અથવા સ્ત્રી પુરુષના ગુણ ધારણ કરે, તો ગૃહસ્થાશ્રમની નિષ્ફળતા છે. ઉપરના દૃષ્ટાન્તમાં આંધળો લંગડાની ફરજ બજાવવા જાય, અગર લંગડો આંધળાની ફરજ બજાવવા ઇચ્છે, તો તેમનું નાવડું કેવી રીતે હંકારાય! સ્ત્રીપુરુષના ગુણોનો વિપર્યય એ અકુદરતી છે, અને ગૃહસ્થાશ્રમના તમામ જાતના કંકાશની ઉત્પત્તિ કરનાર છે. પત્ની પતિરૂપ થવા જાય, કે પતિ પત્નીરૂપ બનવા જાય, તો એ પતિપત્નીનો ગૃહસ્થાશ્રમ કેમ સફળ થાય? પતિ તે પતિજ રહે, અને પત્ની તે પત્નીજ બને; છતાં બંનેના સ્વાર્થ એક થાય, ભેદભાવ નીકળી જાય, અને વજ્રલેપની મૈત્રી જામે, તોજ આદર્શ ગૃહસંસાર નીવડે.



# ૩૦. બાળલગ્ન.

**૧. બાળલગ્નનો રિવાજ શાથી? તે અટકાવવાની જરૂર શી?**
**૨. પરણનારની લાયકાત ન વિચારાય તો શું થાય?**
**પરણનારમાં ઓછામાં ઓછી કેટલી યોગ્યતા હોવી જોઇએ?**
**૪. બાળલગ્નની તરફેણમાં થતી કેટલીક દલીલો અને તેનું ખંડન.**
**૫. બાળલગ્નથી થતાં નુકસાન. – સારાંશ.**

આપણા હિંદુસ્તાન દેશમાં નાની ઉંમરનાં બાળકોને પરણાવી મારવાનો રિવાજ ઘણા લાંબા વખતથી ચાલ્યો આવે છે. નાની ઉંમરમાં લગ્ન થવાંજ જોઈએ એવી ભાવના અજ્ઞાન લોકોમાં દઢ થઈ ગઈ છે. આથી સને ૧૯૩૦ માં વડી ધારાસભામાં શારદા એકટ પસાર કરી બાળલગ્નો અટકાવવા અંકુશ મુકાયો છે. છતાં પણ એ પ્રથા બીલકુલ નાબુદ થઈ નથી. ગૃહસ્થાશ્રમ શું છે, તે ન સમજી શકે એવી કાચી વયનાં નિર્દોષ બાળકને પરણાવી મારવામાં આવે, તો તેથી એ નિર્દોષ બાળકોના જીવન ઉપર કેવી કાતિલ છરી ફેરવાય છે, અને દેશની કેવી દુર્દશા થતી જાય છે, એ તેમના ધ્યાનમાં આવતું નથી.

ગૃહસ્થાશ્રમ એ નાનું સરખું રાજ્ય છે. રાજ્ય ચલાવવાને જેટલા ગુણ અને શક્તિ જોઈએ, તેટલાજ ગુણ અને શક્તિ ગૃહરાજ્ય નિભાવવામાં જોઈએ. ગૃહરાજ્યમાં પુરુષ એ રાજા છે, અને સ્ત્રી એ પ્રધાન છે. રાજા પ્રધાનમાં જેવી લાયકાત હોવી જોઈએ, તેવીજ લાયકાત પરણનારમાં પણ હોવી જોઈએ. હવે તે લાયકાત કેટલી ઉંમરે આવે, તેનો વિચાર સૌ કોઈ કરી શકે છે. કોઈ કારખાનામાં ઉંમર, લાયકાત વગેરે વિચાર્યા વિના, ગમે તે માણસને ગમે તે કામ સોંપવામાં આવે, તો તે કારખાનાની શી દશા થાય? એ પ્રમાણેજ ગૃહસ્થાશ્રમના કારભારનું સમજવું.

વરકન્યાના લગનના વ્યવહારમાં ફક્ત લેવડદેવડની ચીજો સિવાય બીજો જરાપણ વિચાર કોઈને આવતો નથી. નાની ઉંમરનાં બાળકોને ગૃહસ્થાશ્રમની જોખમદારી સોંપતા પહેલાં તેમની લાયકાતનો આપણે

વિચાર સરખો પણ કરતા નથી. ગૃહસ્થાશ્રમ ચલાવવાની ને નિભાવવાની લાયકાત હંમેશાં મોટી ઉંમરેજ આવે, તે પણ આપણે સમજતા નથી.

ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવા માટે, લગ્ન કરવાની ઇચ્છા રાખનાર વરકન્યાને નીચેના પ્રશ્નો પૂછવા જોઈએ:

(૧) તમે યુવાવસ્થા પ્રાપ્ત કરી છે ?

(૨) સ્વાશ્રયી બનીને તમારો ને તમારા કુટુંબનો નિભાવ કરી શકો એટલું દ્રવ્ય ઉત્પાદન કરવાની તમે શક્તિ મેળવી છે ?

(૩) સંસારસાગરની મુસાફરી કરવામાં અને આત્મકલ્યાણ સાધવામાં ઉપયોગી થઈ પડે એવી તમામ જાતની વિદ્યાઓ તમે મેળવી છે ?

(૪) માતાપિતા ને ગુરુ પ્રત્યેનાં કર્તવ્યો અદા કરવા માટે જોઈતા ગુણ, સ્વભાવ ને કર્મ ધારણ કરી શકો એટલી લાયકાત તમોએ પ્રાપ્ત કરી છે ?

(૫) જીવનભર પરસ્પર વફાદાર રહેવાનો તમોએ દૃઢ સંકલ્પ કર્યો છે ? અગર ગૃહસંસાર સફળ બનાવવાની યોગ્યતા તમોએ મેળવી છે ?

આ પ્રશ્નોના ઉત્તર શુદ્ધ દીલથી ખાત્રીપૂર્વક આપી શકે, તો જાણવું કે તેઓની ઉંમર પાકી છે, અને તેઓ ગૃહસ્થાશ્રમી બનવાની લાયકાતવાળાં છે. અમુક ઉંમર થવાથીજ એ લાયકાત આવે છે, એવું હંમેશાં બનતું નથી. તેમજ લાયકાતનું માપ મૂછ ફૂટે, કે રજોદર્શન થાય, તેથી નીકળતું નથી; પણ ગૃહસ્થાશ્રમની ફરજો બજાવવાની શક્તિ આવે તે ઉપર લગ્નની લાયકાતનો આધાર રહે છે.

સારો શિક્ષક પોતાના વિદ્યાર્થીઓને બધી જાતની તાલીમ આપે, કાળજી રાખી ધોરણસર કેળવણી આપી બાહોશ બનાવે, છતાં લાયક હોય તેનેજ ઉપરના વર્ગમાં જવાની તક આપે. તે નાલાયકને ઉપર ચઢાવી સંસ્થાને ધોકો પહોંચાડે નહિ. તેવી રીતે સારો રાજા પોતાની પ્રજાને બધી જાતની તાલીમ આપી કેળવે, બાહોશ બનાવે, ને પ્રજાનો ઉછેર સુધારી બહાદુર પ્રજા તૈયાર કરે. એમ કરવામાં જે લાયક હોય, સંતાનોને ઉછેરી લાયક પ્રજાજન બનાવી શકે એવી તાકાદવાળાં હોય તેમનેજ લગ્ન કરવાની મંજુરી આપે. નામરદ, નિર્બળ, રોગી, અપંગ ઇત્યાદિને ગૃહસ્થાશ્રમી બનવા દઈ દેશની આબરૂને નુકસાન

ન પહોંચાડે, તોજ પ્રજાનો ઉછેર સુધરે. દેશનો ઉત્કર્ષ કરનારાઓએ લગ્ન ઉપર અંકુશ મૂકવો જોઈએ, તેનું ધોરણ નક્કી કરવું જોઈએ, અને જે લાયક જણાય તેમનેજ લગ્ન કરવાની છૂટ આપવી જોઈએ. દરદીના કલ્યાણને માટે વાઢકુપ કરનાર ડૉકટરે ખોટી દયા ન બતાવવી જોઈએ, તેવી રીતે પ્રજાનો ઉદ્ધાર કરવા ઇચ્છનારે પણ ખોટો દયાભાવ બતાવવો જોઈએ નહિ.

કેટલાકનું માનવું એવું છે, કે મોટી ઉંમરે લગ્ન કરવાથી દુરાચાર વધે છે. આ પ્રમાણે કહેનાર મોટી ભૂલ કરે છે. દુરાચારી બનવાનાં કારણો અજ્ઞાનતા અને કુસંગ છે. મોટે ભાગે આપણું સામાજિક વાતાવરણ દિનપ્રતિદિન બગડતું જાય છે. નીચ સંસ્કારમાં ઉછરેલાં બાળકોનું વલણ દુરાચાર તરફ વળે છે, અને આજુબાજુની પરિસ્થિતિ તેનું પોષણ કરે છે. એ વાતાવરણમાં ફક્ત પલટો થવાની જરૂર છે. ખરાબ વાતાવરણ એ પ્રજાની નબળાઈ સૂચવે છે.

બાળલગ્નથી ઘણું નુકસાન થાય છે. નાની ઉંમરનાં લગ્નો થવાથી પ્રજાનું શારીરિક બંધારણ નબળું પડે છે અને પ્રજા અનેક રોગોનો ભાગ થઈ પડે છે. હંમેશાં નબળી પ્રજામાં વિષયવાસના વધારે જાગૃત રહે છે, અને તે એ રીતે શરીરની તમામ શક્તિઓ ગુમાવી બેસે છે. વળી શરીરની મન ઉપર પણ અસર થાય છે. બાળપણમાં વિવાહિત બનેલાં સ્ત્રીપુરુષોનાં મન સ્થિર ન રહે. તેઓ દઢ નિશ્ચયથી કાર્યો કરવાની તાકાદ ગુમાવી બેસે, તેમનામાં બીકણ-પણું આવે, ને એવી પ્રજા નામરદમાં ખપે. જેનું શરીર ને મન નબળું હોય તે પ્રજા ધાર્યાં કાર્યો કરી ન શકે. તેમના નસીબમાં ગરિબાઈ નિર્માણ થએલીજ રહે. કમાણી કરવામાં, વિદ્યા ઉપાર્જન કરવામાં, અને બહાદુરીનાં કામો કરવામાં ઉપર પ્રમાણેની સ્થિતિ અંતરાયરૂપ થઈ પડે.

ટુંકાણમાં, બાળલગ્નથી ગૃહસ્થાશ્રમ નિભાવવાની તાકાદ રહેતી નથી, અને નિરાધાર સ્થિતિ થઈ પડે છે. આખરે આખું કુટુંબ કુસંગી બની ઉદ્ધત થઈ જાય છે. કેટલાંક કુટુંબો છાકટાં બની જાય છે, અને તેમનાં જીવન બરબાદ થાય છે.

# ૩૧. પુનર્લગ્ન.

**૧. પુનર્લગ્ન કોને કહેવાય ? તેની સમાજમાં ગણના કેવી ?**
**૨. સમાજમાં કયાં પરણેતર યુક્ત અને કયાં અયુક્ત ગણાય છે ? તે તમને લાગે છે ?**
**૩. કયાં પુનર્લગ્ન યોગ્ય અને કયાં અયોગ્ય ગણાય ?**
**૪. સ્નેહલગ્નની વિધવા શુ કરે તો યોગ્ય ગણાય ?**
**૫. આત્મલગ્નમાં કેવી સ્થિતિ હોય ? સતી સ્ત્રીઓ સતી શાથી થતી હશે ?**
**૬. પરાશર મુનિએ વિધવા માટે કયા માર્ગ બતાવ્યા છે ?**
**૭. સારાંશ.**

પુનર્લગ્ન એટલે ફરીથી લગ્ન કરવું તે. પતિના મરણથી અગર બીજા કોઈ કારણથી સ્ત્રી ફરીથી લગ્ન કરે તે પુનર્લગ્ન કહેવાય; અને વિવાહિત પુરુષ સ્ત્રીના મરણને લીધે અગર બીજા કોઈ કારણથી ફરીથી લગ્ન કરે તે પણ પુનર્લગ્ન કહેવાય; પરંતુ 'પુનર્લગ્ન' શબ્દ સ્ત્રીઓના બીજીવારના લગ્નના સંબંધમાંજ રૂઢ થઈ ગયો છે. સ્ત્રી પુનર્લગ્ન કરે, તે નાતરા તરીકે ઓળખાય છે, અને અધમ મનાય છે; પરંતુ પુરુષ ફરીથી લગ્ન કરે તે અધમ મનાતું નથી. વાસ્તવિક રીતે ફરીથી લગ્ન કરવાના રીત સામાન્ય કોટિનાં મનુષ્યો માટે છે, અને જગતનો વ્યવહાર નિભાવવા પુરતીજ છે.

જેની સ્ત્રી મરી ગઈ હોય તે પુરુષ વિધુર કહેવાય છે; અને જે સ્ત્રીનો પતિ ગુજરી ગયો હોત તે સ્ત્રી વિધવા કહેવાય છે. જો ફરીથી લગ્ન કરવાની ઈચ્છા થાય, અને લગ્ન કર્યાં સિવાય જીવન નિભાવી શકાય તેમ નજ હોય, તો વિધુરે વિધવાની સાથે લગ્ન કરવું એ ન્યાયપુરઃસર છે. કારણકે એવાં લગ્નમાં બંને સમાનકોટિનાં હોવાથી તેમની ભાવના એકજ રહે. વિધવા સ્ત્રી કુંવારાને પરણે અને કુમારિકા વિધુરને પરણે એ પરણેતર અયુક્ત અને નહિ ઈચ્છવા જોગ છે. વળી પત્ની હયાત હોય, છતાં તેની મરજીથી કે મરજી વિરુદ્ધ પુરુષે બીજું

લગ્ન કરવું, અગર પતિ હયાત હોય, છતાં તેની મરજીથી અગર મરજી વિરુદ્ધ સ્ત્રીએ બીજું લગ્ન કરવું, એ બાબત તો જરાએ શોભા ભરેલી નથી. એવા સંજોગોમાં લગ્ન કરનાર સ્ત્રીપુરુષો અધમ કોટિનાં છે.

લગ્ન એટલે જોડાવું તે. શારીરિક સંબંધથીજ ફક્ત જોડાણ થયું હોય, એવું માત્ર રૂઢિથી મનાતું–મનના ઐક્ય વિનાનું–લગ્ન તે દેહલગ્ન કહેવાય. મરજી વિરુદ્ધ, અણસમજણમાં, બળાત્કારથી કે દબાણથી આવાં લગ્ન થએલાં હોય છે. આપણા સમાજનાં ઘણાં લગ્ન આ કોટિમાં આવી જાય છે. કેટલીક વખત લગ્ન થઈ ગયા પછી તેમાં રહેલી છેતરપંડી કે દગો જણાઈ આવે છે. આવા પ્રકારનાં લગ્ન તે લગ્ન નથી. એવા લગ્નમાં જોડું ખંડિત થાય, તો પુનર્લગ્ન કરવું. જેઓ ગૃહસ્થાશ્રમી ન બન્યાં હોય, એવાં સ્ત્રી–પુરુષોએ પુનર્લગ્ન કરવું, એ કલ્યાણકારક માર્ગ છે. પરંતુ લગ્નની ઉચ્ચ ભાવના ઝીલી શકે, અને માનસિક જોડાણ સાધી શકાતું હોય, તોજ પ્રશંસાપાત્ર છે. ચોરીચુપકીથી ગુપ્તપણે પુનર્લગ્ન કરવાની પ્રથા પાપમય છે. પુનર્લગ્ન કરવામાં જેનો હેતુ ફક્ત વિષયવાસના પોષવાનોજ હોય છે, તેઓ એ પ્રમાણે કરે છે. લગ્નની પેઠે પુનર્લગ્નની તમામ ક્રિયા વિધિસર થવી જોઈએ. તેમજ સૌ કોઈના આશીર્વાદ તેમણે મેળવવા જોઈએ.

જેમનું માનસિક જોડાણ થયું હોય, દીલની એકતા થઈ હોય, ગાઢ મૈત્રી બંધાઈ હોય, તેમનાં લગ્ન તે સ્નેહલગ્ન કહેવાય છે. સ્નેહની સંપૂર્ણ દશામાં પુનર્લગ્નને સ્થાનજ નથી. સ્નેહલગ્નવાળાં સ્ત્રીપુરુષને પુનર્લગ્નનો વિચાર સરખો પણ પાપરૂપ લાગે છે. સ્નેહલગ્નથી જોડાએલો પુરુષ એક પત્નીવ્રત ધારણ કરે છે, અને સ્નેહલગ્નથી જોડાએલી સ્ત્રી એક પતિવ્રત ધારણ કરે છે. સ્નેહી જોડું ખંડિત થતાં તેમાંની એક વ્યક્તિ જીવન–ભર બ્રહ્મચર્ય પાળી, લોકસેવા દ્વારા પ્રભુસેવામાંજ વ્યતીત કરે છે. છતાં કેટલીક વખત એવું બનવા પામે છે, કે કુસંગને પરિણામે, અને પુરતી સમજણને અભાવે દુરાચારી બને છે; અને છુપાં પાપકર્મ થવા પામે છે. પરંતુ આ બાબતમાં સમાજનોજ

દોષ છે. પડતર જમીનમાં હંમેશાં કાંટાનાંજ ઝાડ ઊગે, આંબા ન પાકે; માટે સેવાભાવી જીવન ગાળનારાં એવાં સ્ત્રીપુરુષો માટે સેવાના માર્ગ, જ્ઞાન મેળવવાના માર્ગ, અને સુસંસ્કારી રહે એવી યોજનાઓ, અનેક સંસ્થાદ્વારા સમાજે તૈયાર કરી આપવી જોઈએ, કે જેથી સમાજનું અને તેઓનું કલ્યાણ થાય.

સ્નેહની અંતિમ દશામાં આત્મભાવ પ્રકટે છે. એવી સ્થિતિમાં શરીરનો અને મનનો સંબંધ પણ ભૂલી જવાય છે. એ ભૂમિકામાં આત્માનું જોડાણ થવાની સ્થિતિ હોય છે. આ આત્મલગ્ન કહેવાય છે. આત્મલગ્નથી જોડાઈ ગએલાં વિશુદ્ધ પ્રેમી દમ્પતીનાં જીવન એક બીજાને અભાવે ટકી શકેજ નહિ. જ્યારે દૈવી પ્રેમને છેલ્લે પગથીએ આત્મભાવ પ્રગટે, ત્યારે એક બીજાના અભાવે આત્માના બળે શારીરિક સંબંધ આપોઆપ છુટી જાય છે. એવી સ્થિતમાં પુરુષમાં કંઈક બુદ્ધિજન્ય ગુણો હોવાથી તે આત્મકલ્યાણને અર્થે જિંદગી ટકાવી શકે, પરંતુ સ્ત્રીમાં હૃદયજન્ય ગુણો હોવાથી જિંદગી ટકાવી રાખવી તેને અશક્યજ થઈ પડે છે. એવી ભૂમિકામાં સ્ત્રી પોતાના દેહનો સંબંધ છોડી દે, ત્યારે 'સતી થઈ' એમ ગણાય છે. આ માર્ગ દૈવી સંપતિવાળાંજ લઈ શકે. તેને સરકારના કાયદા પણ અટકાવી શકે નહિ. આ મુક્તિમાર્ગ છે.

વિધવાવસ્થા પ્રાપ્ત થતાં સ્ત્રીઓએ શું કરવું, તે વિષે પરાશર મુનિએ ત્રણ માર્ગ સૂચવ્યા છે: (૧) પુનર્લગ્ન કરવું, (૨) બ્રહ્મચર્ય પાળવું, અગર (૩) સહગમન કરવું અર્થાત્ 'સતી થવું'. પહેલા કરતાં બીજો અને બીજા કરતાં ત્રીજો માર્ગ ઉત્તમ છે.

---

## ૩૨. કન્યાવિક્રય.

**૧. દૃષ્ટાન્તમાં પારધિ કયું પાપ ભયંકર ગણાવે છે? શા કારણથી?**
**૨. કન્યાવિક્રય અને વરવિક્રય કયાં કયાં પ્રચલિત છે?**
**૩. લોકો દીકરા દીકરીઓ શા માટે વેચતા હશે?**
**૪. કન્યાવિક્રયથી દેશ, સમાજ, ને કુટુંબને કયાં કયાં નુકસાન છે?**
**૫. સ્ત્રી જાતિને શો અન્યાય–નુકસાન છે?–સારાંશ.**

એક પારધિ પાણીથી ભરેલો ઘડો હાથમાં લઈ રસ્તા ઉપર પાણી છાંટતો છાંટતો જતો હતો. સામા એક સંન્યાસી મળ્યા. સંન્યાસીએ પૂછયું, અરે પાપિષ્ટ? આ રસ્તા ઉપર પાણી કેમ છાંટે છે? પારધિએ કહ્યું, મહારાજ, આ રસ્તાને પવિત્ર બનાવું છું. અરે પાપી! નરાધમ! પાપનો ભંડાર તો તું પોતેજ છે. તારે વળી ભૂમિને પવિત્ર બનાવવાનું પ્રયોજન શું હોય? મહારાજ, હું પાપી છું, પરંતુ મારા કરતાં પણ એક અધિક પાપી મનુષ્ય આ રસ્તા ઉપર થઈને ગયો છે. તેથી રસ્તાને પવિત્ર બનાવું છું. હું તો મરેલાં જાનવરોનું માંસ ભક્ષણ કરીને નિર્વાહ ચલાવું છું, પરંતુ આ રસ્તેથી એક જીવતાં પોતાનાં બાળબચ્ચાં વેચીને પોતાનું ગુજરાન કરનાર પાપી માણસ ગયો છે, એ મારા કરતાં પણ વધારે અધમ ને પાપી છે. સંન્યાસી કહે, ભાઈ, તું કહે છે તે તદ્દન સાચું છે. કન્યાવિક્રય કરનાર તારા કરતાં પણ વધારે પાપી છે.

કન્યાવિક્રય એટલે પુત્રીનું વેચાણ. આ ઘોર પાપ એક નહિ પણ અનેક રૂપે આખા હિંદુસ્તાનમાં વ્યાપક છે. કોઈ જ્ઞાતિમાં ગુપ્ત છે, તો કોઈમાં પ્રસિદ્ધ છે. કેટલીક નાતોમાં પુત્રીને બદલે પુત્રનાં વેચાણ થાય છે, તેને વરવિક્રય કહે છે. આ બંને રિવાજ દુષ્ટ ને પાપી છે. પોતાનાં સંતાનો વેચીને તેમાંથી સુખ સગવડનાં સાધનો મેળવવાં એ મનુષ્યજાતિને હીણપત લગાડનારૂં છે.

કન્યાવિક્રય અને વરવિક્રયનો ચાલ ઉપસ્થિત થવાનાં કારણોનો વિચાર કરીએ. લક્ષ્મી દરેક જાતનું ઐશ્વર્ય પ્રાપ્ત કરાવનારી છે. તેના

વડે સર્વ અધિકાર પ્રાપ્ત થાય છે, અને સમાજમાં મોટાઈ મળે છે. સ્વાશ્રયથી લક્ષ્મી મેળવવાની તાકાત રહી ન હોય, અગર ઇચ્છા થતી ન હોય, ત્યારે પશુની માફક પોતાનાં સંતાનો વેચીને લક્ષ્મી પ્રાપ્ત કરે છે, ને નામના જાળવી રાખવા વલખાં મારે છે.

કેટલાંએ કુટુંબોની મિલ્કતમાં સંતાનો સિવાય કંઈ પણ હોતું નથી. તેઓ નિરાધાર સ્થિતિમાં કન્યાવિક્રય કરી, તેમાંથી પોતાનો નિભાવ કરી લે છે. દેવાદાર સ્થિતિમાં લેણદારોના ત્રાસમાંથી બચવા માટે પણ કેટલાકને આ માર્ગ ગ્રહણ કરવો પડે છે. કેટલેક પ્રસંગે માબાપોની અજ્ઞાનતાને લીધે અગર દીકરીઓ નિરાધાર થઈ જવાથી ઉજળા ગૃહસ્થ—ગુપ્ત દલાલોના પંજામાં જાણ્યે અજાણ્યે ફસાઈ જાય છે. આવી દલાલી કરનારાઓનો વર્ગ પણ દિવસે દિવસે વધતો જાય છે. આમ એક પાપમાંથી અનેક પાપ વધતાં જાય છે.

કન્યાવિક્રયના ચાલથી સમાજ અને પ્રજાને ક્યાં ક્યાં નુકસાનો છે તેનો વિચાર કરીએ. જે માબાપો પોતાનાં બાળકોને ઉછેરી લાયક મનુષ્ય બનાવવામાં બેદરકાર રહે છે, તે સંતાનોનાં દ્રોહી બને છે. તેઓ સંતાનોની, સમાજની અને પ્રજાની સંસ્કૃતિને હાનિ પહોંચાડે છે, અને તેનો નાશ કરવાનાં બીજ રોપે છે. સંતતિ પ્રત્યે પોતાના ધર્મ શા છે, તે નહિ સમજનારી પ્રજાનું પતન થાય છે. ભાવિ પ્રજાના ઘડતરનો આધાર માબાપો ઉપર છે. હવે માબાપો નીચ વૃત્તિઓને વશ થઈ, આવાં અધમ કૃત્યો કરે, તો પ્રજાની અવશ્ય પડતી થાય. તેમજ આખી સ્ત્રીજાતિનાં પણ તેઓ દ્રોહી બને. આ પાપમાંથી પ્રાયશ્ચિત કર્યે પણ છૂટકો થાય તેમ નથી.

પૈસાના સ્વાર્થમાં કન્યાનું હિત ન સચવાય, તો તેનું ભાવિજીવન અનેક પ્રકારે દુઃખમય બને છે. કન્યાવિક્રયની પ્રથાથી નાની ઉંમરની બાળાઓને ગૃહસ્થાશ્રમી બનાવવામાં આવે, વૃદ્ધો સાથે કુમળી બાળાઓનાં લગ્ન થાય, રોગોનું પ્રમાણ વધે, બાળપણમાંજ રાંડનારી બાળાઓની સંખ્યા વધે, વ્યભિચાર વધે, અને અધર્મ—અનીતિ વધતાં

જાય. વળી ગુપ્ત દરદોથી સમાજનો આંતરિક સડો વધે, અને થોડાજ સમયમાં પ્રજા હાલહવાલ થઈ જાય. સમાજનું એક અંગ સડેલું હોય, તો આખો સમાજ સડે છે, અને તેની અસર દેશ અને પ્રજા ઉપર પણ થાય છે.

એક શ્લોકમાં કહ્યું છે, કે "કન્યાવિક્રય કરનારા મનુષ્યો કરતાં શિકારીઓ ઉત્તમ છે. કારણ કે શિકારીઓ તો બીજાઓ પ્રત્યે નિર્દય છે, પણ કન્યાવિક્રય કરનારા તો પોતાનાં સંતાનો પ્રત્યેજ દયાહીન છે."

બીજા એક શ્લોકમાં કહ્યું છે કે, "મેરૂ અને મંદરાચલ સરખાં પાપો શિવનો જાપ જપવાથી નાશ પામે છે, પણ કન્યાવિક્રયથી થતું પાપ કોઈ ઉપાયથી બળી જતું નથી."

જે પ્રજા આવા હાનિકારક રિવાજો સંઘરી રાખશે, તેની ચઢતી થવી અશક્ય છે. મનુષ્ય દુનિયાનાં બધાં પ્રાણીઓમાં શ્રેષ્ઠ છે. તેને પરમાત્માએ બુદ્ધિ ને હૃદય આપ્યાં છે. તે મનુષ્યજાત સંતાન ઉછેરનો બદલો લે, એ કુદરતથી વિરુદ્ધ છે, અને નીચતાની નિશાની છે.

---

## ૩૩. આપણાં હાલનાં લગ્ન.

**૧. હાલ વરકન્યાનો વિવાહ કરતાં કઇ બાબતો જોવાય છે?**
**૨. ગુણ, સ્વભાવ, કર્મ, ને સંસ્કારની સમતા કેમ જોવાતી નથી?**
**૩. હાલનાં આપણાં લગ્નના કેટલા પ્રકાર પાડી શકાય?**
**૧. પરણેલા, ૨. પરણાવેલા, અને ૩ પરણાવી મારેલા.**
**૪. તેમાં લગ્નનો ઉચ્ચ આદર્શ જળવાય છે? કેમ નથી જળવાતો?**
**૫. લગ્ન કરવા-કરાવવામાં કયો આંતરિક હેતુ પોષાય છે?**
**૬. લગ્નોની આવી પ્રથાથી નારીજીવન ઉપર શી અસર થાય છે?**
**૭. આ બાબતમાં કંઈ થઇ શકે? સારાંશ.**

સામાન્ય કોટિના મનુષ્યો પુત્ર પુત્રીઓનાં લગ્ન કરવા કરાવવામાં ફક્ત નીચે દર્શાવેલી બાબતો જુએ છે.

**कन्या वरयते रूपं माता वित्तं पिता श्रुतं भोजनं इतरे जनाः ॥**

"કન્યા રૂપને પસંદ કરે છે, કન્યાની માતા પૈસે ટકે સુખી હોય તે પસંદ કરે છે. કન્યાનો બાપ બોલવા ચાલવામાં શ્રુત અર્થાત્ વિદ્વાન હોય તે પસંદ કરે છે અને બીજા સંબંધી માણસો મેમાનગીરી કરે એવો અર્થાત્ બોલાવે ચલાવે એવો હોય તે પસંદ કરે છે."

વરકન્યાના ગુણ સ્વભાવ ને કર્મમાં સમાનતા છે કે નહિ, તે બાબત કોઈપણ લગ્નમાં તપાસવામાં આવતી નથી. તેમ એ જોવા બતાવવાના માર્ગ સામાજિક રૂઢિઓને લઈ સમૂળગા બંધ થઈ ગએલા હોય છે. કોઈ પરણનાર જાતે તેમાં આગળ વધી કામ કરવા જાય તો જગબત્રીસીએ ચઢે છે, અને અકુળવાન ઠરે છે. હવે જો ગુણ સ્વભાવ ને કર્મનો મેળ ન હોય તો જીવનમાં અનેક જાતના કંકાશ ઉત્પન્ન થાય છે.એવે વખતે પરણનાર સ્ત્રી પુરુષ આગળ ગમે તે ભોગે ગૃહસ્થાશ્રમ નિભાવવાનો આદર્શ રજુ થાય છે અને ક્રમને તે અનુસરાય છે.

ચાલુ જમાનાનાં આપણાં લગ્નના ત્રણ વર્ગ પાડી શકાયઃ પરણેલા, પરણાવેલા અને પરણાવી મારેલા. પરણેલાનો વર્ગ મોટે ભાગે આ જમાનામાં ફક્ત સૌન્દર્યપૂજક હોય છે, ગુણપૂજક નથી હોતો. મોટે ભાગે ફક્ત વિષયવાસનામાં અંધ બની જઈ, ગુણ સ્વભાવ ને કર્મની સમતા નહિ હોવા છતાં, જીવનની સગવડ વિચારી ક્ષુદ્ર વૃત્તિઓને પોષવા વરકન્યા લગ્નમાં જોડાયાં હોય છે.

પરણાવેલા વર્ગનાં લગ્ન માબાપ અગર વાલીની ઇચ્છાથીજ થએલાં હોય છે. તેમણે પોતાની દૃષ્ટિથીજ પોતાની અને બાળકોની સગવડ વિચારી નાની વયમાંજ તેમને પરણાવેલાં હોય છે.

પરણાવી મારેલા વર્ગમાં બળાત્કારે અગર અજાણપણામાં થએલાં લગ્નો છે. તેમનાં માબાપો અગર વાલીઓ પોતાનાજ સ્વાર્થમાં અંધ બની વરકન્યાનું દેખીતું અકલ્યાણ હોવા છતાં ને તે જાણવા છતાં તેમને લગ્નથી જોડે છે.

આપણાં હાલનાં લગ્નો મોટે ભાગે આ ત્રણ વર્ગમાં આવી જાય

છે. આ લગ્નોમાં પરણુનારની વયજ મોટે ભાગે લગ્નની ભાવના ઝીલી શકે તેટલી હોતી નથી, ત્યાં ઉચ્ચ ઉદ્દેશની વાતજ શી કરવી ?

એકંદરે હાલનાં આપણાં લગ્ન, એ આપણી અધોગતિ સૂચવે છે. લગ્નને માટે થતી ક્રિયાઓ એ આદર્શલગ્ન ઉપર યોજાએલી છે, પરંતુ એ બધી ક્રિયાઓજ ફક્ત ચાલુ રહેવા પામી છે. અને આદર્શ લગ્નની ભાવનાનો લોપ થયો છે. નાની વયમાં થતાં લગ્નને લીધે અને અવિદ્યાને લઈ બાળકો લગ્નનો હેતુ ન સમજે એ સ્વાભાવિક છે, પરંતુ લગ્નના કામમાં જે મુખ્ય કાર્યકર્ત્તાઓ હોય છે. તેઓ પણ હિંદુ ધર્મમાં લગ્નનો જે ઉચ્ચ ઉદ્દેશ છે તે સમજતા નથી, એ શોચનીય છે.

હાલનાં આપણાં લગ્નોમાં મુખ્યત્વે કરીને વિષયવાસના, મોટાઈની વાસના, જીવનની સગવડતા અને દ્રવ્ય મેળવવાના લાલસા ફક્ત પોષાય છે. લગ્નની ઉચ્ચ ભાવના કોઈપણ લગ્નમાં દૃષ્ટિ ગોચર થતી નથી. વેપારના સોદાની જેમ લગ્ન એ સામાન્ય વ્યવહાર થઈ પડયો છે, અને મોજશોખના સાધન તરીકે, વૈભવની નિશાના તરીકે, અને ગૃહજીવનની સરળતા ખાતર લગ્ન કરવું–કરાવવું જરૂરનું છે એમ વિચારાયું છે.

લગ્નની ઉચ્ચ ભાવનાનો લોપ થયો, તેથીજ સ્ત્રીઓની દુર્દશા થઈ છે. સ્ત્રીઓને પરીઓની જેમ શણગારવામાં આવે છે તે પુરુષ વર્ગની દુર્વૃત્તિ પોષવાને માટેજ. તેમને નાટક સીનેમા બતાવવા લઈ જવામાં આવે છે, તે પણ દેખાતાં કૃત્રિમ સુખોની લાલસામાં અનુકૂળ થવા માટેજ. તેમને ખાનપાનાદિથી રંજન કરવામાં આવે છે, તે વિષયવાસનાને ધાર્યું પોષણ મળે તેટલા માટેજ. આવા સ્ત્રી સમાજમાંથી સંસ્કાર મેળવીને ભવિષ્યની પ્રજા બનવાની છે. તોપછી એ પ્રજા સંસ્કારી થવાની આશા રાખવી એ કેવળ વલખાં છે. માટે સમાજમાં લગ્નની ઉચ્ચ ભાવના કેળવી સ્ત્રી સુધારણાના પ્રશ્નો તુરત હાથપર લેવા જોઈએ.

---

# ૩૪. રોવાકુટવાની ઘેલાઈ.

**૧. આપણા રોવાકુટવાના રિવાજને ગાંડાઈ કેમ કહી છે ?**
**૨. સાચી રડકકળનાં લક્ષણ કેવાં હોય ?**
**૩. બહુજ રડવું કોને આવે ? રડવાનાં કારણો કયાં હોઇ શકે ?**
**૪. જાપાનનાં વૃદ્ધ ડોશીમાનું રૂદન કેવા પ્રકારનું હતું ?**
**૫. ગુરુ ગોવિંદસિંહના મોટા પુત્રનું રડવું કેવા પ્રકારનું હતું ?**
**૬. કઈ પ્રજાને રડવું બહુ આવે ? વીર પ્રજાનાં રૂદન કેવાં હોય ?**
**૭. સારાંશ.**

મરણ પછીના આપણા વ્યવહારો જોઈ કોઈ પરદેશી 'ગુજરાત ગાંડી છે' એમ નિર્ભયપણે કહી શકે. જ્યારે માણસ મનનું સમતોલપણું ગુમાવે, તેનામાં સારાસારનો વિચાર ન રહે, તે મર્યાદા મૂકે, અને વાણી ઉપરનો પોતાનો કાબુ પણ ખોઈ બેસે, ત્યારે ગાંડાઈ ગણાય. આપણાં સગાં સંબંધી કે નાતીલાંના મરણ પ્રસંગે આપણે એવા બનીએ છીએ.

શુદ્ધ ભાવનાની એટલે લાગણીને વશ થએલાની રડકકળ જુદાજ પ્રકારની હોય. સંબંધીજનના મરણ પ્રસંગે માણસને ડુમો ભરાઈ રોવું આવી જાય, તેનું શરીર અસ્વસ્થ બની જાય, તેને ખાવું ન ગમે, તેમજ બોલવું પણ ન રુચે, તેને બહુ વિચારો આવે, અને તેનું માથું તપી જાય. એને ઘર ખાવા ધાતુ હોય એવું ભાસે. વળી તે ગભળાય, અકળાય, મુંઝાય અને વખતે બેહોશ પણ બની જાય. આ પ્રમાણે કુદરતી રીતે બને, અને તે પણ સામાન્ય કોટિના મનુષ્યના સંબંધમાંજ બનવા પામે.

સગાનું મરણ થાય ત્યારે પાછળનાં માણસોને દિલાસો કે આશ્વાસન આપવા સંબંધીઓએ જવું જોઈએ. આ ભાવનાનો વ્યવહાર છે. વળી લાગણી પ્રબળ હોય તો મરનારનાં ખાસ સંબંધીઓને રડવું પણ આવે. પરંતુ એ કુદરતી રૂદનમાં ચાળા, તાયફા ને ફજે-

તાને સ્થાન હોયજ નહિ. કૃત્રિમ હસવું રડવું એ ચાળા કહેવાય, આવા ચાળા કરવાનો આપણામાં ચાલ પડી ગયો છે.

હંમેશાં જે સમાજમાં અજ્ઞાનતા અને નિરાધારપણું વિશેષ હોય, તેમાં શોક–દીલગીરી વધારે હોય, અને રડકકળ પણ ભારે હોય; પરંતુ જ્ઞાની પુરુષો તો મરણનો શોક કરતાજ નથી. તેઓ સમજે છે કે મરણ કોને નથી આવતું? દુનિયાનું એવું એક પણ ઘર નથી કે જ્યાં મરણ થયું ન હોય. આ કારણથી તેઓ તો કર્ત્તવ્યપરાયણ રહેવામાંજ પોતાનો ધર્મ સમજે છે.

કંગાલ પ્રજાનેજ બહુ રડવું આવે. એ પ્રજા સાધારણ આફ્તમાં પણ બહુ ડરી જાય, બી મરે, અને ધીરજ ખોઈ બેસે. નિરાધાર, નિરાશ્રિત, ને નામરદ પ્રજામાં રડકકળ બહુ હોય. સ્વાશ્રયી પ્રજામાં રડકકળ હંમેશાં ઓછીજ હોય. બહાદુર પ્રજાનાં રૂદન સંભળાયજ નહિ. તેમનાં રૂદન જુદીજ જાતનાં હોય.

એમ કહેવાય છે કે જાપાન–રૂશિઆની લડાઈ થઈ. તેમાં જાપાનની એક અમીર કુટુંબની સ્ત્રીના છ છોકરાઓ લડાઈમાં ખતમ થઈ ગયા. જાપાનના પ્રધાને જાણ્યું કે જેણે દેશને માટે આવો સુંદર ભોગ આપ્યો, તેને મારે આશ્વાસન આપવા જવું જોઈએ, તે પ્રધાન વૃદ્ધ ડોશીમા પાસે ગયો. ડોશીમા ખુણે બેસીને આક્રંદ કરતાં હતાં. પ્રધાને દિલાસો આપતાં કહ્યું, કે પૂજ્ય માતાજી! તમારાં બાળકોએ દેશની આઝાદીમાં બળિદાન આપ્યું, તેથી તેઓ મનુષ્ય નથી રહ્યા પણ દેવો બન્યા છે, અને જાપાનના ઇતિહાસમાં અમર નામના મેળવી ગયા છે. ડોશીમાએ કહ્યું, કે મારાં બાળકોએ દેશની સ્વતંત્રતા માટે બળિદાન આપ્યું, તેના મરણના શોક માટે હું રડતી નથી; પરંતુ દેશના આવા કટોકટીના પ્રસંગે દેશયજ્ઞમાં બળિદાન આપવા માટે મારી પાસે બીજા પુત્રો નથી, એ મારી કમનસીબ સ્થિતિ મને રૂદન કરાવે છે. પ્રધાન તો સ્તબ્ધજ થઈ ગયો. વીર પ્રજામાં રૂદન આવાં હોય!

આપણા દેશમાં મોગલાઈ યુગમાં બહાદુર શીખ ગુરુ ગોવિંદસિંહ થઈ ગયા. મોગલો સાથેની લડાઈમાં તેમનું બળિદાન અપાયું; અને તેમના બે બાળકો મોગલ સેનાપતિના હાથે પકડાયા. મોગલ સેનાપતિએ બાદશાહના ફરમાન મુજબ તેમને મુસલમાની ધર્મ સ્વીકારવાનું જણાવ્યું. બાળકોએ નાના હોવા છતાં ચોકખી ના પાડી. બાળકોને સમજાવવામાં આવ્યું, કે બાદશાહનું ફરમાન સ્વીકારશો, તો તમે રાજદરબારમાં માનથી રહી શકશો, લશ્કરનો મોટો ઓદ્ધા મેળવી શકશો, અને રાજકુંવર તરીકેનાં બધાં સુખો ભોગવી શકશો. નહિ તો તમારી જિંદગી જોખમમાં આવી પડશે. પ્રાપ્ત થએલી આ જિંદગી શા માટે ગુમાવો છો ?

બંને બાળકોએ દઢતાપૂર્વક ના પાડી. બંનેને ભીંતમાં ચણી લઈ મારી નાખવા બાદશાહે હુકમ કર્યો. તેમને ભીંતમાં ઉભા રાખી ચણતર શરૂ કર્યું. ચણતાં ચણતાં નાનાભાઈના નાક સુધી અને મોટાભાઈની છાતી સુધી ચણતર આવ્યું, ત્યારે મોટાભાઈની આંખમાંથી આંસુ ટપકવા માંડયાં, ને રોવું આવી ગયું. ખબર પડતાં સેનાપતિ બાળકોની પાસે ગયો, અને તેમને કહ્યું, કે શા માટે નકામા રડો છો ? બાદશાહનું ફરમાન સ્વીકારો. મોટાભાઈએ કહ્યું કે હું મારી જિંદગી બચાવવા માટે રડતો નથી, પરંતુ આ મારો નાનો ભાઈ મારી પછી આ દુનિઆમાં આવ્યો છે, છતાં ધર્મની ખાતર મારા પહેલાં તેનું બળિદાન અપાય છે, અને હું પાછળ પડી જાઉં છું, એટલો હું હતભાગી છું, તેથી મને રડવું આવે છે. આર્યાવર્ત્તની વીર પ્રજાનાં બાળકોનાં રુદન પણ આવા પ્રકારનાં હતાં.

---

# ૩૫. જીવનનો આદર્શ.

**૧. સામાન્ય હકીકત.**

૧ જીવનનો આદર્શ—જીવન શા માટે ? જીવનનો અર્થ શો ? જીવનનો હેતુ શો ? જીવવું શા માટે ?

૨ આદર્શની મહત્તા જીવનના કરેલા નિર્માણ ઉપર આધાર રાખે છે.

૩ મન, વાણી ને કર્મની એકતા વડે જીવનનો આદર્શ સફળ કરવો એ અંતિમ લક્ષ્ય.

**૨. જીવનમાં આદર્શની જરૂરિઆત.**

૧ ધ્યેય નથી તો શ્રેય નથી; સારા વિચાર અને સારી વાણી એ ધ્યેયસિદ્ધિ માટે સાધન છે.

૨ ધ્યેય વિનાનું જીવન સુકાન વિનાના વહાણ જેવું છે.

૩ જેના જીવનમાં આદર્શ નથી તે માણસ, તે માણસ નથી; તે પ્રજા તે પ્રજા નથી. આદર્શ વિનાનું જીવન તે જીવતાં મૃત્યુ છે—પશુ જીવન છે.

**૩. જીવનનો આદર્શ નક્કી કરવાથી થતા લાભ.**

૧ ઉચ્ચ આદર્શનાં સ્વપ્નાં સેવનાર કોઈ વખત સતત પ્રયત્નથી કાર્ય સિદ્ધિ મેળવે છે.

૨ આદર્શને સેવનાર—વળગી રહેનાર ઉત્તરોત્તર આબાદીજ પ્રાપ્ત કરે છે.

૩. આદર્શ મનુષ્યો પ્રજામાં નવા પ્રાણ પૂરે છે, ચેતન લાવે છે, અને દેશને પ્રગતિશીલ બનાવે છે.

**૪. મહાપુરુષોની મહત્તા જીવનના આદર્શ ઉપર છે.**

૧ પ્રત્યેક મહાપુરુષની કિંમત તેના જીવનના ઉચ્ચ આદર્શ ઉપર છે.

૨ ઉંચો આદર્શ ને તે પ્રમાણે કાર્યસિદ્ધિએ મહાપુરુષનાં વિશિષ્ટ લક્ષણ

૩ '**कार्यं साधयामि वा देहम् पातयामि**' એ જીવન મંત્ર, આદર્શસિદ્ધિ અર્થે સર્વસ્વ અર્પણની તૈયારી.

**૫. ઉપસંહાર.**

૧ ઉંચો આદર્શ સેવવાનો અને તેને સફળ કરવાનો સમય યુવાવસ્થા- એકલી મહત્વાકાંક્ષા કામ નથી આવની, સતત કાર્યબળ જોઈએ.

૨ યુવાવસ્થા સફળ એટલે આખું જીવન સફળ.

૩ સદાચાર વિના ઉચ્ચ આદર્શ ફળીભૂત ન થાય.

---

## ૩૬. આંતરજાતીય લગ્ન.*

૧. કયાં લગ્ન આંતરજાતીય ગણાય ?
૨. શું આવાં લગ્ન આપણા દેશમાં સંભવિત છે ?
૩. આંતરજાતીય લગ્નોથી થતા ફાયદા.
૪. આંતરજાતીય લગ્નોથી થતાં નુકસાન-વિરૂદ્ધની દલીલો.
૫. કુદરત શું કહે છે ? ઇતિહાસ.
૬. ઉપસંહાર.

'હિંદુસ્તાન એટલે જાતિઓનું પિયેર.' આ કથન સર્વાંશે સત્ય છે. હિંદુ, મુસલમાન, ખ્રિસ્તિ, પારસી, વગેરે અનેક જાતિઓ હિંદમાં છે. આ જાતિઓ પરસ્પરના સહકારથી જીવનનાં વ્યવહારિક અને સામાજિક કાર્યો કરે છે, અને એક સાથે વસવાટ કરે છે. આ ભિન્ન ભિન્ન જાતિઓ પરસ્પર લગ્નની ગાંઠથી ગંઠાય તો એ આંતરજાતીય લગ્ન કહેવાય. આવાં લગ્ન હિતકારક છે કે કેમ તેનો આપણે વિચાર કરવાનો છે.

ધર્મનાં બંધનને લઈ જાતિઓ નિર્માણ થઈ. પછી દેશ, કાળ, અને રીતરિવાજને લઈ પેટા જાતિઓ ઉત્પન્ન થઈ. હિંદુ ધર્મ છે. તેમાં અનેક નાતો છે. અનેક નાતોમાં અનેક પેટા નાતો છે. અનેક પેટા નાતોમાં અનેક સમૂહો-ઘોળ છે. એ અનેક સમૂહોમાં અનેક વર્ગ છે. કન્યાઓની લેવડદેવડ કરવા માટે ધીમે ધીમે આ પ્રમાણે વધારે ને વધારે સંકુચિત ક્ષેત્ર બનતાં ગયાં છે. નાના નાના પણ, પોતાના અનુકૂળ વાડા બાંધવામાંજ બધાંને ફાયદો જણાયો છે, અને હજુ પણ જણાય છે. આ નાના નાના સમૂહો એવા સખત કાયદાઓથી બાંધી લેવામાં આવ્યા છે કે કોઈ ચૂં કે ચાં કરી શકેજ નહિ. કોઈ હિંમત પણ કરી શકે તેમ નથી. સામાજિક બહિષ્કારનું જોખમ વહોરી કોઈ બહાર નીકળવાની હિંમત કરી શકતું પણ નથી.

---

* યુનિવર્સિટીમાં પુછાયેલો પ્રશ્ન.

આંતરજાતીય લગ્નની ભાવના ઘણી ઉચ્ચ છે. વિશ્વબંધુત્વની ભાવનાને તેથી પોષણ મળે છે. આવાં લગ્નોથી પ્રજા ઉછેરમાં પણ ઝડપી સુધારો થાય છે, એમ શરીરશાસ્ત્રીઓ કહે છે. વળી સંસ્કૃતિની લેવડદેવડ થવાથી સર્વસામાન્ય પ્રગતિ પણ સાધી શકાય છે. આ સિદ્ધાંતનો ઘણા સ્વીકાર કરતા પણ થઈ ગયા છે.

રૂઢિચૂસ્તોની દલીલ છે કે ધર્મસંરક્ષણને માટેજ નાતના વાડા છે. એ વાડા જાય તો ધર્મ જાય. આવી આંતરજાતીય લગ્નપ્રથાથી નાતનાં બંધન તૂટી જાય. નાતનાં બંધન સમાજના હિત માટેજ છે, તે છિન્ન ભિન્ન થઈ જાય. આપણા ધર્મની જે વિશિષ્ટતા છે, તે નાશ પામે; અને છેવટે આપણી પાયમાલી થાય. કેવળ સ્વાર્થવૃત્તિ ઉપર યોજાએલું આ ધર્મની સમજણનું સ્વરૂપ છે.

કુદરત આપણને શું કહે છે? એકજ જાતનાં પ્રાણીઓમાં વાડા નથી, સ્થાનિક ભેદ નથી. એવીજ રીતે મનુષ્ય મનુષ્યમાં ગુણ, સ્વભાવ, અને સંસ્કૃતિમાં જ્યાં મળતાપણું હોય તો લગ્નની બાબતોમાં ભેદવૃત્તિ ન હોવી જોઈએ, ન રહેવી જોઇએ. આ સિદ્ધાંત કુદરતમાં આપણને જ્યાં ને ત્યાં માલમ પડે છે.

જુના વખતમાં ધૃતરાષ્ટ્ર અને ગાંધારી, અર્જુન અને ઉલુપી, વિશ્રવા અને કૈકસીનાં દૃષ્ટાન્તો, આંતરજાતીય લગ્નની પ્રથાને શું સમર્થન નથી કરતાં? હાલમાં પણ કેટલાંએ કુટુંબો આંતરજાતીય લગ્નથી જોડાઈ ગૃહસ્થાશ્રમી બન્યાં છે. માનવ માનવનો વ્યવહાર શું અકુદરતી છે?

જ્યાં સુધી હિંદમાં આભડછેટ અને વટાળ છે, નીતિરીતિ એક નથી, ત્યાં સુધી આવાં લગ્નો શક્ય નથી. જો કે આદર્શ ઉચ્ચ છે પણ રૂઢિનાં બંધન એટલાં ઊંડાં છે કે વિચારમાં ક્રાન્તિકાળ થયા સિવાય શક્ય નથી. સિદ્ધાંત જાણનારા અને માનનારા પણ સામાજિક

અહિષ્કારના દુ:ખનું જોખમ ખેડવાની હિંમત કરી શકે તેમ નથી. વળી સમાજમાં "અમે ઉચ્ચમાં ઉચ્ચ સંસ્કૃતિવાળા છીએ." એમ જેઓ માને છે. તેઓ કદી પણ આવાં લગ્નોને સત્કારશે નહિ. ઉચ્ચ નીચનું ધોરણ વિસ્તૃત સ્થિતિમાં ફેલાએલું હોય ત્યાં આંતરજાતીય લગ્ન સમાજમાં માન્ય થઈ શકેજ નહિ.

---

: ૬ :

# દેશનાં ઘડતર.

૧. સ્વદેશપ્રેમ—દેશદાઝ.

૨. સ્વદેશીધર્મ.

૩. સ્વદેશસેવા.

૪. બલિદાનનો મહિમા.

૫. હિંસા—અહિંસા.

૬. લશ્કરી તાલીમ.

૭. શિસ્તપાલન.

૮. વર્તમાનપત્રો.

---

# ૩૭. સ્વદેશપ્રેમ—દેશદાઝ.*

**૧. સ્વદેશપ્રેમનો અર્થ ને સમજુતી.**

1. કુટુમ્બપ્રેમ—જ્ઞાતિ પ્રેમ—સમાજ પ્રેમ—સ્વદેશ પ્રેમ.
2. જન્મ, પોષણ, સંસ્કૃતિ, અને સંરક્ષણ સ્વદેશ તરફથીજ મળે છે.
3. જનની અને જન્મભૂમિ એ સ્વર્ગથી પણ અધિક છે, માતૃભૂમિ પ્રત્યેનો પ્રેમ—એ કુદરતી છે.

**૨. સ્વદેશપ્રેમની જરૂરિઆત.**

1. મધમાખી, કીડી વગેરેની પોતાના રહેઠાણ ઉપર મમતા. સ્વસ્થાનનું રક્ષણ કરતાં મરીફીટવાની પણ તૈયારી.
2. સ્વદેશનું અસ્તિત્વ જાળવવા, પ્રતિષ્ઠા ને ગૌરવ વધારવા, સર્વ સામાન્ય ઉન્નતિનાં કાર્યો કરવા અને પ્રજાજીવન અજવાળવા.

**૩. સ્વદેશપ્રેમનાં દૃષ્ટાન્તો.**

1. ભામાશાની દેશદાઝ—સ્વાર્પણ.
2. ઇટલીના સત્યવાદી રેગ્યુલસે દેશની પ્રતિષ્ઠા જાળવવા પોતાના પ્રાણનું આપેલું બલિદાન.
3. અસહકારના યુગમાં ઊંચી દેશદાઝને લઇ અપાયલા ભોગો.

**૪. સાચા સ્વદેશપ્રેમીનાં લક્ષણો.**

1. સ્વદેશ. ભાઇઓની ગરીબાઇ અને દુઃખ ટાળવા તે હંમેશાં ઉત્સુક.
2. પોતાના દેશી ભાઈઓ પ્રત્યે અગાધ પ્રેમ અને મમતા—સમભાવના.
3. પોતાના દેશ ખાતર સર્વસ્વ અર્પણ કરવાની તેની ચાલુ તૈયારી.

**૫. ઉપસંહાર.**

1. સાચા સ્વદેશપ્રેમીઓજ દેશના મહાપુરુષો છે.
2. સાચો સ્વદેશપ્રેમી બીજા દેશના લોકોની દેશદાઝને પણ વખાણે છે.
3. સ્વદેશપ્રેમમાંજ સ્વદેશનું સંરક્ષણ રહેલું છે. એ સાચો પ્રેમજ ઊંચા ભોગ આપતાં શીખવે છે.

---

* યુનિવર્સિટીમાં પુછાયેલો પ્રશ્ન.

# ૩૮. સ્વદેશી ધર્મ.*

૧. **અર્થ-સમજુતી.**

अ. જે દેશમાં આપણો જન્મ થયો, જેનાં હવાપાણીથી આપણો દેહ પોષાયો, તે દેશમાંજ ઉત્પન્ન થએલી ચીજો જીવનને અનુકૂળ આવે.

ब. આપણી જરૂરિઆત આપણેજ ઉત્પન્ન કરી લેવી; નહિ તો આપણા પાડોશીનીજ બદલો આપી વાપરવી.

क. આપણી પ્રાચીન ગ્રામરચના સ્વદેશીધર્મના ધોરણ પર હતી.

૨. **જીવનમાં સ્વદેશીધર્મની જરૂરિઆત.**

अ. ગરીબ દેશી ભાઇઓને રોટી મળે છે, ગરિબાઇ ને બેકારી દૂર થાય છે. દાનધર્મ કરતાં પણ સ્વદેશીધર્મનો મહિમા ઘણો છે.

ब. દેશની સમૃદ્ધિ દેશમાંજ રહે છે.

क. બીજા દેશનો જેટલો આધાર, તેટલાજ તે દેશના ગુલામ.

ड. સ્વદેશી ધર્મનો ત્યાગ કરવામાંજ પરદેશી પ્રજાઓનું આક્રમણ.

इ. સ્વદેશીધર્મ એ વેરદષ્ટિ નથી પણ જીવનની ફરજ છે.

फ. પરદેશી ચીજોમાં અધર્મ, અન્યાય, ને જુલ્મના પટ પણ હોય છે.

૩. **સ્વદેશીધર્મનાં દષ્ટાન્તો.**

अ. મહાત્મા ગાંધીજી અને તેમના અનુયાયીઓ.

ब. જંગલના ઋષિમુનિઓ.

क. બીજા દેશની મદદથી જીવવું તેના કરતાં મરવું વધારે સારૂં.

૪. **સ્વદેશીધર્મના માર્ગ.**

अ. ખોરાકમાં-આહાર વિહારના પદાર્થોમાં.

ब. કપડાંલત્તાંમાં અને જીવનની બીજી જરૂરિઆતી ચીજોમાં.

क. ઘરમાં, નિશાળમાં અને વેપાર રોજગારમાં, તેમજ ધંધાની પસંદગીમાં પણ સ્વદેશી ધર્મ સાચવવો જોઇએ.

ड. વિચારમાં અને સંસ્કૃતિમાં, વ્યાવહારિક સાધનો વાપરવામાં.

૫. **ઉપસંહાર.**

अ. સ્વદેશી ધર્મ અંગીકાર કરવામાં—

૧. વિશ્વશાંતિ વિનાશક વિગ્રહોનો અંત આવશે.
૨. પરદેશી પ્રજાના આક્રમણના ભયમાંથી મુકત થવાશે.
૩. દેશના વેડફાઇ જતા દ્રવ્ય-ધનનો બચાવ થશે.
૪. કુદરતને અનુકૂળ જીવન થશે-તંદુરસ્તી જળવાશે.

---

* યુનિવર્સિટીમાં પુછાયેલો પ્રશ્ન.

# ૩૯. સ્વદેશ સેવા.*

**૧. અર્થ–સમજુતી.**

अ. કુટુમ્બસેવા–જ્ઞાતિસેવા -સમાજસેવા–લોકસેવા–સ્વદેશસેવા.

ब. પોતાની શક્તિઓનો સ્વદેશના કલ્યાણ માટે ઉપયોગ.

क. ઊંચી દેશદાઝમાંથી સ્વદેશસેવા કરવાની વૃત્તિનો જન્મ.

**૨. સ્વદેશસેવાની જરૂરિઆત.**

अ. પોતાની માતા અને જન્મભૂમિ એ સ્વર્ગથી પણ અધિક છે.

ब. દેશનું અસ્તિત્વ જળવાઈ રહે છે અને સ્વતંત્રતા જળવાઇ રહે છે.

क. સંસ્કૃતિનું પોષણ થાય અને સ્વદેશ આબાદ રહે.

ड. હાલની સંસ્કૃતિ, સાહિત્ય, સમૃદ્ધિ, અને વૈજ્ઞાનિક શોધોનો વારસો એ સ્વદેશ સેવાનેજ આભારી છે.

**૩. સ્વદેશસેવાનાં દૃષ્ટાન્ત.**

अ. મહાત્મા ગાંધીજી અને જોન આફ આર્ક (ફ્રાન્સ)ની અમૂલ્ય સેવા.

ब. રાણા પ્રતાપ, શિવાજી, ને સર્વસ્વ અર્પણ કરનાર દાનવીર ભામાશા.

क. જાપાનમાં લોહીની અરજીનું દૃષ્ટાંત–સ્વદેશસેવાની તીવ્ર ધગશ ને દરેક પળે સ્વાર્પણની તયારી.

ड. જોર્જ વોશિંગ્ટન. (યુનાઇટેડસેટ્સ) વગેરે.

**૪. સ્વદેશસેવાના માર્ગ.**

[illegible] ય ઊંચું તે દેશ પ્રગતિમાં શ્રેષ્ઠ.

ब. શરીર, મન, કે આત્માનો ખોરાક આપી દેશબંધુઓની ભૂખ મટાડવી.

क. ગમે તે ભોગે સ્વદેશની મિલ્કતનું રક્ષણ કરવું અને પ્રતિષ્ઠા જાળવવી.

ड. વીરપુરુષો બહાદુરીથી, શ્રીમંતો પૈસાથી, વિદ્વાનો વિદ્યાથી, વિજ્ઞાનીઓ નવી શોધોથી, અને વેપારીઓ ધંધારોજગારની ખીલવટ કરી સ્વદેશસેવા કરી શકે છે.

**૫. ઉપસંહાર.**

अ. સ્વદેશસેવા એ પ્રભુસેવા છે.

ब. પ્રજામાં દેશસેવકોની મહત્તા વિશેષ છે–દેશના લોકો ઋણી બને છે.

क. દેશભક્તો એ તો દેશનું અમૂલ્ય ધન છે. તેમનાં સેવાના કામોમાં કંટક રૂપ ન બનવું. તેમની કદર કરવી–કરાવવી એ પ્રત્યેક દેશ હિતેચ્છુની પવિત્ર ફરજ છે.

---

* યુનિવર્સિટીમાં પુછાયેલો પ્રશ્ન.

# ૪૦. બલિદાનનો મહિમા.

## ૧. અર્થ અને સમજુતી.

अ. પોતાની તન, મન, ધન અને આત્માની શક્તિઓનું પરાર્થે સમર્પણ તે બલિદાન.
ब. ફરજ બજાવતાં આપવી પડતી કુરબાની, જુલમ, અન્યાય, સામે જેહાદ.
क. હૃદયની સાચી પ્રેમ ભાવના—દાઝ એ ભોગ આપતાં શિખવે છે.

## ૨. બલિદાનનો મહિમા.

अ. બલિદાનની કિંમત તેના પરિણામ ઉપર છે.
ब. સાચી કુરબાની આખા દેશ કે જાતિની પ્રતિષ્ઠા વધારે છે અને દેશનાં બળ-સામર્થ્ય, ને સમૃદ્ધિમાં વૃદ્ધિ કરે છે.
क. દરેક પળે તેની સ્વાર્પણની તૈયારી રહે છે. જેથી પ્રજા શિર ઝૂકાવે છે અને પ્રજામાં નવા પ્રાણ પૂરે છે.

## ૩. સાચાં બલિદાન-દષ્ટાન્ત.

अ. બલિરાજા—ગમે તે ભોગે શરણાગતનું રક્ષણ.
ब. સાધુ ટેલીમેકસ—માનવહત્યાકાંડના ઉત્સવો અટકાવવામાં તેણે પ્રથમ આપેલું પ્રાણનું બલિદાન (ઇટાલી).
क. લૉર્ડ જીસસ ક્રાઈસ્ટ-થતા અન્યાયો અને થતા અધર્મ સામે નીડરતાથી સત્યનો પ્રચાર કરતાં-પ્રાણ સમર્પણ.
ड. સચ્ચાઇનો ફેલાવો કરવા, નેક માણસોને મદદ કરવા, બુરાં કામ કરનારા ને જુલમગારોનો નાશ કરવા, શીખોએ આપેલાં બલિદાન.
इ. મહમદહુસેનની કુરબાની—કરબલા.

## ૪. બલિદાનના રસ્તા.

अ. પ્રભુ પ્રત્યેની ફરજ બજાવતાં પ્રભુભકતોએ આપેલા ભોગ.
ब. સ્વદેશ પ્રત્યેની ફરજ બજાવતાં સર્વસ્વ અર્પણ કરવાની તૈયારી.
क. વિજ્ઞાનની નવી શોધો કરવામાં જાનનાં જોખમ ખેડવાની તૈયારી.
ड. સામાજિક અન્યાય-જુલ્મોની સામે.

इ. ચોરોથી, લૂંટોથી, કે ધાડોથી મરણાન્તે પણ રક્ષણ કરવું.
फ. રાજ્યનો જુલમ અટકાવવા સામે જેહાદ.
ग. ચારિત્ર્યનું રક્ષણ કરવા પ્રાણાર્પણ કરવાની સ્ત્રીઓમાં તૈયારી.

૫. ઉપસંહાર.

अ. બલિદાન–કુરબાની એ દેશ, જાતિ કે કુટુમ્બની પ્રતિષ્ઠા વધારે છે. અને ભવિષ્યની પ્રજામાં નવું બળ–ચેતનની ચિનગારી મૂકે છે.
ब. બલિદાન આપનાર વ્યક્તિ સંપૂર્ણ ચારિત્ર્યશીલ હોવી જોઈએ. યજ્ઞમાં પવિત્ર વસ્તુઓનીજ આહુતિઓ અપાય છે. સત્ય રસ્તે ચાલતાં ફના થવું, એજ ખરી કુરબાની.
क. બલિદાન સત્ય રસ્તે–સાચા માર્ગે હોવું જોઈએ.
ड. અહિંસક બલિદાનોથી અજબ કાર્યસિદ્ધિ થાય છે.

---

# ૪૧. હિંસા–અહિંસા.

૧. સામાન્ય અર્થ અને બહોળો અર્થ.

अ. કોઇને મારવું તે હિંસા–ન મારવું તે અહિંસા.
ब. હિંસાનો બહોળો અર્થ.
૧ સ્વાર્થવૃત્તિથી–અન્યાયી રીતે કોઇનું મન દુભવવું.
૨ બીજાંને દુઃખી કરી પોતાનું ભલું કરવું ને ઇચ્છવું.
૩ કુદરત વિરૂદ્ધ વર્તન રાખવું.
૪ બીજાનો શ્રમ વૃથા છીનવી લેવો અગર ઈચ્છા કરવી.
૫ વિશ્વબંધુત્વની ભાવનાનો ત્યાગ કરવો.
क. હિંસાની ઉત્પત્તિ–લક્ષ્મી, અધિકાર અને ઐશ્વર્યનું સંરક્ષણ કરવામાં તેમજ તેની વૃદ્ધિ કરવામાં.

૨. હિંસાથી થતાં નુકસાન.

अ. બીજાનું અનિષ્ટ કરવા જતાં જગતમાં અનિષ્ટો વધે છે.
ब. દ્વેષ, અને વેર વધે છે, તેમજ જગતની પ્રગતિ અટકી પડે છે.
क. અહિત કરવાના વિચારો અને સાધનો વૃદ્ધિ પામે છે.

**૩. અહિંસાથી થતા લાભ.**

अ. જગતમાં પ્રેમભાવનાનો વિકાસ.

ब. સત્યદર્શન અને સત્યમહિમા સમજાય છે.

क. સંકટો વેઠવાં પડે છે, છતાં શાંતિસુખ વધે છે.

ड. પ્રજામાં સાહસ–હિંમત વધે છે.

इ. શાશ્વત–અશાશ્વતનો ભેદ સમજાય છે.

फ. કર્તવ્ય–અકર્તવ્યનો વિવેક આવડે છે.

ग. અભિમાન ગળે છે, નમ્રતા વધે છે, પરિગ્રહ સહેજે ઓછો થાય છે, અને દેહની અંદર ભરેલો મેલ સહેજે ઓછો થતો જાય છે.

**૪. અહિંસાના માર્ગ.**

अ. અહિંસા એ પરમ ધર્મ છે.

ब. અહિંસા એ નિર્બળનું શસ્ત્ર નથી, મોહ–માયાના ત્યાગીને સુલભ છે.

क. હિંસાવાદીઓથી બચાવ શી રીતે કરવો ? તેનું અનિષ્ટ કરીને કે તેનું અનિષ્ટ કરવાની ભાવના ઉત્પન્ન કરીને નહિ; પરંતુ સહન કરીને. એટલુંજ નહિ–પણ અનિષ્ટની એ ભાવનાને જડમૂળથી ઉખેડી નાખવા જરૂર પડે તો મરી ફીટીને, જગતનાં વિનાશક તત્ત્વો દૂર કરીને.

ड. અહિંસાને ઉત્તરોત્તર દુઃખો વહોરવાનીજ વાત છે. અખૂટ ધીરજની જરૂર રહે છે. પણ અંતે સત્ય સમજાય એટલે અનિષ્ટ કરનાર મિત્ર બને. એક અનિષ્ટ કરનારને સુધાર્યો–જગતનો એક અંશ જેટલો પણ સડો દૂર કર્યો.

**૫. ઉપસંહાર.**

"અહિંસામાં કોઇને નજ મારવું એ તો છે જ. સાથે કુવિચાર માત્ર હિંસા છે. ઉતાવળ હિંસા છે, મિથ્યા ભાષણ હિંસા છે, દ્વેષ હિંસા છે, કોઇનું બુરૂં ઈચ્છવું હિંસા છે. જે જગતને જોઈએ તેનો કબજો રાખવો એ પણ હિંસા છે. **—મહાત્મા ગાંધીજી—**

# ૪૨. લશ્કરી તાલીમ.*

**૧. સમજુતી.**

अ. શરીરને કસરત આપી સુદૃઢ, કસાએલું, ને કૌવતવાળું બનાવવું એ પ્રથમ ફરજ.

ब. શરીરબળ સાથે સંપ બળ કેળવવું, અને એ સામુદાયિક બળનો ઉપયોગ દેશના સંરક્ષણમાં–હિતકારક કામોમાં વાપરતાં શિખવું. એ લશ્કરી તાલીમ.

**૨. લશ્કરી તાલીમની જરૂરિઆત.**

अ. વ્યવસ્થિત–સંગઠન બળ વગર વ્યક્તિગત બળ નિરર્થક નીવડે છે. લાકડીઓની ભારીનું દૃષ્ટાન્ત.

ब. એકત્ર બળનો સામનો હંમેશાં ફળદાયી નીવડે છે. લાખો માણસોના લશ્કરને ફક્ત થોડાં માણસોના લશ્કરે હરાવ્યાના કેટલાએ દાખલા છે. એ ઉચ્ચ લશ્કરી તાલીમનું પરિણામ છે.

क. અહિંસક યુદ્ધોમાં તો ઉચ્ચ લશ્કરી તાલીમની ખાસ જરૂરિઆત.

**૩. બીજા દેશોમાં અપાતી લશ્કરી તાલીમ.**

अ. જર્મનિમાં ફરજિઆત લશ્કરી તાલીમ (૨૦–૨૫ વર્ષની ઉંમર)

ब. દરેક દેશમાં લશ્કરી તાલીમની કોલેજો છે. ( રોમમાં શરૂઆત )

क. અહિંસક લશ્કરી તાલીમની જરૂરિઆત–વિશ્વશાંતિ સ્થાપવા માટે.

**૪. લશ્કરી તાલીમથી થતા ફાયદા.**

अ. જીવનમાં જરૂર પડયે લડી લેવાની તાકાદ રહે છે.

ब. પરદેશના આપણા વેપાર રોજગારને રક્ષણ મળે છે.

क. દેશનાં બળ–સામર્થ્ય વધે છે, ગુલામી ભોગવવી પડતી નથી, સહનશક્તિ, સમયસૂચકતા, ઊંચી દેશદાઝ, અને નીડરતા વધે છે.

ड. શિસ્તપાલનથી સાથે ભેગા મળી સાહસિક કાર્યો, મોટી શોધો, અને અઘરાં કાર્યો કરવાની પ્રજા તાકાદ મેળવે છે.

**૫. ઉપસંહાર.**

अ. જો ફક્ત હિંસકવૃત્તિ હોય તો ટુંક સમયમાં એ શક્તિ છિન્નભિન્ન થઈ જાય. અને અહિંસક હોય તો દેશની આબાદી કાયમ રહે.

---

* યુનિવર્સિટીમાં પુછાયેલો પ્રશ્ન.

ख. દેશનું બળ બીજાનું અહિત કરવામાં નહિ પણ બધાંનું હિત કરવામાં વપરાય. તો દૈવી કામ થાય.

क. સુધરેલા માણસોના રક્ષણ માટે સામાન્ય માણસોએ ખપી જવું, એ કરતાં સર્વેએ પોતાનું રક્ષણ કરતા થઈ જવું એજ શ્રેય માર્ગ છે.

---

## ૪૩. શિસ્તપાલન.

### ૧. સમજુતી.

अ. સામુદાયિક પ્રગતિ સાધવા માટે આપણે ભેગા મળીને જે વ્યવસ્થા કરી હોય તેને સંપૂર્ણ અનુસરવું તે શિસ્તપાલન.

ब. કુદરતના ગુન્હાની માફી મળતી નથી તેજ પ્રમાણે જીવનમાં અનુસરવું.

### ૨. શિસ્તપાલનની જરૂરિઆત.

अ. શિસ્ત વગર કોઈ ઘર, શાળા, કે રાજ્ય વ્યવસ્થિત ચાલી શકે નહિ.

ब દેશહિતનાં કાર્યો શિસ્તપાલન સિવાય અશક્ય થઈ પડે.

क. નિયમ વિનાનું મનુષ્યજીવન એ સુકાન વિનાના વહાણ જેવું છે.

ड. શિસ્તના કાયદા સ્વતંત્રતાને બંધનકર્તા નથી. સ્વચ્છંદીને ફાંસારૂપ છે.

इ. શિસ્ત જાળવવાથી પ્રજાનાં બળ, સામર્થ્ય ને સમૃદ્ધિ વધે છે.

### ૩. શિસ્તપાલનનાં દષ્ટાન્તો.

अ. મધમાખીઓનો મધપુડો તપાસો.

ब. કીડીઓનું દર જુઓ.

क. કુદરતનાં બીજાં પ્રાણીઓ, વનસ્પતિ અને વિશ્વરચના તપાસો.

### ૪. શિસ્તપાલન જાળવવાનાં સ્થળો.

अ. ગૃહસ્થાશ્રમમાં—સંયુક્ત કુટુંબમાં.

ब. કેળવણી કે શિક્ષણ આપતી સંસ્થાઓમાં--છાત્રાલયોમાં.

क. સામાજિક હિતનાં કાર્યોની વ્યવસ્થા જાળવવામાં.

ड. હિતકારક રાજ્યવ્યવસ્થાને માન આપવામાં.

इ. રમતગમતો, મેળાવડા, પરિષદો, વરઘોડા, વગેરેમાં.

फ. સ્વદેશહિત માટે લડતા સૈનિકોમાં-લશ્કરમાં.

૫. **ઉપસંહાર.**

अ. જીવનની ઉત્તમ વ્યવસ્થા માટે શિસ્તપાલન જરૂરનું છે.

ब. શિસ્તપાલન સ્વતંત્રતા જાળવવા માટે અને સુખ-સગવડ મેળવવા માટે છે, જીવન રૂંધવા માટે નહિ.

---

# ૪૪. વર્ત્તમાનપત્રો.

૧. **ઉત્પત્તિ, સ્થિતિ અને વિકાસ.**

अ. ઉત્પત્તિ—૧૯મી સદીના અંતભાગમાં.

ब. વિકાસ—૨૦મી સદીની શરૂઆતમાં.

क. સ્થિતિ—પ્રજાને અંકુશમાં રાખનારી ત્રણ મુખ્ય સત્તા—
૧. બેન્ક, ૨. વર્તમાનપત્ર. ૩. લશ્કર.

૨. **વર્તમાનપત્રોના વર્ગ અને તેનું સ્વરૂપ.**

अ. દૈનિક, માસિક, સાપ્તાહિક, પત્રિકા, પાક્ષિક વગેરે.

ब. સ્વરૂપ—બંધારણ.

૧. દેશ પરદેશની જાણવા યોગ્ય ખબરો.
૨. મેળાવડા, રમતગમત, પરિષદો, સંમેલનોની માહિતી.
૩. વેપાર રોજગારના સમાચારો—તેને લગતી જાહેર ખબરો.
૪. નવા હુન્નર ઉદ્યોગોને લગતી માહિતી.
૫. આર્થિક, સામાજિક, રાજકીય, સાહિત્યને લગતા મનનીય લેખો.

૩. **વર્તમાનપત્રોની જરૂરિઆત અને ફાયદા.**

अ. જગતમાં બનતા બનાવો અને તેનાં પરિણામથી પ્રજાને વાકેફગાર રાખે—ભૂલો કરતાં અટકાવે.

ब. વેપારરોજગાર, હુન્નર ઉદ્યોગનો ફેલાવો કરે.

क. પ્રજામત ઘડવામાં—જાહેર કરવામાં, સમાજ સુધારણાને વેગ આપવામાં, અન્યાય, જુલમ અટકાવવામાં, અને પ્રજાને તેમજ રાજ્યની સત્તાને સીધે રસ્તે દોરવામાં મુખ્ય ભાગ ભજવે.

૪. **વર્તમાનપત્રની મુખ્ય ફરજો.**

अ. પ્રજાને સાચો રાહ બતાવવો અને પ્રગતિને જોસ આપવો.

ब. પ્રજાનો ગુપ્ત સડો દૂર કરવો, પાપનિવારણના માર્ગ સૂચવવા.

क. રાજાપ્રજાના કલ્યાણનોજ માર્ગ વિચારવો. સત્યમાર્ગ ગ્રહણ કરતાં આવી પડતી મુશ્કેલીઓ સહન કરવાની શક્તિ—નીડરતા.

ड. પ્રજાનું દિલ રંજન કરી કમાણી કરવાના ઉદ્દેશ્યથી નહિ, પરંતુ પ્રજાનાં સુખશાંતિ વધારનાર અને હિતકર રસ્તે દોરનાર.

૫. **ઉપસંહાર.**

अ. વર્તમાનપત્રોના તંત્રીઓની લાયકાત.

ब. વર્તમાનપત્રોની પ્રતિષ્ઠા—અગ્રલેખ ઉપર અને વિષયોની પસંદગી ઉપર.

क. અશ્લીલ ગુના, ભયંકર વાતો, અનીતિપ્રેરક જાહેરખબરો, ધર્મનિંદા, ગલીચ આક્ષેપો, સંકુચિત ભાવના, અને અસત્ય હકીકતોથી સારાં વર્તમાનપત્ર દૂર રહે છે.

ड. વર્તમાનપત્ર એ પ્રજાજીવનને ઘડનારી ઉત્તમ શાળા છે.

---

# કેળવણી અને શિક્ષણ.


૧. કેળવણી.

૨. સારી રીતભાત.

૩. વિશુદ્ધવાણીનો પ્રભાવ.

૪. પ્રદર્શન.

૫. પુસ્તકાલય.

૬. વિદ્યાર્થિજીવન.

૭. વિદ્યાર્થીઓનો ધર્મ.

૮. નવલકથાનું સ્વરૂપ.

૯. સારી નવલકથાનાં મુખ્ય અંગ.

૧૦. દેશી અને પરદેશી રમતો.

૧૧. રાષ્ટ્રીય શિક્ષણ.

૧૨. આદર્શ છાત્રાલય.


---

# ૪૫. કેળવણી.

**૧. સાચી કેળવણી કઈ ગણાય ?**
**૨. કેળવનાર પ્રથમ શું તપાસે છે ? પછી શું કેળવે છે ?**
**૩. ભણાવવું અને કેળવવું એ બેમાં શો તફાવત ?**
**૪. ભણતરથી આગળ વધાય કે કેળવણીથી ?**
**૫. કોણ ભણેલા નહોતા, છતાં બહુજ આગળ વધ્યા હતા ?**
**૬. હાલની કેળવણીમાં શી અપૂર્ણતા લાગે છે ? સારાંશ.**

દુનીઆમાં મનુષ્યને અનેક પ્રકારનાં કર્ત્તવ્યો કરવાનાં હોય છે. એ કર્ત્તવ્યોનો આધાર તેણે પ્રાપ્ત કરેલી શક્તિઓ ઉપર હોય છે. આ શક્તિઓનો વિકાસ થવામાં અનુકૂલ તાલીમ મળી હોય તો થોડી મહેનતે અને ટુંક સમયમાં તે શક્તિઓ ખીલી નીકળે છે. યુક્તિ પ્રયુક્તિથી મન, શરીર, વાણી, બુદ્ધિ, અને આત્માનો વિકાસ કરે, તાલીમ આપી લાયકાત વધારે, અને સ્થળ, સમય, ને વાતાવરણને અનુકૂલ બનાવી રાજ્ય, પ્રજા, કે સમાજને વધુ ઉપયોગી બનાવે તે ઉમદા કેળવણી છે.

પ્રથમ કેળવણી આપનાર કેળવવાની વસ્તુ તપાસે છે, તેના ગુણ જુએ છે, સ્વભાવ પિછાણે છે, માહિતી મેળવે છે, એમ તે વસ્તુનો તે સંપૂર્ણ જાણકાર બને છે. પછી તે જાણેલાં તત્ત્વોને તેના ગુણ સ્વભાવ ને કર્મને અનુસરી, યુક્તિ પ્રયુક્તિદ્વારા ઉત્તમ રીતે ખીલવવાની યોજના કરે છે, અને પછી જનસમાજને ઉપયોગી બનાવવાના પ્રયત્ન કરે છે. આ પ્રમાણે મનુષ્યોએ પોતાની બુદ્ધિથી કુદરતી શક્તિઓને ઓળખી, અનેક ચમત્કારી શોધો કરી છે. અથવા પૃથ્વીના જડ અને ચેતન પદાર્થોને કેળવી, મનુષ્યજાતને ઉપયોગી બનાવવામાં પ્રગતિ સાધી છે, મનુષ્યોએ પ્રાપ્ત કરેલી આ ઉત્તમ કેળવણીનું પરિણામ છે.

કેળવણીથી દરેક પદાર્થ વધારે ઉપયોગી બને છે. પશુપક્ષીઓ પણ કેળવણીથી અજબ કાર્યો કરી શકે છે. તો પછી મનુષ્ય જે શ્રેષ્ઠ પ્રાણી છે, અને જેમાં પરમાત્માએ અજબ શક્તિઓ મૂકેલી છે,

તેને ઉત્તમ કેળવણી આપવામાં આવે, તો તે અનુપમ કાર્યો કરી શકે તેમાં નવાઈ નથી.

સારી કેળવણીને પરિણામે મનુષ્યને હતાશ થવાનું ન રહે, ને તેને પોષણ મેળવવા ફાંફાં મારવાનાં ન હોય. જો એવું હોય તો તે સાચી કેળવણી નથી, પરંતુ દ્રવ્ય, સમય, અને શક્તિની વૃથા બરબાદી છે. ઉત્તમ કેળવણીને પરિણામે મનુષ્ય ધારે તે કાર્યો કરી શકે છે. અને ઐહિક અને પારલૌકિક સુખો મેળવે છે.

ભણવું અને કેળવણી લેવી એ બેમાં તફાવત છે. વાંચતાં, લખતાં, અને ગણતાં શીખવું તે ભણવું છે. વાંચતાં લખતાં શીખવું. એ કેળવણી માટે એક સાધન છે. આ સાધનદ્વારા મનુષ્ય પોતાની શારીરિક, માનસિક, અને આધ્યાત્મિક શક્તિઓનો સહેલાઇથી વિકાસ કરી શકે, અને જલદીથી કાર્યકુશળતા મેળવી શકે, પરન્તુ અક્ષરજ્ઞાન ન હોવા છતાં પણ મનુષ્ય કેળવણી લઈ શકે છે.

શિવાજીને અક્ષરજ્ઞાન નહોતું છતાં તેણે રાજ્યનું ઉમદા બંધારણ ઘડયું હતું. હૈદર જેવા ઘણા રાજાઓ ભણેલા નહોતા. છતાં ઉત્તમ લડવૈયા હતા. સોક્રેટીસના સમયમાં ગ્રીસના લોકો અભણ હતા, છતાં વૃક્ષોની ઘટા નીચે તત્ત્વજ્ઞાનનો વિવાદ કરતા હતા. એટલે ભણવું એજ માત્ર કેળવણી નથી પરન્તુ તાલીમ આપી શક્તિઓને ખીલવવી એજ કેળવણી છે.

સુથારના છોકરાને સુથારી કામ આવડે છે, ભીલના છોકરાને તીર મારતાં આવડે છે, વણકરના છોકરાને વણાટ કામ આવડે છે, એ તેમનાં માબાપની કેળવણીનું પારણામ છે. પરન્તુ એ કાર્યો કરવામાં સંપબળ, સારાં સાધન, ઉત્તમ અખતરા, અને બુદ્ધિપૂર્વક તાલીમ આપવાની યોજના હોય, તો શક્તિઓનો વધારે વિકાસ થાય, અને વધારે ફળદાયી નીવડે. કેળવણીની પદ્ધતિઓ આ રીતેજ દેશને લાભકારક નીવડે છે.

એક વિદ્વાન કહે છે, કે "જે કેળવણીથી માણસ પોતાનાં ને પોતાના દેશનાં કામ પ્રમાણિકપણાથી, કળાકૌશલ્યથી, અને પરમાર્થ બુદ્ધિથી કરવાને લાયક થાય, તેજ સંપૂર્ણ અને સાચી કેળવણી છે."

બીજો વિદ્વાન કહે છે, કે "જીવનમાં થતી સ્વાભાવિક વૃદ્ધિને કળાથી દોરવવી તેનું નામ કેળવણી છે, કે જેથી બુદ્ધિ તથા સદ્‌ગુણ એ બન્ને સાથે મળી પ્રકાશિત થાય. કેળવણી પામેલા માણસો મરી જાય છે, પણ તેઓની બુદ્ધિ તથા તેઓના સદ્‌ગુણ આવતા જમાનાના લોકને ઉત્તેજન આપી બુદ્ધિ વધારનાર, દુઃખ ઓછું કરનાર, ને સુખ આપનાર છે."

---

## ૪૬. સારી રીતભાત.

**૧. આપણે સારી રીતભાત શા માટે રાખવી જોઈએ?**
**૨. નિશાળમાં બધાં સાથે કેવી રીતે વર્તવું જોઈએ?**
**૩. જાહેર મિલ્કત કેવી રીતે જળવાય? આપણે શું કરવું જોઈએ?**
**૪. આપણો પહેરવેશ કેવો હોવો જોઈએ? શરીરસ્વચ્છતા જાળવવા શું શું કરવું?**
**૫. પરિષદમાં, મેળાવડામાં, કે સભામાં વર્તન કેવું રહેવું જોઈએ?**
**૬. સારી રીતભાત જાળવવાના બીજા કોઈ પ્રસંગો છે?**
**૭. સુંદર સ્વરૂપ સારૂં કે સુંદર રીતભાત?—સારાંશ.**

"સુંદર સ્વરૂપ કરતાં સુંદર રીતભાત વધારે સારી છે."

આપણા જીવનમાં આપણે ઘણા માણસોના સંબંધમાં આવવું પડે છે. તે વખતે એક સારા વિદ્યાર્થીને છાજે, એવી રીતે આપણે વર્ત્તન રાખવું; કે જેથી સામાનું દીલ રાજી રહે અને આપણું સારૂં દેખાય. વિદ્વાનની વિદ્યા અને લક્ષ્મીવાળાની લક્ષ્મી સારી રીતભાતથી શોભી ઉઠે છે; અને તે ઉપરાંત પ્રત્યેક વિદ્યાર્થીમાં રહેલા બીજા ગુણો પણ સુંદર રીતભાતથી પ્રકાશી ઉઠે છે. આ કારણથી સારી રીતભાત જાળવવાના કેટલાક પ્રસંગો આપણે ધ્યાનમાં રાખવા જોઈએ.

જે નિશાળમાં આપણે અભ્યાસ કરતા હોઇએ, તે નિશાળના બધા શિક્ષકો તરફ આપણે માનભરી દૃષ્ટિથી જોવું જોઈએ, અને તેમને નિશાળમાં, રસ્તામાં કે જ્યાં મળે ત્યાં નમન કરવું જોઈએ. શિક્ષક વર્ગમાં આવે ત્યારે તેમને ઉભા થઈને માન આપવું જોઈએ. અને જાય ત્યારે પણ ઉભા થવું જોઈએ. કોઈ સંભાવિત ગૃહસ્થ નિશાળમાં આવે, ત્યારે આપણા શિક્ષકની સાથે તેમને માન આપવામાં આપણે પણ જોડાવું જોઈએ. શિક્ષક શીખવે તે વખતે એકાગ્રચિત્તથી ધ્યાન આપવું. બાલીશ પ્રશ્નો પૂછી વૃથા કાળક્ષેપ કરવો નહિ. કામસર મુખ્યશિક્ષક પાસે આપણે જવું હોય, તો વિનયપૂર્વક રજા માગીને જવું જોઈએ. શિક્ષકો એ આપણું ભલું ઇચ્છનાર વડીલો છે. વડીલોની વાતચીતમાં આપણાથી વચમાં બોલી ઉઠાય નહિ, પણ જો આપણને કંઈ પૂછે, તો તેનો જવાબ આપણે તુરત અને નીડરતાથી પણ વિનયથી આપવો જોઈએ.

શાળામાંથી કે કોઈ જાહેર પુસ્તકાલયમાંથી ચોપડીઓ, માસિકો, કે વર્ત્તમાનપત્રો આપણે વાંચવા માટે લઈએ, તે જાળવીને વાંચવાં જોઈએ, અને સારી સ્થિતિમાં પાછાં વાળવાં જોઈએ. વાચનાલયોમાં મોટેથી વાંચી કોઈને ખલેલ કરવું નહિ, અગર વિવાદ કરીને વાંચનારાઓને ત્રાસ આપવો નહિ. શાળાના અંગની જે ચોપડીઓ આપણી પાસે હોય, તે પણ જાળવીને વાપરવી. તેમાં લીટા કરી, તેમાંનાં ચિત્રો બગાડી, કે સાહીના ડાઘા પાડી ચોપડીઓ બગાડી નાખવી નહિ. લખતાં સાહીથી આંગળાં ખરડાય નહિ, તેની પુરી કાળજી રાખવી. પેન્સીલ મોંઢામાં ઘાલવી, માથે કલમ લૂછવી, અને શરીર તેમજ કપડાં ડાઘાડુઘીવાળાં ને ગંદાં કરવાં, એ ખરાબ રીતભાત ગણાય છે. આપણાં લખવા વાંચવાનાં સાધનો જ આપણી રીતભાત બતાવી આપે છે.

આપણો પહેરવેશ તદ્દન સાદો, સ્વચ્છ, અને બંધબેસ્તો રાખવો જોઈએ. ભપકાદાર રહેવું, ફક્કડ થઈને ફરવું, છાતી કાઢીને ચાલવું,

ડોલતા ડોલતા હીંડવું, ધોતીઆનો છેડો ખભે નાખીને રખડવું, બદન ઉઘાડું રાખીને ફરવું, પાન ચાવતા ચાવતા કે બીડી ફૂંકતા ફૂંકતા રસ્તામાં ચાલવું, આ રીતભાત સારી ગણાતી નથી. આથી બીજાં માણસોની દૃષ્ટિએ આપણે હલકા અને અછકલા ગણાઈએ છીએ, અને તેથી આપણું વજન ઘટે છે. વળી આંખમાં પીયા હોવા, નખ વધી જવા, નાકમાં ગૂંગાં કે લીંટ રહેવી, દાંત પીળા પડી જવા, મોંઢા ઉપર કે શરીર ઉપર ઓગરાળા હોવા, મોં ઉપર તેલનો ચળકાટ હોવો, આવી બાબતોથી પણ સામા માણસને આપણા સંબંધી ખોટો ખ્યાલ આવે છે. માટે આવી ઝીણી ઝીણી બાબતો ઉપર આપણે સંપૂર્ણ ધ્યાન આપવું. દરરોજ નાહી ધોઈ સ્વચ્છ રહેવું અને પાસે રૂમાલ રાખવો કે જેથી જરૂર પડે હાથ, મોં વગેરે સાફ કરી શકાય.

કોઈ સંમેલનમાં, મેળાવડામાં કે ભાષણ વખતે આપણે જવાનું હોય, તો નિયત કરેલે વખતેજ ત્યાં જવું. કદાચ મોડું થઈ જાય, તો ચુપકીથી જઈને એક બાજુ બેસી જવું. ચાલતા કામમાં વચ્ચે ગરબડાટ કરવો નહિ, સભા વિસર્જન થાય, ત્યારે સ્ત્રીઓ, બાળકો અને સંભાવિત ગૃહસ્થો વિદાય થયા બાદ પાછળથી આપણે જવું જોઈએ. સ્ત્રીઓ સામે હંમેશાં સન્માનની દૃષ્ટિથીજ જોવું, અને તેમને દરેક બાબતમાં પ્રથમ માર્ગ આપવો. સ્ત્રીઓની જ્યાં હાજરી હોય, ત્યાં હંમેશાં આપણે બોલવાચાલવામાં, બેસવાઉઠવામાં, ઓઢવા પહેરવામાં પુરેપુરી સભ્યતા જાળવવી. સ્ત્રીઓ સામે કદી એકીટસે જોઈ રહેવાય નહિ, તેમજ તેમની સાથે કદી વાદવિવાદમાં તો ઉતરાયજ નહિ.

ઉપર ગણાવ્યા તે ઉપરાંત, સારી રીતભાત જાળવવાના બીજા ઘણા પ્રસંગો છે. આનંદના જલસા, ધાર્મિક ઉત્સવો, લગ્નના ઉત્સવો, મેળા, પરિષદો, ઈનામના મેળાવડા, હરિફાઈની રમતગમતો, રાજદરબાર વગેરે સ્થળોએ આપણે અનેક માણસના સહવાસમાં આવવું પડે છે.

આવા અનેક પ્રસંગોએ આપણે આપણું વર્તન એક સભ્ય પુરુષને છાજે એવું રાખવું જોઈએ. આપણા વર્તનથી સામાનું દીલ કચવાય નહિ, તેમજ આપણા પ્રત્યે ઘૃણા ઉત્પન્ન ન થાય એ ખાસ સાચવતું જોઈએ. એટલું તો ચોકસ ધ્યાનમાં રાખવું કે સારી રીતભાતથી જીવનના માર્ગ સરળ બને છે, અને સામાની પ્રીતિ મેળવી શકાય છે. જે આપણને ભવિષ્યમાં અનેક રીતે ફળદાયી નીવડે છે.

---

## ૪૭. વિશુદ્ધ વાણીનો પ્રભાવ.

**૧. સારી વાણીના ઘડતરનો આધાર શા ઉપર રહે છે?**
**૨. બાળકોની વાણી કોનાથી ઘડાય છે?**
**૩. વાતચીત કરતાં કઈ બાબતો ધ્યાનમાં રાખવી જોઈએ?**
**૪. સારી વાણીથી જીવનમાં શા લાભ છે?**
**૫. આચારવિચારયુક્ત વિશુદ્ધવાણીનો પ્રભાવ કેટલો? સારાંશ.**

પ્રત્યેક માણસ પોતાના મનના વિચાર વાણીદ્વારા બીજાને જણાવી શકે છે. આ વાણી વિચારને સંપૂર્ણ અનુરૂપ હોવી જોઈએ. વાણીનો જેમ જેમ વપરાશ થાય, અનુભવ થાય, તેમ તેમ સારી વાણીનો ઉપયોગ કરવાની આવડત આવે, એમ કરતાં કરતાં વાણી કેળવાય. વાણીની કેળવણીનો આધાર જ્ઞાનશક્તિ, સદાચાર અને સુસંસ્કાર પર રહેલો છે.

કેળવાયલી વાણી ઉત્તમ ફળ આપનારી છે, વાણી એ પ્રભુએ મનુષ્યને આપેલી ઉમદા બક્ષીસ છે. આ વાણી બાલપણથીજ ઘરમાં માબાપના અને શાળામાં શિક્ષકના સંસ્કારથી કેળવાય છે, અને પછી અનુભવદ્વારા વધારે પ્રકાશી ઉઠે છે. શુદ્ધ ઉચ્ચાર કરવા, મિઠાશવાળા નમ્ર શબ્દોનો પ્રયોગ કરવો, અને મર્યાદા જાળવી વિવેકસર બોલવું એ સારી કેળવણી હોય તોજ બને.

સારી રીતે વાતચીત કરવી એ એક કળા છે. તેથી જ્યારે જ્યારે કોઈની સાથે વાતચીત કરવાનો આપણને પ્રસંગ મળે, ત્યારે

તે વખતે વાણીમાં મધુરતા અને સંપૂર્ણ સભ્યતા જાળવવી. વાતચીત પ્રસંગે આપણાં પોતાનાં વખાણ કરી આપવડાઈ કરવી નહિ, તેમજ આપણી વિદ્વતા, કુલીનતા, ગૃહસ્થાઈ, હોશિઆરી, વગેરેનું કદી પણ પ્રદર્શન કરવું નહિ. કેટલાકને કોઈની વધારા પડતી તારીફ કરવાની, કે હોય તેના કરતાં વધારીને વાત કરવાની ટેવ હોય છે. આ ટેવ સારી નથી. આપણી વાણીમાંથી સામા માણસને દંભ, કે દોઢડાહ્યા-પણું ન જણાઈ આવે એની પુરે પુરી કાળજી રાખવી.

તુંકારાથી બોલવા–બોલાવવાની રીત પણ સારી નથી. હલકા લોકોજ તોછડાઈથી બોલે છે. તેઓ સહેજસહેજમાં ગાળ ભાંડે છે, અપશબ્દો બોલે છે, નિરર્થક બૂમો પાડે છે, અને હુંપદ રાખી વડીલોનું અપમાન કરી બેસે છે. સભ્ય માણસને બીભત્સ વાણી બોલવી કદી છાજેજ નહિ.

વાણી એ તો આંતરજીવન અગર વિચારોનું જયઘોષ કરતું વાજિંત્ર છે. એની મારફતે માણસ જગતની સહાય મેળવી શકે છે. વાણી જેટલી શુદ્ધ અને નિર્મળ તેટલો તે માણસ પવિત્ર ગણાય છે. અને મન, વાણી ને કર્મના સંબંધમાં જેટલી ઉણપ હોય તેટલો તે પ્રપંચી ગણાય છે. સામાન્ય રીતે વિચાર અને આચાર ઉપરથીજ વાણીનું સ્વરૂપ ઘડાએલું હોય છે.

ઉત્તમ વક્તા પોતાની વાણીના અનુપમ પ્રવાહ વડેજ શ્રોતા-ઓને વશ કરી શકે છે. તે શ્રોતાઓને હસાવે છે, રમાડે છે અને રડાવે છે, આ બધું તે વિશુદ્ધ વાણીના પ્રભાવથીજ કરી શકે છે. માટે હંમેશાં મલિન વાણીનો ત્યાગ કરી મધુર વાણી બોલવાનો અભ્યાસ પાડવો જોઈએ. સારી વાણીવાળો મનુષ્ય સર્વત્ર માન મેળવે અને સર્વની પ્રીતિ સંપાદન કરે છે. સંત પુરુષો પોતાની વાણીના પ્રભાવ વડેજ હજારો પતિત આત્માનું કલ્યાણ કરી તેમને સન્માર્ગે દોરે છે.

મીઠી વાણીથી ગમે તેટલાં અઘરાં કાર્યો પણ સહેલાં થાય છે. વાણીની મધુરતા વડે કેટલાંએ માણસો મોટાં કામ કરવામાં ફાવ્યા

છે. વાણીની મિઠાશ આગળ ગમે તેવા મોટા માણસનાં ગૌરવ અને પ્રતિભા પણ ઝાંખાં પડે છે, શુદ્ધ આચારવિચારથી ઘડાએલી વિશુદ્ધ વાણી આ દુનિઆમાં વહાલા પ્રિયજન કરતાં પણ વધારે કામ આપે છે.

આચારવિચાર યુક્ત વાણી કુદરતી હોય અને તેના વગરની વાણી કૃત્રિમ હોય, કૃત્રિમ વાણીનો પ્રકાશ થયા વિના રહેતો નથી. કૃત્રિમ વાણી જીવનમાં સર્વ રીતે હાનિકારક નીવડે છે. માટે પ્રભુએ આપેલી વાણીનો સદુપયોગ કરી દરેક મનુષ્યે પોતાના જીવનના માર્ગ સરળ કરવા જોઇએ.

---

## ૪૮. પ્રદર્શન.

**૧. મનુષ્યે જ્ઞાન અને બુદ્ધિ વડે કયાં અને કેવાં કામો કર્યાં છે ?**
**૨. ટુંકા જીવનમાં એ અનુભવી શકાય ? પ્રદર્શનની ઉપયોગિતા શી?**
**૩. પ્રદર્શન કેટલી જાતનાં ભરાય છે ?**

૧ ખેતીવાડી પ્રદર્શન, ૨ વિદ્યાકળાહુન્નર પ્રદર્શન, ૩ સૃષ્ટિવિજ્ઞાન પ્રદર્શન, ૪ સાહિત્યપ્રદર્શન, ૫ ખાદીપ્રદર્શન, વગેરે.

**૪. શું નાટક, સીનેમા, મેળા, ગુજરી, એ પ્રદર્શન ગણાય ?**
**૫. દેશના ઉત્કર્ષમાં પ્રદર્શનનો ફાળો છે ? સારાંશ.**

સૃષ્ટિમાં કેટલીક એવી અદ્દભુત વસ્તુઓ છે, કે તે જોવાથી પ્રભુની અનુપમ લીલાનો ખ્યાલ આવે છે. સૃષ્ટિમાં ભિન્નભિન્ન ગુણ, સ્વભાવ ને સ્વરૂપનાં અનેક પશુ, પંખી અને જંતુ છે. મનુષ્ય પોતાની બુદ્ધિના સામર્થ્યવડે તેમને કળાથી વશ કરે છે, અને ઉપયોગી બનાવી સુખસમૃદ્ધિ મેળવે છે. પ્રથમ મનુષ્ય પોતાની જ્ઞાનશક્તિના પ્રભાવે કુદરતની શક્તિઓને નિહાળે છે; અને પછી તેને ઉપયોગમાં લઈ અદ્દભુત કાર્યો કરે છે, ને ઐહિક સુખો મેળવે છે.

સૃષ્ટિની આ અદ્દભુત શક્તિઓ અને પ્રાણીઓ, તેમજ ભિન્ન ભિન્ન પ્રદેશના જુદા જુદા લોકોએ પોતાની જ્ઞાનશક્તિ વડે ઉત્પન્ન કરેલી હજારો કળાઓ ને અદ્દભુત કાર્યોનો અનુભવ મનુષ્ય ટુંકી

જિંદગીમાં શી રીતે કરી શકે? એવી સગવડ પણ તેને શી રીતે મળે? દેશનો પ્રત્યેક માણસ એ લાભ શી રીતે મેળવે?

આ કારણથી રાજ્ય, પ્રજા અગર કોઈ સંસ્થા, દેશપરદેશથી એવી જોવા જેવી વસ્તુઓ, હુન્નરકળાની ચીજો, તે ન લાવી શકાય તેવી હોય તો તેની છબીઓ અગર નમુનાઓ, પ્રાણીઓ, પક્ષીઓ વગેરે મંગાવી એક સ્થળે એકત્ર કરે છે; અને મુકરર કરેલે વખતે જાહેર પ્રજાને જોવા માટે ખુલ્લી રાખે છે. પ્રજા ઘરને આંગણે, વગર મહેનતે, ને વગર ખર્ચે તેનું અવલોકન કરી ટૂંક સમયમાં ઘણો અનુભવ મેળવે છે. આવી ગોઠવણીને પ્રદર્શન કહે છે.

પ્રજાને તાલીમ આપવા ને પ્રજાની સંસ્કૃતિ વધારવા દરેક દેશમાં અને દરેક રાજ્યમાં પ્રદર્શનો ભરવામાં આવે છે. વિષયવાર, વર્ગવાર, કે ધંધા પ્રમાણે પ્રદર્શન અનેક જાતનાં હોઈ શકે છે.

ખેતીવાડીના પ્રદર્શનમાં ખેતીથી ઉત્પન્ન કરેલી સારી સારી ચીજોના નમુના; ઓછી મહેનતે અને ઓછે ખર્ચે સારૂં કામ થઈ શકે તેવાં ઓજારોના નમુના; ઉત્તમ ઉછેરનાં પ્રાણીઓ; પાણી મેળવવાનાં સાધનોના નમુના; વગેરે હોય છે.

કળાના પ્રદર્શનમાં, ભિન્નભિન્ન તરેહના ભરત, સીવણ ને ગુંથણકામના નમુના; ચિત્રકળાના ઉત્તમ નમુના; માટીકામની ઉત્તમ કારીગરીના નમુના; ધાતુ, આરસ, અને લાકડા ઉપર કરેલા ઉત્તમ કોતરકામ ને જડાવકામના નમુના; વણાટકામના સુંદર નમુના; વગેરે હોય છે.

સૃષ્ટિવિજ્ઞાનના પ્રદર્શનમાં, હવા, પાણી, વીજળી, પ્રકાશ વગેરેના અદ્‌ભુત ચમત્કારો; કુદરતની શક્તિઓ મનુષ્યને કેટલી ઉપયોગી છે, તેના પ્રયોગો; અને પદાર્થવિજ્ઞાન, રસાયનશાસ્ત્ર, ખગોળશાસ્ત્ર, વગેરેના પ્રયોગો કરવાનાં ઉત્તમ સાધનોના નમૂના વગેરે હોય છે.

નાટક અને સીનેમા એ પણ બનાવો અને ઘટનાઓનું પ્રદર્શન છે. શિક્ષણને લગતાં સાહિત્યો અને શિક્ષણપ્રયોગો માટે પણ પ્રદર્શન

યોજાય છે. સાહિત્યને અંગે પણ પ્રદર્શન ભરાય છે. આ પ્રમાણે વર્ગવાર અનેક જાતનાં પ્રદર્શન ભરાય છે. તહેવારને દિવસે ભરાતા મેળા, મુકરર થએલા વખતે ભરાતી ગુજરી, એ પણ એક જાતનાં પ્રદર્શન છે. જો કે તેમાં પ્રદર્શનનો હેતુ જળવાતો નથી, ફક્ત ખરીદવકરાની દૃષ્ટિ રહે છે, તોપણ એવે પ્રસંગે કંઈક કંઈક ઉત્તમ નમુના દૃષ્ટિગોચર થાય છે.

---

## ૪૯. પુસ્તકાલય.*

**૧. પુસ્તકાલય એ અનુભવી જ્ઞાનનો ખજાનો છે, એ કેવી રીતે ?**

**૨. બીજાં પ્રાણીઓના અને મનુષ્યના જીવનમાં શો ફેર છે? માનવો પ્રગતિ શાથી કરી શક્યા ?**

**૩. પુસ્તકો એ મહાત્માઓની જીવતી પ્રતિમા છે, એ કેવી રીતે ?**

**૪. જ્ઞાન એ શક્તિ છે, એ કેવી રીતે ? પુસ્તકોનો સહવાસ એ મહાત્માઓનો સત્સંગ છે, શી રીતે ?**

**૫. શાળા અને પુસ્તકાલય સરસ્વતીમંદિર છે, દેશમાં તેની જરૂરિઆત.**

મહાપુરુષો એ દેશનું યા પ્રજાનું ધન છે. એ લુંટાય તો પ્રજાનાં હૃદય ચિરાય, અને એ ધનનો સદુપયોગ થાય તો પ્રજામાં અવનતું ચેતન પ્રગટે. મહાપુરુષો મરતાજ નથી. તેમના વિચારો હંમેશાં જીવન્ત છે. ભૂતકાળમાં થઈ ગએલા મહાપુરુષોના અનુભવી વિચારોનો સંગ્રહ તે જ પુસ્તકાલય છે. જે પ્રજામાં પુસ્તકાલયોનાં પુસ્તકોનું શ્રવણ, વાચન અને મનન છે, તે પ્રજા નિરંતર જાગતી જ રહે છે. તે પ્રજાની પડતી થવી અસંભવિત છે. ભૂતકાળમાં થએલા અનુભવો લક્ષમાં લઈને જ મનુષ્યસમાજ આગળ વધે છે. મનુષ્યનું આયુષ્ય ટુંકું છે, એ ટુંકા જીવનમાં વધુ કામ કરવાને તેણે જુના અનુભવી

---

* યુનિવર્સિટીમાં પુછાયેલો પ્રશ્ન.

વિચારો મેળવી લેવાજ જોઈએ. અનુભવી વિચારોને સંગ્રહી રાખવાની કોશિષ વધારે હોય, તેમ તે દેશ વધારે સુખી થાય છે.

સૃષ્ટિમાં દરેક પ્રાણીને પોતાના જીવનમાં કંઈ નહિ ને કંઈ અનુભવો તો થાય છે જ, પણ તેમાં મનુષ્યો પોતાને પ્રાપ્ત થએલો અનુભવ વાણીદ્વારા પાછળ વારસામાં આપી શકે છે. બીજાં પ્રાણીઓનો અનુભવ તેના મૃત્યુની સાથેજ નષ્ટ થાય છે. પોતાના વિચાર બીજાને જણાવવાનું સાધન વાણી–ભાષા છે. તે મનુષ્યોને પ્રાપ્ત થએલી છે. પાછળથી લેખનકળા ને છાપવાની કળા પણ મનુષ્યોએ મેળવી. આમ ઉત્તરોત્તર અનુભવી જ્ઞાનના સંગ્રહનાં સાધનો વધતાં ગયાં, અને દુનીઆના તમામ જાતના અનુભવી જ્ઞાનનો સંગ્રહ પુસ્તકાલય રૂપી ખજાનામાં જમા થતો ચાલ્યો. જે ખજાનો પ્રત્યેક માનવીના જીવનની શરૂઆતમાં જ એની સન્મુખ રજુ કરવામાં આવેલો હોય છે. તે ખજાનો જોઇ, વિચારી, મનુષ્ય ઝડપથી આગળ વધે છે. આજ મનુષ્યજીવનની બલિહારી છે.

દુનીઆના સર્વ સાધુપુરુષો જુના અનુભવો વિચારે છે. એ વિચારતાં તેમને નવા વિચારો ઉદ્ભવે છે. તે વિચારોનો તે પાછો અનુભવ કરે છે. એ અનુભવ ઉપરથી પાછા નવા વિચારો ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે દુનીઆ ચાલતી આવી છે, ચાલે છે, અને ચાલશે. આ જુના અને નવા અનુભવી જ્ઞાનનો સંગ્રહ તે પુસ્તકાલય છે.

ધર્મશાસ્ત્રોમાં સત્સંગનો અદ્વિતીય મહિમા ગાયો છે. પુસ્તકો એ મહાત્માઓની જીવતી પ્રતિમાઓ છે. પુસ્તકોનો સહવાસ એ મહાત્માઓનો સત્સંગ છે. જગતના તમામ પ્રકારના જ્ઞાનનો સંગ્રહ પુસ્તકોમાં હોય છે. એવાં પુસ્તકાલયો એ મહાત્માઓનું રહેઠાણ છે. દુનીઆના ગમે તે ખુણે ઉત્પન્ન થએલા મહાપુરુષને આપણે વગર ખર્ચે, વિના વિલંબે, અને વગર પ્રયત્ને, આપણે પુસ્તકાલયમાં ઓળખીએ છીએ, પિછાણીએ છીએ, અને તેમનો સત્સંગ કરી ઐહિક અને પારલૌકિક સુખો મેળવી શકીએ છીએ.

જ્ઞાન એ શક્તિ છે. જ્ઞાનના પ્રકાશથી મનુષ્યનાં તમામ જાતનાં દુઃખો નષ્ટ થાય છે, સાચું મનુષ્યબળ આવે છે, અને સ્વમાન અને સ્વાશ્રયનો ગુણ જાગ્રત થાય છે. જ્ઞાન પ્રાપ્ત કર્યાં પછીજ કર્મ હોય. જ્ઞાનનો અદ્વિતીય પ્રકાશ કર્મ ઉત્પન્ન કર્યાં વિના રહેતો નથી. પ્રજામાં આવાં જ્ઞાનક્ષેત્ર બે છેઃ શાળાઓ અને પુસ્તકાલયો. શાળાઓ એ વિદ્યાર્થીઓનું સરસ્વતી મંદિર છે. અને પુસ્તકાલય એ સમસ્ત માનવસમાજનું સરસ્વતી મંદિર છે. એ બન્ને મંદિરોને જગતની અનુભવી જીવન ઘટનાઓનું સંપૂર્ણ પ્રદર્શન બનાવવું જોઈએ.

અજ્ઞાનતા અને ગરિબાઈ ટાળવા માટે ગામડે ગામડે જ્ઞાનનો પ્રચાર કરવા શાળા હોવી જોઈએ. તેમ પુસ્તકોનો પ્રચાર પણ ઝુંપડીએ ઝુંપડીએ થવો જોઈએ. ગરીબમાં ગરીબ માણસ પણ જ્ઞાનામૃતનો લાભ જ્યારે વિના પ્રયત્ને અને મફત મેળવી શકશે, ત્યારેજ માનવજીવન ઉજ્જવળ બનશે, અને સમાજનો આંતરિક સડો તેમજ મલિનતા દૂર થશે.

---

## ૫૦. વિદ્યાર્થિજીવન.*

**૧. વિદ્યા એટલે શું? જીવનમાં વિદ્યાની જરૂર શી?**
**૨. વિદ્યાર્થિજીવનનો કાળ બહુજ કીમતી છે, શા માટે?**
**૩. પહેલાં બ્રહ્મચર્યાશ્રમમાં મુખ્ય કર્તવ્યો કયાં ગણાતાં હતાં?**
**૪. મહર્ષિ ગૌતમમુનિ શું કહે છે? શુકદેવજી શું કહે છે?**
**૫. વિદ્યાર્થિજીવન ઉપરજ શું આખા જીવનનો આધાર છે?**
**૬. હાલના વિદ્યાર્થીઓ એ ભાવિ હિંદના નાગરિકો બનવાના, માટે જીવન અજવાળવા શું શું કરવું? સારાંશ.**

સૃષ્ટિમાં અનંત જીવો છે, એ જીવોમાં પ્રાણીઓ શ્રેષ્ઠ છે, પ્રાણિમાત્રમાં મનુષ્ય શ્રેષ્ઠ છે, અને મનુષ્યની જિંદગીમાં વિદ્યાર્થી

* યુનિવર્સિટીમાં પુછાયેલો પ્રશ્ન.

અવસ્થા એ ઉત્તમમાં ઉત્તમ અવસ્થા છે. મનુષ્યના આખા જીવનમાં જાણવા યોગ્ય અને મેળવવા યોગ્ય જે અનુભવી જ્ઞાન તે વિદ્યા છે. વિદ્યા એ મહાન શક્તિ છે. એક શ્લોકમાં કહ્યું છે, કે "વિદ્યા એ માણસનું ઉત્તમ ભૂષણ અને ગુપ્ત ધન છે. સંસારમાં વૈભવ, કીર્તિ, અને દરેક જાતનું સુખ આપનાર સાચામાં સાચો ગુરુ વિદ્યા છે. રાજ્યમાં વિદ્વાનને માન મળે છે, ધનવાનને મળતું નથી. વિદ્યા વગરનો માણસ પશુ સમાન છે." બીજા એક શ્લોકમાં કહ્યું છે, કે "વિદ્વાન અને રાજા કદી પણ બરાબર નથી. રાજા તો પોતાના દેશમાંજ પુજાય છે. પણ વિદ્વાન તો સઘળે પુજાય છે." વિદ્યા–ધન કેટલું કીમતી છે તે બાબત એક શ્લોકમાં જણાવે છે, કે "જે ધનને ચોર ચોરી કરી જઈ શકતો નથી, રાજાથી તે લઈ શકાતું નથી, તેમાં ભાઈનો ભાગ પડી શકતો નથી, તે ભાર કરતું નથી, અને તેને વાપરતાં બમણું વધે છે; એવું વિદ્યારૂપી ધન બધા ધનમાં શ્રેષ્ઠ છે." આ વિદ્યા રૂપી શક્તિ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનાર તે વિદ્યાર્થી, અને તે શક્તિ પ્રાપ્ત કરવાના સમયને અનુરૂપ જીવન તે વિદ્યાર્થિજીવન.

જ્ઞાન એ શક્તિ છે. તે શક્તિને પ્રભાવે પ્રત્યેક મનુષ્ય આ લોકનાં ને પરલોકનાં સુખ મેળવી શકે છે. એ મહાન શક્તિ પ્રાપ્ત કરવાનો સમય વિદ્યાર્થિજીવન છે. જો આ ઉત્તમ કાળમાં શરીર, મન, અને બુદ્ધિને સારી રીતે કેળવ્યાં હોય, ઉત્તમ સદ્‌ગુણો રૂપી બીજનું વાવેતર કરવામાં આવ્યું હોય, અને શરીર, મન, ને આત્માને જરૂરી ખોરાક પ્રાપ્ત કરવાની તાકાદ મેળવી લીધી હોય, તો ભવિષ્યનું જીવન સ્વર્ગીય સુખ આપનારૂં થઈ પડે છે; માટે વિદ્યાર્થિજીવનનો કાળ જરાપણ બેદરકારીથી ન ગુમાવવો જોઈએ.

પ્રાચીન સમયમાં વિદ્યાર્થિજીવનને બ્રહ્મચર્યાશ્રમથી ઓળખતા. બ્રહ્મચર્ય એટલે બ્રહ્મપ્રાપ્તિને માટે આચરવા યોગ્ય વ્રત; અને એ વ્રત તે વીર્યરક્ષણ, વિદ્યાધ્યયન, ને ઇશ્વરચિન્તન છે. સર્વ પ્રકારની માન-

સિક ને આધ્યાત્મિક શક્તિઓનો આધાર શરીરની શક્તિ ઉપર રહેલો છે. અને એ શરીરની શક્તિઓ બ્રહ્મચર્યવ્રતના સંપૂર્ણ પાલનથી આવે છે. મહર્ષિ ગૌતમ મુનિ કહે છે, કે "બ્રહ્મચર્ય વિના આયુષ્ય, તેજ, બળ, વીર્ય, બુદ્ધિ, લક્ષ્મી, મોટાઈ, ઇચ્છા, તપ, અને સ્વાભિમાનનો નાશ થાય છે." બાલ બ્રહ્મચારી શુકદેવજી કહે છે, કે "જેઓએ બ્રહ્મચર્યથી મનને પવિત્ર બનાવ્યું છે, તેઓ બીજા આશ્રમોમાં આનંદ પ્રાપ્ત કરે છે." અત્રિ મુનિ કહે છે, કે "બ્રહ્મચર્યના સંરક્ષણથી મનુષ્યજીવનને સુખ આપનારી અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે." આ પ્રમાણે અગાધ શક્તિઓ પ્રાપ્ત કરાવનાર બ્રહ્મચર્યવ્રત દરેક વિદ્યાર્થીએ પાળવું જોઈએ. પ્રત્યેક વિદ્યાર્થીએ સ્ત્રીસમાગમથી દૂર રહેવું જોઈએ, અને વિષયવાસનાથી મુક્ત રહી પોતાના શરીરનું રક્ષણ કરવું જોઈએ.

દુનીઆમાં અનેક મહાપુરુષો થઈ ગયા છે. તેમની મહત્તાનું કારણ તપાસીએ, તો તેમનું વિદ્યાર્થિજીવન ઉજ્જવલ હતું એમ માલમ પડી આવશે. રાજસુખોનો ત્યાગ કરી, તથા અનેક દુઃખો વેઠી શ્રી રામચંદ્રજીએ અને લક્ષ્મણે વિશ્વામિત્ર ઋષિના આશ્રમમાં રહી જે વિદ્યા સંપાદન કરી હતી, તેના પ્રભાવેજ તેઓ પૂર્ણ ઐશ્વર્યયુક્ત યશસ્વી જીવન દુનીઆમાં દૃષ્ટાન્ત રૂપે મૂકી ગયા છે. મહાન શિવાજીનું વિદ્યાર્થિજીવન પણ રામદાસ સ્વામીના આશ્રમમાં ઘડાએલું હતું. શ્રી કૃષ્ણ ભગવાને પોતાનું બાલજીવન સાંદીપનિ ઋષિના આશ્રમમાં ગાળી મહાન શક્તિઓ પ્રાપ્ત કરી હતી. મહાન યોદ્ધા તરીકે પ્રસિદ્ધિ પામેલા અર્જુને દ્રોણાચાર્ય પાસેથી જ વિદ્યાર્થી અવસ્થામાં તાલીમ લીધી હતી. એવી રીતે દરેક મહાપુરુષે દુનીઆમાં ઉજ્જવળ કાર્યો કરી જે પ્રસિદ્ધિ મેળવી છે; તે તેમણે વિદ્યાર્થી અવસ્થામાં મેળવેલી શક્તિઓને પરિણામે છે. એ શક્તિઓ ભણવાથી મળતી નથી, પણ સાચી કેળવણીથીજ મળે છે. જે જ્ઞાન પ્રાપ્ત કરીએ તેને જીવનમાં ઉતારીએ, તોજ સાચી કેળવણી મળેલી ગણાય.

હાલના વિદ્યાર્થીઓ એ વીસ વરસ પછીનું હિંદુસ્તાન છે. હાલના એમના પુરુષાર્થ ઉપર દેશનું ભાવિ ઘડાશે; એમની પ્રાપ્ત કરેલી શક્તિઓથી દેશ દેદીપ્યમાન બનશે; એમની સદ્‌વિદ્યા દુઃખીઓની કકળતી આંતરડીને દિલાસો આપશે; એમનાં સત્યનાં આચરણે દેશ નેકી બનશે; એમના ધર્મના આચરણે દેશ પુરાતન આર્યાવર્ત્ત બનશે; અને એમના પારમાર્થિક જીવનથી દેશ સમૃદ્ધ બનશે. માટે દરેક વિદ્યાર્થીએ પોતાનો આવો અમુલખ અવસર વૃથા જવા દેવો નહિ. તેમણે પોતાના વિદ્યાર્થિજીવનનો સંપૂર્ણ સદુપયોગ કરી, શક્તિઓ પ્રાપ્ત કરવા હંમેશાં પ્રયત્નશીલ રહેવું જોઈએ.

---

## ૫૧. વિદ્યાર્થીના ધર્મ.

**૧. વિદ્યાર્થીની મુખ્ય ફરજો કઈ કઈ?**
**૨. તેણે પોતાનું અભ્યાસી જીવન કેવી રીતે ગાળવું જોઇએ?**
**૩. તેનાં ગુણ સ્વભાવ ને કર્મ કેવાં રહેવાં જોઇએ?**
**૪. વિદ્યાર્થીઓ સ્વાશ્રયી જીવન કેવી રીતે ગાળી શકે?**
**૫. નિત્યજીવન કેવું હોવું જોઇએ? શરીર, મન, ને આત્માની સ્વચ્છતા કેમ જળવાય?**

પ્રત્યેક મનુષ્યને પોતાના જીવનમાં ઘણી ફરજો બજાવવાની હોય છે; પરમાત્મા પ્રત્યે, માબાપ પ્રત્યે, ગુરુ પ્રત્યે, દેશ પ્રત્યે, કુટુંબી પ્રત્યે, વગેરે. પરન્તુ વિદ્યાર્થી માટે તો સૌથી વધુ અગત્યની પ્રથમ ફરજ વિદ્યારૂપી શક્તિ પ્રાપ્ત કરવાની છે. કારણ કે એ વિદ્યાના પ્રભાવેજ ભવિષ્યના જીવનમાં ઉપરની ફરજો સારી રીતે બજાવવાની તે લાયકાત મેળવે છે. આ કારણથી વિદ્યાર્થીઓ માટે તો પ્રથમ સદ્‌વિદ્યા શી રીતે મેળવી શકાય, એજ વિચારવું આવશ્યક છે. વિદ્યાર્થીએ પોતાનું અભ્યાસી જીવન કેવી રીતે ગાળવું તેનો પ્રથમ વિચાર કરીએ. વિદ્યાર્થિ-જીવનની દરેક પળ ઘણી કીમતી છે, તેને નકામી જવા દેવી નહિ. વિદ્યા સંપાદન કરવામાં હમેશાં તેણે તત્પર રહેવું જોઈએ. વળી

અભ્યાસ કરતાં ચારે બાજુ દોડી જતી વૃત્તિઓને રોકી ચિત્તને એકાગ્ર બનાવવું જોઈએ. તેમજ જે વિષયનું જ્ઞાન મેળવવાનું હોય તેમાં તદ્દરૂપ બની જઈ, તેના શ્રવણુ, મનન ને નિદિધ્યાસનથી વિષયને પોતાનો કરી લેવો જોઈએ. વળી થોડી મહેનતે અને થોડા વખતમાં તે વિષયની સમજણ મેળવી શકીએ, એવી અભ્યાસ કરવાની પદ્ધતિ પણ યોજી લેવી જોઈએ. આ પદ્ધતિ અથવા ધોરણ અભ્યાસના કામમાં સતત રચ્યા પચ્યા રહેવાથી આપોઆપ પ્રાપ્ત થાય છે.

અભ્યાસ કરવામાં ધોરણ ન હોય તો સમય અને મહેનત બન્ને બરબાદ જાય છે. જેનો અભ્યાસ કરવાનું કામ આપણે હાથપર લીધું હોય, તે જ્યાં સુધી પરિપૂર્ણ ન થાય, ત્યાં સુધી છોડવું નહિ, તેનાથી કંટાળવું નહિ, અને ચીવટથી તેને વળગી રહેવું. મન ઉપર કાબુ રાખી, વીખરાઈ જતી વૃત્તિઓને રોકી, ખંતને આગ્રહથી અભ્યાસને વળગી રહેવામાંજ અઘરી બાબતો પણ સહેલી થઈ જાય છે. માટે ધીરજથી નિર્ણીત કરેલા ધ્યેયને વળગી રહેવું, અને તે પૂર્ણ કર્યા વિના અટકવું નહિ. મુશ્કેલી દેખી પાછા હઠવું, એ કાયરપણાની નિશાની છે.

વિદ્યાર્થીઓએ પોતાને જરૂરની સગવડ પોતે જાતે મેળવી લેવી જોઈએ. બીજાની મદદ જેમ ઓછી લેવાય તેમ ઠીક છે. તેણે હમેશ સ્વાશ્રયીજીવન ગાળવાની ટેવ પાડવી. બીજાના આધાર સિવાય પોતાનું જીવન નિભાવતું એજ ખરી સ્વતંત્રતા છે. વળી કોઈ વિદ્યાર્થીને સારી શક્તિવાળો જોઈ તેની અદેખાઈ કરવી નહિ. તેના પ્રત્યે દ્વેષ રાખી તેનું બુરૂં કરવાનો વિચાર તો સ્વપ્ને પણ લાવવો નહિ. ઉલટું તેના જેવા થવા, અગર તેના કરતાં પણ વધારે શક્તિમાન બનવા પ્રયત્નશીલ થવું જોઈએ. બીજાનું સારૂં જોઈ પોતે આગળ વધવાનો પ્રયત્ન કરે એ ગુણને હરિફાઇ કહે છે એ હરિફાઈના ગુણ વડે વિદ્યાર્થીઓમાં ખંત, આગ્રહ અને ઉત્સાહથી કામ કરવાની વૃત્તિ ઉત્પન્ન થાય છે, અને તેથી અભ્યાસમાં જલદી સફળતા મળે છે.

વિદ્યાર્થીનું નિત્યજીવન કેવું હોવું જોઈએ તે હવે વિચારીએ. તેણે પોતાનું શરીર નીરોગી રાખવાને હંમેશાં નિયમિત રહેવું જોઈએ. તેણે શરીર ને મનને આરામ મળે એટલીજ ઊંઘ લેવી જોઈએ. શરીર નિભાવવા પુરતોજ તેણે ખોરાક લેવો જોઈએ. શરીરને કસવા પુરતીજ તેણે રમતો રમવી જોઈએ. અને માનાસક શક્તિઓ ખીલવવા પુરતોજ તેણે આનંદ ભોગવવો જોઈએ. બાકીનો બધો વખત તેણે નિયમિતપણે અભ્યાસ કરવામાંજ ગાળવો જોઈએ. વળી તેણે મોજશોખ ને વૈભવનો સર્વથા ત્યાગ કરવો, દરેક જાતનાં ખરાબ વ્યસનોથી દૂર રહેવું, વિષયવાસનાનો ત્યાગ કરવો, સ્વાદિષ્ટ ભોજન કે માંસ, મદ્ય, આદિ માદક પદાર્થોનો સંપૂર્ણ ત્યાગ કરવો, અને ક્રોધ, લોભ, મોહ, ભય, શોક વગેરેને પેસવાજ ન દેવા. તેણે હંમેશાં પ્રાતઃકાળમાં વહેલા ઉઠી શરીર અને મન સ્વસ્થ કરી ઈશ્વરની ઉપાસના કરવી જોઈએ. તેમજ આખા દિવસનાં કાર્યો સારી રીતે કરી સાયંકાળે સૂતી વખતે પણ ઈશ્વરચિન્તન કરતાં ઉંઘી જવું જોઈએ.

પ્રત્યેક વિદ્યાર્થીનું જીવન હંમેશાં સંયમી ને સહનશીલ રહેવું. જોઈએ. પરકલ્યાણનાં કામોમાં હમેશાં તેણે પ્રયત્નશીલ રહેવું જોઈએ. વિદ્યાર્થીઓએ વડીલો તરફ સન્માનની દૃષ્ટિથી જોવું, તેમને માન આપીને ચાલવું, અને તેમની સાથેની વર્તણુકમાં હમેશાં વિવેકી રહેવું. વૃક્ષોને ફળો આવતાં નીચાં નમે છે, તેમ વિદ્યાર્થીએ વિદ્યા પ્રાપ્ત થતાં વધારે નમ્ર બનવું જોઈએ. પ્રેમભાવ વગરનું જીવન તે જીવતાં મૃત્યુ સમાન છે, માટે દરેક તરફ સમાન પ્રેમભાવથી અને સમાન દૃષ્ટિથી જોવું. વળી સર્વના પિતા એક મહાન પ્રભુ છે, અને આપણે તેનો પરિવાર છીએ, એમ જાણી દરેક સાથે આપણાં ભાઈ બેનની માફક માયાળુપણે વર્ત્તવું જોઈએ, અને એકબીજાને મદદ કરવાની ભાવના રહેવી જોઈએ.

---

# પર. નવલકથાનું સ્વરૂપ, અને તેની જીવન ઉપર થતી અસર.

**૧. સાહિત્ય એટલે શું? શું નવલકથાઓ એ સાહિત્ય છે?**
**૨. નવલકથાની રચનામાં ખુબીઓ કયાં રહેલી છે? સમાલોચના.**
**૩. કઈ અને કેવી નવલકથાઓ સારી ગણાય?**
**૪. દરેક નવલકથાકારે કઇ બાબતો લક્ષમાં રાખવી જોઈએ?**
**૫. ઉચ્ચ નવલકથા માનવજીવનનો કઇ રીતે ઉત્કર્ષ કરે? સારાંશ.**

દુનીઆમાં સૌને સારા થવું ગમે છે. સૌને મોટાઈ મેળવવાની ઇચ્છા હોય છે. એ પ્રબળ ઇચ્છાશકિત પ્રત્યેક મનુષ્યમાં જન્મથીજ મુકાએલી છે. એ પ્રબળ ઇચ્છાશક્તિને પ્રભાવે માણસ જ્યાં સારૂં જુએ, ત્યાં હમેશ તેની રસવૃત્તિ રહે છે. આવી રસવૃત્તિને પોષક આદર્શજીવનનું જેમાં નિરૂપણ હોય, જીવનની ઘટનાઓનું જેમાં ઉમદા વિવરણ, મંથન, કે અવલોકન હોય તે સાહિત્ય કહેવાય. સાહિત્ય એ જિંદગીના અનુભવોનું એક પ્રદર્શન છે.

નવલકથા એ સાહિત્યનું એક અંગ છે. નવલકથા એટલે લેખકે કલ્પના વડે નવીન ઉપજાવેલી વાર્તા યા કથા. નવલકથાના પ્રસંગો યા બનાવો લેખકે અનુભવેલા હોય છે, વિચારેલા હોય છે, કે બનવા પામતા હોય છે. આવા બનાવોને લેખક વાર્તાની સાંકળથી કલ્પના વડે ગુંથે છે. ને નવલકથારૂપે પ્રજા સમક્ષ રજુ કરે છે. લેખકે માનેલી આદર્શ ઘટનાઓનોજ તેમાં પ્રકાશ કરેલો હોય છે. નવલકથાકાર એ જીવનનો વિવેચક છે, તેના પોતાના જીવનલક્ષ્યના પ્રતિબિંબરૂપે નવલકથા હોય છે.

કોઇપિણ નવલકથામાં સામાન્ય રીતે સામાજિક, ધાર્મિક કે રાજકીય—ગમે તે કોઈ મહત્ત્વના પ્રસંગો યા બનાવોનું રસભર્યું, સ્થળ ને સમયને અનુસરતું, તેમજ સારી અનુકૂળ શૈલીમાં વિવરણ કરેલું હોય છે. અને તે બનાવોને અનુસરતાં પાત્રો કલ્પેલાં હોય છે. પરંતુ આ પ્રમાણે વાર્તાને બનાવોની સાંકળ વડે ગુંથવામાં ને વર્ણન કરવામાં જે શૈલી વપરાય છે તેમાં તફાવત રહે છે. કેટલાક લેખકો

બનાવો, પ્રસંગો, પાત્રો, સ્થળ અને સમયનું સીધી રીતેજ વર્ણન કરી વાચકને તેનાથી જાણકાર બનાવે છે; ત્યારે કેટલાક લેખકો એવી કળામય રચના કરે છે, કે પાત્રોના સંવાદમાંજ કે વાર્તાની ગુંથણીમાંજ તે બનાવો, પાત્રો, સ્થળ, સમય, વગેરેની વાચકને જાણ થઇ જાય છે.

આ બીજા પ્રકારની કૃતિ ઉત્તમ અને કળામય છે. પહેલા પ્રકારની કૃતિમાં લાંબાં વર્ણનો હોવાને લીધે વાચકને કંટાળો આવે છે, અને વાંચવા તરફ અરુચિ ઉત્પન્ન થાય છે. બીજા પ્રકારની કૃતિ વાચકને વધારે પસંદ પડે છે, તે તેને રસપૂર્વક વાંચે છે, અને આદિથી અંત સુધી તેનામાં એકસરખો ઉત્સાહ અને રસવૃત્તિ જાગ્રત રહે છે. આવી નવલકથાઓ જીવનપર ઉચ્ચ સંસ્કાર પાડે છે.

કેટલીક નવલકથાની ભૂમિકા નજદીકની ને પરિચિત હોય છે, ત્યારે કેટલીક નવલકથા અપરિચિત, કલ્પનાસૃષ્ટિમાં જ ઉત્પન્ન થએલી, અને અદ્દભુત તત્ત્વવાળી હોય છે. પરિચિત ભૂમિકામાં પાત્રોનો આદર્શ અને ગૌરવ નવલકથાકારે ભૂલી જવાં ન જોઈએ. અને અદ્દભુત તત્ત્વવાળી ભૂમિકામાં સત્યઅંશ જાળવવો જોઈએ, અર્થાત્ મર્યાદા સાચવવી જોઈએ. વળી વાર્ત્તાના બનાવોની ગુંથણી કરતાં નૈતિક તત્ત્વને વિસારે મૂકવું ન જોઈએ. નીતિથી તો સમાજનું પોષણ છે. કળાના રસમાં નીતિની અવગણના થાય નહિ.

જે નવલકથા દુનીઆની ઉપાધિઓનો ભાર હલકો કરે, માનવ જીવનને નવીન ચેતન અર્પે, અને નિર્દોષ આનંદ આપે, તેજ નવલકથા સારી ગણાય. જે ધર્મ અને નીતિના ઉત્તમ સંસ્કાર પાડે, શાશ્વત સુખના માર્ગ મોકળા કરે, અને જીવનનાં ગૂઢ તત્ત્વોનો ઉકેલ કરે, તે નવલકથા સારી ગણાય. જે દુનીઆમાં બનવા પામતા બનાવો રજુ કરી, ભવિષ્યના જીવન સરળ બનાવે; માનવ દિલોનું મંથન કરી, આંતર મનોવૃત્તિઓ બતાવે; અને જિંદગીનાં ઊંડાં તત્ત્વોનો પ્રકાશ કરી જીવનને અજવાળે તેજ સારી નવલકથા છે. પ્રજાનાં જીવન અજવાળવા ઉત્તમોઉત્તમ નવલકથાઓ સાહિત્ય પ્રદેશમાં ઉત્પન્ન થવી જોઈએ, અને અશિષ્ટ નવલકથાઓ ઉપર અંકુશ મુકાવો જોઈએ.

---

# ૫૩. નવલકથાનાં મુખ્ય અંગ.

**૧. નવલકથાની મહત્તાનો આધાર શા ઉપર છે?**

૧. વસ્તુસંકલના, ૨. પાત્રાલેખન, ૩. વાતાવરણ, ૪. રસાલેખન, અને ૫. શૈલી. આની સફળતા અને સંપૂર્ણતા ઉપર.

**૨. વસ્તુસંકલના એટલે શું? કઈ વસ્તુ સારી ગણાય?**
**૩. પાત્રાલેખન એટલે શું? પાત્રો કેવાં હોવાં જોઈએ?**
**૪. વાતાવરણ એટલે શું? કાળ અને સ્થળ જોવાની શી જરૂર?**
**૫. રસાલેખન એટલે શું? રસની જમાવટ કેવી રીતે થાય?**
**૬. શૈલી એટલે શું? કઈ શૈલી ઉત્તમ ગણાય?**
**૭. સાહિત્યમાં નવલકથાનું સ્થાન ક્યાં?—સારાંશ.**

કોઈપણ નવલકથાની મહત્તા તેનાં અંગોની સંપૂર્ણતા અને સફળતા ઉપર રહેલી છે. એવાં મુખ્ય અંગ પાંચ છે.

વસ્તુસંકલના, પાત્રાલેખન, વાતાવરણ, રસાલેખન, અને શૈલી.

નવલકથાની યોજના કયા મુદ્દા ઉપર રચાએલી છે, તેમાં મુખ્ય તત્ત્વ શું છે, એ રચનાનો હેતુ શો, અને માનવજીવનની કઈ ઘટનાઓનું ચિત્ર વાચક સમક્ષ લેખક રજુ કરવા માગે છે, તે બાબત નવલકથાની વસ્તુ કહેવાય છે. એવી ઘટનાઓ, પ્રસંગો, દૃશ્યો, યા બનાવોની વ્યવસ્થાપૂર્વક ગુંથણી કરવી તેને વસ્તુસંકલના કહે છે.

નવલકથાની વસ્તુ હમેશાં ઉચ્ચ કોટિની હોવી જોઈએ. બનાવો યા પ્રસંગો હમેશાં સ્વાભાવિક અને સંગીન તત્ત્વવાળા હોવા જોઈએ, અને તેમાં મનુષ્યજીવનનું ઊંડું રહસ્ય બતાવવામાં આવેલું હોવું જોઈએ. જનસમાજની મનોવૃત્તિ પારખી જીવનના મહાન પ્રશ્નોનો જેમાં વિવેકથી ઉકેલ કર્યો હોય, અને જીવનનાં ઊંડાં તત્ત્વોનું જેમાં સંપૂર્ણ આલેખન કર્યું હોય, તેજ વસ્તુ સારી ગણાય. નવલકથાની ઉત્તમતાનો આધાર તેમાંના વિષયની મહત્તા, અને માનવજીવનના ગૂઢ રહસ્યના કરેલા ઉકેલ ઉપર રહે છે.

વસ્તુને દીપાવવા પાત્રાલેખન કાળજીપૂર્વક થવું જોઈએ. પાત્રો વાસ્તવિક અને જીવન્ત હોવાં જોઈએ. અદ્દભુત પાત્રો વસ્તુને મારી નાંખે છે, અને નૈસર્ગિક પાત્રો નવલકથાને દિપાવે છે. આવાં પાત્રો સરજવાની લેખકમાં શક્તિ હોવી જોઈએ. જ્યારે લેખક પોતે પાત્રમય બની જાય છે, ત્યારે પોતપોતાના ગૌરવ પ્રમાણે પાત્રોની વાચા આપોઆપ સ્વતંત્રપણે પ્રકાશી ઉઠે છે. એ રીતે જ્યારે આબેહુબ વર્ણન કરવાની શક્તિ ખીલે છે, ત્યારે લેખક ઉત્તમ કળાકાર બની વાર્તાના પ્રવાહમાંજ ઈસારાથી વાચકને પાત્રોનાં લાક્ષણિક ચિહ્નો બતાવી દઈ તાદશ્ય ચિતાર આપી દે છે.

નવલકથાના સ્વરૂપ પ્રમાણે પાત્રોની ખીલવણી કરવી જોઈએ. જેમ મનુષ્ય સ્વભાવનું ઊંડુ જ્ઞાન વધારે હોય, મનુષ્યના ગુણ–કર્મની યથાર્થ નિરીક્ષણ શક્તિ હોય તેમ પાત્રોની ખીલવણી સારી થતી જાય. વળી પાત્રોનો વસ્તુ સાથે સંબંધ રહેવો જોઈએ. પાત્રોના સ્વભાવને અનુસરીનેજ વસ્તુરચના હોવી જોઈએ, તેમ વસ્તુરચનાને અનુકૂળજ પાત્રોનું આલેખન હોવું જોઈએ.

જે સ્થળ અને સમયના બનાવો હોય અગર જે પરિસ્થિતિમાં ઘટનાઓ બનવા પામે, તે જમાનાને અનુકૂળ વસ્તુ અને પાત્રો આલેખવાં જોઈએ. આ પરિસ્થિતિ વાતાવરણ કહેવાય છે. તેજ સ્થળના અને તેજ સમયના આચારવિચારને લેખકે અનુસરવું જોઈએ. કાળનો ક્રમ પણ જાળવવો જોઈએ. નવલકથા સામાજિક હોય તો તેને અનુસરતુંજ વાતાવરણ જોઈએ; અને નવલકથા કોઈ ઐતિહાસિક ઘટના ઉપર રચાયલી હોય, તો તે સ્થળ અને તે સમયનોજ ચિતાર લેખકે આપવો જોઈએ.

વાચક કોઈ નવલકથા વાંચે ત્યારે તેની રસવૃત્તિને પોષણ મળવું જોઈએ. રસ વિનાની કોઈપણ કૃતિ સફળ નજ ગણાય. આ રસની જમાવટ કાળજીથી કરવાની હોય છે. જ્યારે માનવજીવનના સુખ-દુઃખના પ્રસંગોમાં વાચકની રસવૃત્તિનું સંપૂર્ણ પોષણ થાય, ત્યારે જ

નવલકથાકારની ઉત્તમ ખુબી માલમ પડી આવે છે. રસની જમાવટ કરતી વખતે લેખકે રીત, શક્તિ, ને મર્યાદાનો વિચાર ભૂલી જવો ન જોઈએ.

દરેક લેખક પોતાના વિચારો અને લાગણીઓ, પોતાની લખાણની શૈલીદ્વારા વાચક સમક્ષ રજુ કરે છે. જો લખાણની શૈલી પોતાના વિચારોને અનુરૂપ હોય, અને તે શિષ્ટ જનોમાં વપરાતી હોય, તોજ નવલકથા નૈસર્ગિક ગણાય. જ્યાં જેવો જોઈએ તેવો શબ્દોનો પ્રયોગ કરવામાં આવ્યો હોય, વાક્યરચનામાં શબ્દોની યોગ્ય ગોઠવણી કરી અર્થચમત્કૃતિ બતાવવામાં આવી હોય, અને જેમાંથી પાત્રો ને વસ્તુ પ્રમાણે ગૌરવ જળવાવાનો ધ્વનિ નીકળી આવતો હોય તે શૈલી સારી ગણાય. દરેક લેખકની શૈલી ઉપર જમાનાની અસર થયા વિના રહેતી નથી; તેમ લેખકને જે લખાણ ઉપર વધારે આદરભાવ હોય, તેની અસર પણ પોતાના લખાણમાં આવ્યા વિના રહેતી નથી; છતાં પણ લેખક જે શૈલીદ્વારા વસ્તુ, પાત્રો ને વાતાવરણને અનુકૂળ રસની ઉત્તમ જમાવટ કરી, પોતાના વિચારો તથા લાગણીઓને સચોટ રીતે પ્રદર્શિત કરી શકે, તે શૈલી લાભદાયક બને, અને તેજ શૈલીદ્વારા આબેહુબ વર્ણન કરી વાચકને તલ્લીન બનાવી શકે. કૃત્રિમ શૈલી નવલકથાનું સ્વરૂપ ફેરવી નાખે છે.

નવલકથા એ સાહિત્યનું એક અંગ છે. જે દેશમાં નવલકથાનું સાહિત્ય ખીલેલું હોય છે, તે દેશની પ્રજાનું જીવન ઉજ્જવળ રહે છે. નવલકથા એ પ્રજાની એક ઉમદા શાળા છે. તે છુપી રીતે માનવ-સમાજ ઉપર સચોટ સંસ્કાર પાડે છે. જે મરણપર્યંત ભુંસાતા નથી.

---

# ૫૪. દેશી અને પરદેશી રમતો.

**૧. પરિસ્થિતિ.**

अ. જીવનમાં રમતગમતનું સ્થાન, અને તેનું મહત્ત્વ.

ब. રમતગમતથી મળતો આનંદ, અને કસાતું શરીર.

**૨. રમતગમતો અને તેને અંગે થતા મેળાવડાની જરૂર.**

अ. શારીરિક બળ વિકાસ પામે છે.

ब. શિસ્તપાલન કેળવાય છે, અને જીવનમાં પુરતો આનંદ મેળવાય છે.

क. બંધુત્વની ભાવના, સ્વમાન, સહનશીલતા, સમયસૂચકતા, અને ખડતલપણું કેળવાય છે.

ड. સંઘબળ વધે છે, જે સામાજિક હિતનાં કાર્યો—આગ, રેલ, ધાડ, વગેરેમાં તે સંઘબળ ઉપયોગી થઈ પડે છે.

**૩. દેશી રમતો અને તેના લાભાલાભ.**

अ. ઘરમાં રમવાની રમતો—ડાહીનો ઘોડો, શેતરંજ, સોગટાંબાજી, વગેરે.

ब. બહાર રમવાની રમતો—ગેડીદડા, આટાપાટા, ચકભિલ્લુ, વગેરે.

क. લાભ—(૧) સોંઘી છે, અને દેશની ભાવનાને પોષક છે.
(૨) દેશી રમતોને વ્યવસ્થાસર બનાવવી જોઈએ.

**૪. પરદેશી રમતો અને તેના લાભાલાભ.**

अ. ઘરમાં રમવાની રમતો—ડ્રાફ્ટ, કેરમ, બીલીઅર્ડ, વગેરે.

ब. બહાર રમવાની રમતો—ક્રિકેટ, ફુટબૉલ, હૉકી, ટેનીસ, વગેરે.

क. લાભાલાભ—(૧) આપણા દેશની ભાવનાને પોષક નથી.
(૨) બહુજ ખર્ચાળ છે.

**૫. ઉપસંહાર.**

अ. રમતગમતો અને તેના મેળાવડાઓમાં વ્યવસ્થા અને નિયમનની જરૂર.

ब. વાજબી હરિફાઈ અને જીતનારની થવી જોઇતી કદર,

क. દ્વેષ—ઈર્ષા વગેરે અવગુણો જન્મ ન પામે તેની સાવચેતી.

---

# ૫૫. રાષ્ટ્રીય શિક્ષણ.

**૧. સામાન્ય હકીકત.**

૧. રાષ્ટ્રહિતને ધોરણેજ રાષ્ટ્રીય શિક્ષણ હોવું જોઈએ.
૨. સાચી દેશદાઝ અને રાષ્ટ્રીય અસ્મિતા પ્રગટ થવી જોઈએ.
૩. રાષ્ટ્રની શિક્ષણપદ્ધતિ રાષ્ટ્રેજ તૈયાર કરવી જોઈએ.

**૨. રાષ્ટ્રીય શિક્ષણની જરૂરિઆત.**

૧. પરરાષ્ટ્રીય શિક્ષણથી પોતાનાં મટી પારકાં બને.
૨. જિંદગીના અમૂલ્ય સમયની તેમાં થતી બરબાદી.
૩. પ્રજાજીવનને પ્રતિકૂલ-સંસ્કૃતિમાં મિશ્રણ.
૪. અંધ અનુકરણથી છિન્નભિન્ન થતી સામાજિક રચના.

**૩. રાષ્ટ્રીય શિક્ષણથી થતા લાભ.**

૧. રાષ્ટ્રનું અસ્તિત્વ જળવાઈ રહે છે, ને દેશ પ્રગતિશીલ બને છે.
૨. રાષ્ટ્રના સાહિત્યની ખીલવટ અને સ્વભાષાનો વિકાસ.
૩, વ્યક્તિત્વનું થતું ભાન, અને સ્વતંત્રતાનું થતું સંરક્ષણ.

**૪. રાષ્ટ્રીય શિક્ષણ આપતી સંસ્થાઓ અને તેથી થતા લાભ.**

૧. ગુજરાત વિદ્યાપીઠ—મહાત્મા ગાંધીજી.
૨. વિશ્વભારતી—મહર્ષિ રવિન્દ્રનાથ ટાગોર.
૩. કાંગડી ગુરુકુલ—સ્વામી શ્રદ્ધાનંદ.

**૫. ઉપસંહાર—ચાલુ શિક્ષણથી નુકસાન.**

૧. આર્યસંસ્કૃતિથી દૂર રાખ્યા.
૨. કર્તવ્યોમાં શિથિલતા આણી.
૩. હિતશત્રુઓની ઉત્પત્તિ કરી.
૪. બુદ્ધિ, વાદવિવાદ, સહીસલામતી, ગુલામી, વિલાસ, વગેરેની વૃદ્ધિ.

---

# ૫૬. આદર્શ છાત્રાલય*

**૧. અર્થ અને સમજુતિ.**

૧. વિદ્યાર્થીઓ માટે એક સાથે રહી જીવન વિકાસ કરવાનું સ્થળ.

૨. ભાવિપ્રજાના ઘડતરનું સ્થાન—આવતી કાલના મહાપુરુષો ઘડવાની શાળા—બાહોશ નરવીર ઉત્પન્ન કરવાનું કારખાનું.

**૨. છાત્રાલયોની જરૂરિઆત.**

૧. સુધરેલા નાગરિકો, સાચા સ્વદેશ પ્રેમીઓ, આદર્શ પુરુષો ઉત્પન્ન કરવા માટે.

૨. આદર્શ છાત્રાલયો–શાંતિનિકેતન, દક્ષિણામૂર્તિ ભવન, કાંગડી ગુરુકુલ, જાલંધર કન્યા મહાવિદ્યાલય, વગેરે.

૩. દેશની ઝડપી પ્રગતિ સાધવા માટે.

**૩. આદર્શ છાત્રાલયનાં વિશિષ્ટ લક્ષણો.**

૧. આદર્શ છાત્રાલય એટલે એક સંસ્કારી આદર્શ સુખી કુટુંબ.

૨. બુદ્ધિ, ચારિત્ર્ય, અને શરીરનો એકી સાથે વિકાસ.

૩. વિદ્યાર્થીઓ નિયામકને તાબે નહિ પરંતુ નિયમને તાબે રહેવા જોઇએ.

૪. વ્યક્તિત્વનો નાશ ન થવો જોઇએ, અને કુદરતી વૃત્તિઓને સંતોષી જીવન વિકાસ સાધવો જોઇએ.

૫. સ્વાશ્રયી બનાવવાનું ઉમદા શિક્ષણ.

૬. સ્થાનની પસંદગીનું ધોરણ.

૭. સદ્‌ગુણોની ઉમદા ખીલવટ.

**૪. આદર્શ છાત્રાલયની દિનચર્યા.**

૧. સાત્ત્વિક અને પુષ્ટિકારક ખોરાક.

૨. નિયમિત શારીરિક તાલીમ,

૩. કડક શિસ્તપાવન વ્યસન, વિદ્યાનું ટેવ હળીમળીને રહેવાની.

૪. ચાલુ જમાનાના બનાવોથી સંપૂર્ણ વાકેફગાર.

૩. પ્રભુ ગૃહપતિ, સ્વદેશ પ્રતિ, વફાદારી પ્રભુભક્તિ.

૬. રમતગમતો, હસ્તઉદ્યોગોને સ્થાન.

૭. સારા સંસ્કાર આપવાનો ચાલુ પ્રયત્ન.

**૫. ઉપસંહાર.**

૧. આદર્શ ગૃહપતિ હોય તોજ આદર્શ છાત્રાલય.

---

* યુનિવર્સિટીમાં પુછાયેલો પ્રશ્ન.

# વિવેચન અને તત્ત્વજ્ઞાન.

૧. સદાચાર.

૨. સ્વાશ્રય.

૩. સુખદુઃખ.

૪. દુઃખ એતો મન અને આત્માની વ્યાયામશાળા છે.

૫. પ્રભુપ્રત્યેની આપણી ફરજ.

## ૫૭. સદાચાર.

**૧. વિદ્વાન, કુલીન કે બુદ્ધિમાન ચઢે કે સદાચારી ચઢે? સદાચાર એટલે શું?**
**૨. આચાર વિનાના વિચાર નકામા છે, શા કારણથી?**
**૩. મનુષ્યજીવનમાં સદાચારની કિંમત કેટલી?**
**૪. મહાપુરુષોના જીવનમાં તમને શું માલમ પડે છે?**
**૫. સદાચરણી મનુષ્યનાં ગુણ, સ્વભાવ, ને કર્મ કેવાં હોય?**
**૬. આત્મબળ શાથી મેળવાય? સદાચરણનો પ્રભાવ કેટલો?**
**૭. સારાંશ.**

આચાર એટલે રહેણીકરણી, રીતભાત અગર વર્તણુક. એ સત્ય રસ્તે હોય તો સદાચાર કહેવાય, અને એવા સદાચારવાળો માણસ તે સદાચારી કહેવાય. ઉત્તમ પ્રકારની કેળવણી પ્રાપ્ત કરી હોય, ઉત્તમ કુળમાં જન્મ્યો હોય, કે બુદ્ધિના પ્રભાવે કે અનુભવથી ઉત્તમ કુશળતા પ્રાપ્ત કરી હોય, તેથી તે સદાચારી છે એમ ન કહી શકાય; પરન્તુ જે અંતરની સદ્દ્વૃત્તિને બહાર આચારમાં મૂકી આદર્શજીવન ગાળતો હોય તેનેજ સદાચારી કહેવાય.

આચાર વિનાના વિચાર નકામા છે. એક બાળક પાટી ઉપર ગમે તેટલાં મીડાં કરે, તો પણ તેની કિંમત નથી; પરંતુ તે બધાં મીડાંની આગળ એકજ એકડો મૂકવામાં આવે, તો તે મીડાંની કિંમત લાખો ગણી થઈ જાય છે. તેવીજ રીતે વિચારો ગમે તેટલા સારા હોય, અને બુદ્ધિ પણ ગમે તેટલી સારી હોય. પરન્તુ તેની કિંમત નથી. વિચાર અને બુદ્ધિ સાથે આચાર હોય તોજ તેની કિંમત છે. વળી વિચાર અને બુદ્ધિ વગરનો આચાર પણ સદાચાર નથી. અર્થાત્ સદાચારમાં વિચાર ને બુદ્ધિ જોઈએજ. આ પ્રમાણે ઉત્તમ વિચાર જોઈએ, ઉત્તમ બુદ્ધિ જોઈએ, અને ઉત્તમ આચાર જોઈએ.

વિચાર પ્રાપ્ત કરવાનું સાધન સત્સંગ, અવલોકન અને પુસ્તકોનો સહવાસ છે. એ સાધનોથી પ્રાપ્ત કરેલા વિચારોના શ્રવણ, મનન,

અને નિદિધ્યાસનથી જ્ઞાન પ્રાપ્ત થાય છે. કોઈપણ વિદ્વાનના વિચારો તે તેનું નિરાકાર સ્વરૂપ છે, અને આચાર તેનું સાકાર સ્વરૂપ છે. જેના વિચારો ઉમદા હોય છે, તેની અસર તેના જીવન ઉપર થયા વિના રહેતી નથી. પરંતુ એ સદ્‌વિચારોને વળગી રહેવાનો તેનો ગુણ અને સ્વભાવ હોવો જોઈએ.

પોતાના વિચારોને દૃઢ નિશ્ચયથી વળગી રહેનારાજ દુનીઆમાં મહાપુરુષ થયા છે અને અમર કીર્તિ મેળવી ગયા છે. દુનીઆના બધા મહાપુરુષો પોતાના વિચારોને અડગપણે વળગી રહી, તેને પ્રત્યક્ષ કરવાના પ્રયાસમાં જ્યારે ફતેહમંદ થયા છે, ત્યારેજ ઉમદા કાર્યો કરી ગયા છે. માટે હંમેશાં સારા વિચારો કરવા, અને તેને દૃઢ નિશ્ચયથી વળગી રહેવું. વળી પ્રત્યેક મનુષ્યને સત્ય ઉપર દૃઢ પ્રીતિ હોવી જોઈએ. એ સત્યનિષ્ઠાથી જે સત્યવિચારો થાય, તેને પ્રાણાન્તે પણ ફેરવવા નહિ. જે માણસને નિશ્ચય નથી, તેનો વિચાર કામ લાગતો નથી, અને તેનું જીવન સુકાન વિનાના વહાણ જેવું છે.

સદાચરણી મનુષ્ય હમેશાં સત્યમાર્ગે ચાલે છે, કર્તવ્યો સમજે છે, અને પ્રમાણિકપણે લક્ષ્મી પ્રાપ્ત કરે છે. તે દયાળુ, નમ્ર, અને પરોપકારી હોય છે. તે સૃષ્ટિના દરેક જીવ ઉપર એક સરખી પ્રેમદૃષ્ટિ રાખે છે. એક વિદ્વાન કહે છે, કે "કોઈપણ દેશની આબાદી તે દેશની પ્રજાના સદાચરણ ઉપર છે, દેશના કિલ્લા, મહેલો ને વસુલાત ઉપર નથી." સદાચરણથી સદ્‌વિદ્યા મેળવાય છે, સદ્‌વિદ્યાથી સત્ય ઉપર પ્રીતિ થાય છે, એ સત્યનિષ્ઠાથી વિશ્વાસ ઉત્પન્ન થાય છે, જગતનો વિશ્વાસ મેળવવાથી લોકોનો અદ્વિતીય પ્રેમ મેળવાય છે, અને એ પ્રેમથી દરેક પ્રકારનાં ઐહિક અને પારલૌકિક સુખો પ્રાપ્ત થાય છે.

સદાચરણ કે સુંદર ચારિત્ર્યના પ્રભાવ વડે પ્રજા આત્મબળ મેળવે છે. એ આત્મબળ આગળ જગતનાં કોઈ બળ વિસાતમાં નથી. અગાધ શક્તિ વાળો રાવણ એક અબળા ગણાતી સીતાને વશ ન

કરી શકયો, હિરણ્યકશિપુ પાસે અખૂટ શક્તિ હોવા છતાં તે એક બાળક–પ્રલ્હાદને ન મારી શકયો, આમ સદાચારના અગાધ સામર્થ્ય આગળ બીજાં સર્વ બળો નકામાં થઈ પડે છે.

બુદ્ધિશાળી માણસનાં દુનીઆ વખાણ કરે છે; પણ સદાચારી માણસને દુનીઆ વશ થાય છે, એટલુંજ નહિ, પણ તેને માટે મરવા પણ તૈયાર થાય છે. વળી સદાચારી મનુષ્ય ઉપર પ્રભુ પણ રાજી રહે છે. તે તેને અનેક રીતે મદદ કરે છે. એક વિદ્વાન કહે છે, કે "ચારિત્ર્યની મુઠ્ઠી સો મણ વિદ્યાની બરાબર છે."

---

## ૫૮. સ્વાશ્રય.

**૧. તમને પરાધીન જીવન પસંદ પડે કે સ્વાશ્રયી? શાથી?**
**૨. સ્વાશ્રયનો ખરો અર્થ શો? શા માટે આપણા પોતાના શ્રમ ઉપરજ જીવન નિભાવવું જોઈએ?**
**૩. દુનિઆ બધી પરાશ્રયી બની જાય તો શું બને? પરાશ્રયી માણુશનાં ગુણ, સ્વભાવ, કર્મ કેવા પ્રકારનાં થઈ જાય?**
**૪. સાચા સ્વાશ્રયીનાં ખાસ લક્ષણો કયાં કયાં?**
**૫. દેશના ઉત્કર્ષ માટે કેવાં સ્ત્રીપુરુષો જરૂરનાં છે? સારાંશ.**

સ્વાશ્રય એટલે પોતાના શ્રમના ફળ ઉપરજ જીવનનો આધાર રાખવો તે. જે માણસ જેટલે અંશે બીજાના ઉપર આધાર રાખે છે, તેટલે અંશે તેનો તે ગુલામ બને છે, અને એવા માણસને જીવનના દરેક કાર્યમાં નિરાશાજ પ્રાપ્ત થાય છે.

આપણે આપણા જીવનમાં ખાવા પીવા માટે, ઓઢવા પહેરવા માટે અને જીવનમાં સુખ સગવડ ભોગવવા જે જે ચીજો વાપરીએ છીએ તે બધી ચીજો કંઈ શ્રમ વિના ઉત્પન્ન થતી નથી. કુદરતનો ભંડાર અખૂટ છે. તેમાંથી દરેક જીવ પોતાની સુખ સગવડની ચીજો શ્રમ વડે મેળવે છે. બુદ્ધિ ને અનુભવ પૂર્વક કરેલા શ્રમ વડેજ દુનિઆએ પ્રગતિ કરી છે. આ પ્રાપ્ત કરેલી ચીજોમાં નાણાં વડે અદલો બદલો થાય છે.

હવે આપણે વિચારવાનું કે જીવનમાં આપણે અનેક ચીજોનો ઉપભોગ કરીએ છીએ એ દરેક વસ્તુઓમાં આપણા શ્રમનો હિસ્સો કેટલો છે, અગર એમાંની કેટલી ચીજો આપણા શ્રમ વડે પ્રાપ્ત કરેલા પૈસામાંથી ખરીદેલી છે. જો આપણે બીજાના શ્રમ ઉપરજ આપણું જીવન નિભાવતા હોઈએ તો આપણે તેમને અન્યાય કરીએ છીએ. આપણા જીવનમાં આપણા નિભાવ પુરતો પણ આપણો શ્રમ હોવો જોઈએ.

આ પ્રભુના સુરાજ્યમાં બીજાનો શ્રમ વૃથા છીનવી લઈ લેવાનો આપણને અધિકાર નથી. બાપદાદા તરફથી વારસામાં મિલ્કત મળેલી હોય, તો પણ તે મહેનત વિના તો નહિજ ઉત્પન્ન થઈ હોયને! માટે એ શ્રમનો બદલો આપવાની આપણી ફરજ ચૂકવી જોઈએ નહિ. વગર શ્રમે પ્રાપ્ત થએલી થાપણનો પોતાનું અને પારકાનું ભલું કરવામાં ઉપયોગ કરી શકાય, પણ તેમાં સ્વાદારગી તો નજ થાય. બાલ્યાવસ્થાનો નિભાવ થાપણની મદદ વડે કરી શકાય, પણ પાકી ઉંમર થતાં, ખરો સ્વાશ્રયી હોય, તે તો તેનો પણ બદલો આપી છુટો થઈ જાય.

પારકા ઉદ્યોગનાં ફળ ભોગવવાની આશા રાખનાર પાપી, લુચ્ચો, કે હરામી કહેવાય છે. તેઓ પોતાના આત્માનો દ્રોહ કરે છે એટલુંજ નહિ, પણ દેશનો પણ દ્રોહી બને છે, અને અંતે સર્વને હાનિ પહોંચાડે છે. બીજાના આધાર ઉપર જીવવાનું છે, માટેજ ભીખને નકટ કહી છે. પરાશ્રયી માણસ તેની માતાને અને ભૂમિને ભારરૂપ છે. એવા મનુષ્યો સંસારમાં ન હોય તો તેથી જગતને તલભાર પણ નુકસાન નથી. ઘડીભર વિચારીએ કે જગત બધું બીજાના ઉપર આધાર રાખતું થઈ જાય, તો પરિણામ શું આવે? જગતનો વ્યવહાર એકદમ બંધ પડે, માટે દરેક મનુષ્યે પોતાને માટે અને પરકલ્યાણને માટે કંઈક શ્રમ તો કરવો જોઈએ. ઉચ્ચજીવન ગુજારવાની ખરી ચાવી સ્વાશ્રય છે.

ખરા સ્વાશ્રયી પુરુષો કોઈનો શ્રમ વૃથા સ્વીકારતાજ નથી. તેઓ હંમેશાં પોતાના બળ અને પરાક્રમ ઉપરજ ઝૂઝે છે. સ્વાશ્રયી માણસને બીજાના શ્રમનું ફળ બદલો આપ્યા વિના લઈ લેવાની ઇચ્છા થતીજ નથી. તેઓ પોતાના જીવનમાં પોતાના બાહુબળથીજ દરેક ઉન્નતિ મેળવે છે.

સ્વાશ્રયી માણસોજ દુનીઆને વધારે ઉપયોગી છે. કારણકે સ્વાશ્રયી માણસોના બળ વડે આખો દેશ સ્વાશ્રયી બને છે, અને દેશની સ્વતંત્રતા જળવાઈ રહે છે. વળી સ્વાશ્રયી માણસોની શક્તિઓ ઉત્તરોત્તર વૃદ્ધિ પામતીજ જાય છે, અને એ શક્તિઓની જમાવટ થતી રહે છે. આ શક્તિઓ મોટે ભાગે પરકલ્યાણમાંજ વપરાય છે, તેથી તે દેશ મહત્તા પ્રાપ્ત કરી ઉચ્ચ દશા ભોગવે છે.

સ્વાશ્રયી મનુષ્યની મુખમુદ્રા હંમેશાં આનંદી રહે છે, કારણ કે તે પોતાની ચાલુ હાલતમાં સંતોષ માની વધારે સારી કરવા હંમેશાં પ્રયત્નશીલ રહે છે. હિંમતથી સ્વબળે અખંડ ઉદ્યોગી રહી તે પોતાના કાર્યમાં વિજય મેળવે છે. વળી સ્વાશ્રયી માણસ બીજાના શ્રમનું ફળ ઇચ્છે નહિ. તેથી કોઈ બીજાના શ્રમનું ફળ છીનવી લેતો હોય, ત્યારે સાચી બાબત કહી દઈ તેને મદદ કરવા પણ ચૂકે નહિ. આવા સ્વભાવથી તે હંમેશાં ન્યાયી અને પ્રમાણિક ગણાય છે. હવે જે માણસ સ્વાશ્રયી, સંતોષી, ધૈર્યવાન, ન્યાયી અને પ્રમાણિક છે. તે માણસ દુનીઆમાં સ્વતંત્ર છે. આવા માણસને પ્રજા ચહાય છે, તેની મદદ ઇચ્છે છે, અને સંસારનાં સર્વ સામાન્ય સુખો તે ભોગવી સુખી બને છે. એક સ્વાશ્રયના ગુણમાંથી ઉપર પ્રમાણેના સદ્‌ગુણો પ્રાપ્ત થાય છે.

---

## ૫૯. સુખદુઃખ.

**૧. જીવનમાં સુખદુઃખનો ક્રમ તમને કેવો લાગે છે?**

**૨. સુખદુઃખનો આધાર શાના ઉપર છે? ધ્યેય ઉપર.**

ધ્યેયની પ્રપ્તિ તે સુખ અને અપ્રાપ્તિ તે દુઃખ, પણ મનુષ્યમાત્રનું ધ્યેય બદલાતુંજ રહે છે.

**૩. સામાન્ય દૃષ્ટિએ લોકોમાં કયાં કયાં સુખ અને કયાં કયાં દુઃખ ગણાય છે?**

દુઃખ—શારીરિક દુઃખ, માનસિક દુઃખ, વાણીનું દુઃખ, આધિભૂત, અપર દુઃખ, આધિદૈવ, અને પરદુઃખ.

સુખ—નીરોગી કાયા, દ્રવ્યની પ્રાપ્તિ, સુલક્ષણી સ્ત્રી, સુપુત્રની પ્રાપ્તિ, રાજ્યસુખ, કાર્યસિદ્ધિ, અને મોક્ષ. (શાશ્વત સુખ.)

**૪. આનંદ એ સુખનું આવિર્ભાવ સ્વરૂપ છે. પ્રસન્નવૃત્તિ એ સુખ.**

**૫. સદાચરણીનું સુખ ઉત્તમ પ્રકારનું ગણાય. સારાંશ.**

સુખ–દુઃખ, ચઢતી–પડતી, આનંદ–શોક, ઉદય–અસ્ત, ખીલવું–કરમાવું, જન્મ–મરણ, એ સૃષ્ટિનો ક્રમ છે. ભૂતમાત્રના જીવનમાં એ ઘડાએલાં છે. મનુષ્યમાત્રને પોતાના જીવનમાં ચઢતી–પડતીના ભોગ થવુંજ પડે છે. દુઃખ ભોગવવાથી સુખ પ્રાપ્ત થાય છે, અને સુખમાંથી પાછું દુઃખ ઉત્પન્ન થાય છે. સ્થાયી સુખ નથી મળતું, કે સ્થાયી દુઃખ નથી રહેતું; કારણ કે સંસારનાં તમામ સુખ–દુઃખ ક્ષણિક છે.

સામાન્ય રીતે સમાજમાં સુખ–દુઃખની વ્યાખ્યા એવી હોય છે કે જરૂરી વસ્તુઓની પ્રાપ્તિ તે સુખ, અને અપ્રાપ્તિ તે દુઃખ; પરંતુ એકજ વસ્તુ એકને સુખકારક થઈ પડે છે, ત્યારે તેજ વસ્તુ બીજાને દુઃખકારક નીવડે છે. આથી સુખ–દુઃખ એ પ્રત્યેક મનુષ્યની માનસિક સ્થિતિ ઉપર આધાર રાખે છે.

દરેક માણસને જીવનમાં એક લક્ષ્યબિંદુ હોય છે. તે લક્ષ્યબિંદુના સાફલ્ય ઉપર સુખ–દુઃખની મર્યાદા રહે છે. પ્રત્યેક મનુષ્યનાં દૃષ્ટિબિંદુ ભિન્ન ભિન્ન હોય છે. એ દૃષ્ટિબિંદુએ પહોંચવા અગર ધ્યેયને

પ્રાપ્ત કરવા તે હંમેશાં પ્રવૃત્ત રહે છે. એ પ્રવૃત્તિમાં જે અંતરાય આવે છે, તે દુઃખ છે, અને તેમાં જેટલી સરળતા અને સફળતા, તેટલું સુખ છે.

સફળતા પ્રાપ્ત થયા પછી દૃષ્ટિબિંદુ પાછું બદલાય છે, એટલે ધ્યેય ફેરવાય છે. એમ જન્મથી મરણ સુધી જીવનનાં લક્ષ્યબિંદુ બદલાયાંજ જાય છે, અને એ પ્રમાણે સુખ–દુઃખ ભોગવ્યાજ કરે છે. આ જીવનનો ક્રમ છે.

ધ્યેયના શુભ અને અશુભ એવા બે પ્રકાર છે, જેનું લક્ષ્ય-બિંદુ બદલાતાં હમેશાં ઉત્તરોત્તર ઉચાણના માર્ગમાં ગતિ કરતું હોય, તેની ઉત્તરોત્તર સુખની વૃદ્ધિ થયા કરે છે; અને જેનું લક્ષ્યબિંદુ નિચાણ તરફ ગતિ કરતું હોય, તેના જીવનમાં ઉત્તરોત્તર દુઃખની વૃદ્ધિ થયાજ કરે છે. કયું લક્ષ્ય અગર ધ્યેય ઉત્તમ, તે જ્ઞાન અને અનુભવથી માલુમ પડે. આથી પ્રત્યેક માણસે સઘળી સદ્‌વિદ્યા પ્રાપ્ત કરવી ઘટે, ને સંપૂર્ણ વિચાર કરવો ઘટે.

હવે આપણે વ્યાવહારિક દૃષ્ટિએ સુખ–દુઃખનો વિચાર કરીએ. વ્યવહારનાં સુખ–દુઃખો મનુષ્યના ગુણ, સ્વભાવ અને કર્મ ઉપર આધાર રાખે છે. આવાં સુખ–દુઃખ સાત પ્રકારનાં છે. પ્રથમ દુઃખ વિષે વિચાર કરીએ. અનેક પ્રકારના વ્યાધિઓથી પીડાવું તે શારી-રિક દુઃખ છે; રાગ, દ્વેષ, ચિંતા આદિ ગુણોથી ઉત્પન્ન થતું દુઃખ તે માનસિક દુઃખ છે; કર્કશ, પ્રપંચવાળી, નિન્દાયુક્ત અસત્ય વાણીથી ઉત્પન્ન થતું દુઃખ તે વાણીનું દુઃખ છે; ચોર, લુંટારા, દુશ્મન અગર હિંસક પ્રાણીઓથી ઉત્પન્ન થએલું, અગર ભવિષ્યમાં થવાનું જે દુઃખ તેને આધિભૂત કહે છે, રાજ્ય, સમાજ, કે જ્ઞાતિ તરફથી ઉત્પન્ન થતા દુઃખને અપર દુઃખ કહે છે; વિજળીથી, ઠંડીથી, ગરમીથી કે કુદરતના અકસ્માતથી ઉત્પન્ન થતું દુઃખ તે આધિદૈવ છે. જન્મની સ્થિતિ, પ્રારબ્ધ સંચિત જન્ય, કે ઇશ્વરદંડનાં દુઃખો તે પરદુઃખ છે.

ઉપર જણાવેલાં દુઃખોનો આધિ, વ્યાધિ ને ઉપાધિમાં અગર આધ્યાત્મિક, આધિભૂત, અને આધિદૈવમાં પણ સમાવેશ થઈ શકે

હવે સુખ પણ સાત પ્રકારનાં ગણાય છે; નીરોગી કાયા, દ્રવ્યની પ્રાપ્તિ, સુલક્ષણા–સ્ત્રી, સુપુત્રની પ્રાપ્તિ, રાજ્યસુખ, સિદ્ધિ, અને મોક્ષ. પ્રથમનાં છ પ્રકારનાં સુખ અનિત્ય છે, ને સાતમું નિત્ય શાશ્વત છે.

આનંદ એ સુખનું આવિર્ભાવ સ્વરૂપ છે. આવા આનંદ પણ પાંચ પ્રકારના કહેલા છે. વિષયાનંદ, વિદ્યાનંદ, આત્માનંદ, યોગાનંદ, અને બ્રહ્માનંદ, વળી નિષ્કામ કર્મ કરવામાં પણ સુખ છે એમ કહેલું છે. કેટલાક નિવૃત્તિમાં સુખ માને છે.

ટૂંકાણમાં, અંતઃકરણની પ્રસન્નવૃત્તિને સુખ કહી શકાય. એ પ્રસન્નવૃત્તિ જરૂરિઆતની પ્રાપ્તિ ઉપર રહે છે. જરૂરનાં ઉમદા સાધનોની જેમ વૃદ્ધિ, તેમ તે સમાજમાં સુખી ગણાય. એટલે દ્રવ્ય, વિદ્યા, ગુણ, સ્વભાવ ને કર્મ ઉપર સુખની ભાવનાનો આધાર રહેલો છે. સદાચરણી મનુષ્યનું સુખ સૌથી ઉત્તમ ગણાય.

---

## ૬૦. દુઃખ એ તો મન અને આત્માની વ્યાયામશાળા છે.

**૧. દુઃખમાંજ ઉચ્ચજીવનનાં ઘડતર ઘડાય છે.**
**૨. દુઃખોને ચાવવાવાળા મનુષ્યોજ રાજ્ય કરે છે.**
**૩. જડવસ્તુઓ પણ દુઃખથીજ કીમતી બને છે.**
**૪. દુઃખી મનુષ્યજ દુનીઆને વધુ ઉપયોગી છે.**
**૫. સત્યમાર્ગે પર જનારાઓને હંમેશાં દુઃખજ હોય છે.**

મન અને આત્માને અસાધારણ દુઃખોથી તાલીમ મળે છે, અને મોટાં કાર્યો કરવાની તાકાદ મેળવાય છે. દુનીઆના જેટલા મહાપુરુષો થયા છે, તે દરેકે અસાધારણ દુઃખ વેઠયાં છે, અને એ દુઃખો વેઠવામાંજ એમનાં ઉચ્ચજીવન ઘડાયાં છે.

દુઃખ વગર સુખ નથી મળતું. કોઈ પણ પદાર્થની કિંમત કસોટી થયા વિના અંકાતી નથી. મનુષ્યને પણ કસોટીનાં અસા-

ધારણ દુઃખો ખમવાંજ પડે છે. એ દુઃખોને પરિણામે તેઓ અસાધારણ વિજય પ્રાપ્ત કરે છે, અને મહાપુરુષ તરીકે ઓળખાય છે.

મહાપુરુષો તો દુઃખને નોતરે છે. ખરા ભકતોએ પણ ઘણીવાર પ્રભુ પાસે દુઃખો માગ્યાં છે, કારણ કે દુઃખમાંજ પ્રભુનું સ્મરણ થાય દુનીઆમાં દુઃખોને ચાવવાવાળા મનુષ્યોજ રાજ્ય કરે છે. દુઃખ વિના મનુષ્યની કિંમત અંકાતીજ નથી.

દુનીઆની જડ વસ્તુઓ પણ દુઃખથીજ કીમતી બને છે; સુવર્ણ ભઠ્ઠીમાં પડે છે, બળે છે, ટીપાય છે, ઘસાય છે, ત્યારેજ તેના અલંકાર બને છે; મોતી વિંધાય છે, ત્યારેજ પહેરવા લાયક બને છે; દહીંના મંથનમાંથીજ ઘી ઉત્પન્ન થાય છે: આમ દરેક પદાર્થો કસોટીએ ચઢતાંજ કીમતી બને છે, ને લાયકાત મેળવે છે એ પ્રમાણે મનુષ્ય પણ દુઃખોથી ઘડાય છે, અને વધુ ને વધુ મનુષ્યબળ પ્રાપ્ત કરે છે.

દુઃખી મનુષ્ય દુનીઆને વધુ ઉપયોગી છે. એને સર્વ કોઇ ચહાય છે. સુખો ભોગવનારી પ્રજા તો નિર્બળ બને છે, અને એન તરફ લોકોની ઘૃણા રહે છે. મોજશોખ અને વૈભવથી તો સર્વ કોઈનું પતન થાય છે. કુદરતના નિયમે દુઃખને શોધવાવાળા સુખ મેળવે છે, અને સુખને શોધનારા દુઃખ પકડી શકે છે. દુઃખ રૂપી કાળી જમીનમાંજ મહાત્મા રૂપી ઉત્તમ સુગંધી પુષ્પો ખીલે છે. આથી ઉન્નતિ ઇચ્છનાર દરેક મનુષ્યે દુઃખથી કાયર થવું ન જોઈએ, કંટાળવું ન જોઈએ, અને પોતાના દૃઢનિશ્ચયથી ડગવું ન જોઈએ.

હંમેશાં સત્યમાર્ગે જનારાઓને દુઃખજ હોય છે; લોર્ડ જીસસ ક્રાઇસ્ટને ફાંસીએ લટકાવું પડયું, પાંડવોને વનેવન રઝળવું પડયું, હરિશ્ચન્દ્રને વેચાવું પડયું, આ અસીમ દુઃખનાં દૃષ્ટાન્તો છે. અસાધારણ દુઃખો મનુષ્યના જીવનમાં અવનવો ફેરફાર કરે છે, અને અજબ શક્તિ લાવે છે; પરંતુ એ દુઃખો સમસ્ત જગતના કલ્યાણ માટે તેણે વેઠલાં હોવાં જોઈએ.

---

# ૬૧. પ્રભુ પ્રત્યેની આપણી ફરજ.

**૧. સૃષ્ટિની રચના તપાસો, તેમાં મનુષ્યનું સ્થાન ક્યાં છે?**
**૨. શા કારણે માણસના માથે મોટી ફરજો છે?**
**૩. પ્રભુ પ્રત્યેની ફરજ, સૌમાં મુખ્ય શાથી?**
**આપણા ઉપર પ્રભુના કયા કયા ઉપકારો છે?**
**૪. આપણે કેવું વર્તન રાખીએ તો પ્રભુ હંમેશાં રાજી રહે?**
**૫. આ સૃષ્ટિમાંની દરેક ચીજના માલીક કોણ? આપણે કોણ?**
**આપણે શું કરીએ તો સારૂં ગણાય? સારાંશ.**

આ સૃષ્ટિમાં આપણે ચારે બાજુ નજર કરીએ તો શું માલમ પડે છે? મોટા મોટા પર્વતો આવી રહેલા છે, તેમાંથી નાની મોટી અનેક નદીઓ વહન કરી રહી છે, અને તેનું પાણી પૃથ્વીને વિંટાઈ રહેલા વિશાળ મહાસાગરમાં સમાઈ જાય છે. વળી વિધવિધ જાતની વનસ્પતિ ખીલી રહી છે, રંગબેરંગી જંતુઓ અને પક્ષીઓ આનંદ કરી રહ્યાં છે, અને અનેક નાનાં મોટાં પ્રાણીઓ કુદરતમાં વિહાર કરી રહ્યાં છે. આ તમામ કુદરતી લીલાનો સરજનહાર એક પ્રભુ છે, તેની શક્તિ અગાધ છે, અને તેનું ઐશ્વર્ય અનુપમ છે. આ મહાન પ્રભુએ આવી કેટલીએ પૃથ્વીઓ સરજી છે વળી અનંત આકાશમાં જે તારાઓ અને સૂર્યો જણાય છે. એ પણ તેની અગાધ શક્તિઓની પ્રતીતિ કરાવે છે.

સૃષ્ટિમાં અનંત જીવો છે, અને એ જીવોમાં પ્રાણીઓ વધારે શક્તિવાળાં છે. આ પ્રાણીઓમાં મનુષ્ય સર્વથી શ્રેષ્ઠ છે, કારણ કે બીજાં પ્રાણીઓ કરતાં તેનામાં બુદ્ધિ અને વિચારશક્તિ વિશેષ છે. આ શક્તિઓથી મનુષ્ય સર્વ ઉપર શ્રેષ્ઠતા ભોગવે છે. આવી ઉત્તમ સ્થિતિ મનુષ્યે પ્રાપ્ત કરી છે. પરંતુ તેની તેને માથે જવાબદારીઓ પણ તેટલીજ વધારે છે. મનુષ્ય દેહ પ્રાપ્ત કરીને કરવા યોગ્ય કયાં કર્મ તેણે કરવાનાં છે, આ સૃષ્ટિના નિયામક સાથે તેને કેવો સંબંધ છે, માતાપિતા પ્રત્યે તેની શી ફરજ છે, પ્રભુના બીજા પરિવાર સાથે

તેને કેવી રીતે વર્તવાનું છે; વગેરે બાબતો દરેકે જાણવી જોઈએ, અને તે પ્રમાણે આચરણ કરવાં જોઈએ. જો પ્રત્યેક માણસ પોતાના જીવનમાં કરવા યોગ્ય કાર્યો કરે, તોજ પ્રભુની પ્રીતિ મેળવી શકે અને મનુષ્ય જન્મ સફળ કરી શકે.

પરમ કૃપાળુ પ્રભુએ સૃષ્ટિમાં આપણે માટે આહાર વિહારનાં સાધનો પેદા કર્યા છે, જીવનને અતિ જરૂરી પવન, પાણી, વગેરે વગર મહેનતે આપણને પુરાં પાડે છે. આ ઉપરાંત આનંદ ભોગવવા માટે બીજી અનેક સુખસામગ્રીની તેણે યોજના કરી છે. વળી અગણિત ભય અને દુઃખમાંથી બચાવી આપણું રક્ષણ કરી સંભાળ રાખે છે. આવા આવા અગાધ ઉપકારો પરમેશ્વરે આપણા ઉપર કર્યા છે, તે ભૂલી જવા ન જોઈએ. આપણા જીવનમાં મોટામાં મોટી ફરજ એ છે, કે આ સરજનહાર પ્રભુ તરફ આપણે હંમેશાં વફાદાર રહેવું જોઈએ, તેના ઉપકારોનું હંમેશાં સ્મરણ કરવું જોઈએ, અને શુદ્ધ મન, વાણી, અને કર્મથી તેની અહોનિશ ભક્તિ કરવી જોઈએ.

સૃષ્ટિના સઘળા જીવો એક મહાન પિતાનો પરિવાર છે. એટલે જેવીરીતે આપણે આપણાં સ્ત્રી, પુત્ર, માતા, પિતા, વગેરેને પ્રેમથી ચાહીએ છીએ, તેવીજ રીતે બધા જીવો ઉપર પ્રીતિ રાખવી જોઈએ, સૃષ્ટિના સર્વ જીવોનું કલ્યાણ ઈચ્છવું જોઈએ, અને સમભાવ દૃષ્ટિથી જોવું જોઈએ. સર્વના દુઃખે દુઃખી અને સર્વના સુખે સુખી રહેવાની ભાવના નિરંતર આપણા હૃદયમાં રહેવી જોઈએ.

આ સૃષ્ટિમાં આપણી માલીકીની એક પણ ચીજ છે જ નહિ. પ્રભુની જ મિલ્કત છે. એ પ્રભુની મિલ્કત પ્રભુનાં બાળકોના કલ્યાણ અર્થે વપરાય તો જ પ્રભુ રાજી રહે. પ્રભુ પ્રત્યેની આપણી ફરજ સૌથી મહાન અને પવિત્ર છે. તે પવિત્ર ફરજ પ્રભુ પ્રીત્યર્થે આપણી તમામ શક્તિઓનો સદુપયોગ કરીને આપણે અદા કરવી જોઇએ.



## જ્ઞાન-વિજ્ઞાનના વિષયો.

૧. ફોનોગ્રાફ-સ્વરધારણયંત્ર.

૨. સીનેમેટોગ્રાફ-ચલચિત્રો.

૩. ટોકીઝ-બોલપટ.

૪. વિદ્યુત.

૫. રેડીઓ.

૬. એરોપ્લેન-હવાઇ વિમાન.

# ૬૨. ફોનોગ્રાફ-સ્વરધારણ યંત્ર.

**૧. 'ફોનોગ્રાફ' એટલે શું?**
**૨. ફોનોગ્રાફની ઉત્પત્તિ.**
**૩. તે યંત્રની રચના.**
**૪. એ યંત્રનો ઉપયોગ.**
**૫. ઉપસંહાર-લાભાલાભ.**

અર્વાચીન શોધોમાંની એક ચમત્કારિક શોધ ફોનોગ્રાફ એટલે સ્વરધારણયંત્રની છે. સ્વર હવામાં કેવી રીતે ઉત્પન્ન થાય છે, તેનું જ્ઞાન મેળવી તેને આધારે એડિસન નામના એક બુદ્ધિમાન માણસે ઈ. સ. ૧૮૭૭માં આ યંત્ર શોધી કાઢયું. જેમ મનુષ્યની સીકલનું ભાન તેની છબી ઉપરથી થાય છે, તેમ ફોનોગ્રાફ વડે કોઈ પણ માણસની વાણી તે બોલ્યો હોય તેવાજ અવાજ અને ઢબમાં ગમે તે વખતે અને ગમે તેટલે છેટેથી સાંભળી શકાય છે. મધુર સંગીતથી દિલની પ્રસન્નવૃત્તિ અનુભવવા માટે ઘેરે ઘેર તેનો ઉપયોગ થતો આપણે નજરે જોઈએ છીએ.

આ યંત્રની રચના કાનની રચનાને અનુસરીને કરેલી છે, એ યંત્ર તૈયાર કરવામાં નીચેની ગોઠવણ હોય છે. એક ઓરડાની અંદર એક માણસ બોલે છે. તેની સામે એક અબરખનો પડદો રાખેલો હોય છે. માણસના અવાજનાં આંદોલનો અબરખના નરમ પડદા લગી જાય છે, તેથી તે હાલે છે. આ પડદાની સાથેજ એક તીક્ષ્ણ ધારવાળી કલમ રાખેલી હોય છે. પડદાના ધ્રૂજવા સાથે તે કલમ પણ ધ્રૂજતી ગતિમાં આવે છે. જેમ સ્વર ઊંચો નીચો થાય છે તેમ કલમ પણ ઊંચી નીચી થયા કરે છે. આ કલમની સાથે મીણની નરમ નળાકાર ચૂડીઓ કે થાળીઓ મુકાય છે. આથી માણસના બોલેલા શબ્દો અથવા ગાએલાં ગાયનોના તેના પર સંસ્કાર પડે છે. એટલે કે ચૂડીઓ કે થાળીઓ ઉપર ખોભણો પડે છે. આવી ચૂડીઓ કે થાળીઓને સૂકવી સંઘરી રાખવામાં આવે છે.

જ્યારે એ ઉતારેલા શબ્દ ફરી સાંભળવા હોય ત્યારે એ ચૂડી કે થાળીને પ્રથમ ફરતી કરવામાં આવે છે. અને પહેલાં જ્યાં કલમ

હતી તેને ટાંકે એક ગોળ અણીદાર સોય મૂકે છે. ચૂડી કે થાળી ફરવાથી આ સોય પેલી ખોભણમાં થઈને પસાર થાય છે, અને ઊંચી નીચી થયા કરે છે. તેની સાથેજ અબરખનો પડદો પણ ધ્રૂજે છે, અને પહેલાં જેવાં અવાજમાં આંદોલનો માણસના બોલવાથી થયાં હતાં તેવાંજ આંદોલનો શરૂ થાય છે. આથી મૂળનો અવાજ પાછો સંભળાય છે. નાના અવાજને બહુજ મોટો કરવો હોય તો તેને માટે પણ નવાં યંત્રોની શોધ થઈ છે. (લાઉડસ્પીકર—ધ્વનિવર્ધક ભૂંગળું)

અમેરિકામાં આ યંત્રનો ઉપયોગ કરી બોલતાં રમકડાં બનાવે છે. એ રમકડાં ચાવી આપવાથી ઘડિયાળની માફક ફરે છે. તેથી અંદરની ચૂડી ફરે છે, ને ગાયનો સંભળાય છે.

આ પ્રમાણે કોઈ પણ મનુષ્યની વાણી ઘણે દૂર અને તેના મરણ પછી પણ તેનીજ બોલવાની પદ્ધતિમાં સાંભળી શકાય છે. અને તે જાતેજ બોલતો હોય એમ આપણને લાગે છે. સંગીતનો આનંદ અનુભવવામાં તેનો ઘણે સ્થળે ઉપયોગ થતો આપણે જોઈએ છીએ.

---

## ૬૩. સીનેમેટોગ્રાફ—ચલચિત્રો.

**૧. સીનેમેટોગ્રાફ એટલે શું?** **૪. સીનેમેટોગ્રાફની ઉત્પત્તિ.**
**૨. ફોટોગ્રાફી.** **૫. એ યંત્રની રચના.**
**૩. મેજીક લેન્ટર્ન—જાદૂઈ ફાનસ.** **૬. એ યંત્રથી થતા લાભ—અલાભ**

'સીનેમા' એ આ જમાનામાં એક આનંદનું સાધન થઈ પડયું છે. સૌ કોઈ સીનેમાની ફીલ્મ જોઈ નાટક કરતાં પણ વધારે આનંદ અનુભવી શકે છે. જ્યાં ને ત્યાં સીનેમાનાં થિયેટરો આપણે જોઈએ છીએ. ત્યાં જોવા માટે લોકોની મેદની પણ પુષ્કળ જામેલી રહે છે. જગતની ઘણી બાબતો આપણે ટુંક સમયમાં નજરે જોઈ આનંદ માણીએ છીએ. આ સીનેમેટોગ્રાફની શોધ કેવી રીતે થઈ તે આપણે જાણવું જોઈએ.

ફોટોગ્રાફીની એટલે છબી પાડવાની શોધ પ્રથમ થઈ. જુના વખતમાં પ્રાણીઓ, અને પદાર્થોની છબીઓ લોકો હાથે ચીતરતા. કેટલાક ઉત્તમ ચિત્રકારો આબેહુબ પણ ચીતરી શકતા. એક ફ્રેન્ચ કળાકાર દાગેર હતો. તે માણસને બેસાડી તેની છબી લેવાનું કામ કરતો હતો. તેણે એક રસાયનવાળા કબાટમાં એક છબી મૂકી હતી. અચાનક છબીના કાચ ઉપર રસાયનોની અસર થતી જોઈ. એ ઉપરથી છબી પાડવાની અર્વાચીન કળાનો પાયો નંખાયો.

ફોકસ ટોલબટ અને સ્કૉટ આર્ચરના પ્રયત્નોથી એ કલા વિકાસ પામી. અને પછી 'મેજીક લેન્ટર્ન'નો ઉપયોગ શરૂ થયો. એ 'જાદુઈ ફાનસ' ગણાવા લાગ્યું. ઘણા પ્રકાશવાળા દિવાની આગળ બાહ્યગોળ કાચ–લેન્સ મૂકયો. પછી દિવા અને કાચની વચ્ચે એક ચિત્રવાળો સાદો કાચ મૂકવાથી ચિત્રનું મોટું પ્રતિબિંબ ઊંધું પડતું હતું. તેને છતું કરવા કાચ ઊંધો મૂકવામાં આવ્યો. સત્તરમી સદીમાં કર્ચર નામના વિજ્ઞાનશાસ્ત્રીએ આ 'મેજીકલેન્ટર્ન'—જાદુઈ ફાનસની શોધ કરી.

જાદુઈ ફાનસમાં સ્થિર ચિત્રો જોવા મળતાં તેને બદલે હાલતાં ચાલતાં, કામ કરતાં ચિત્રો બતાવી શકાય કે કેમ, તેનો વિચાર રોબર્ટ પોલ નામના અંગ્રેજ વિજ્ઞાનશાસ્ત્રીએ કર્યો. અને ડૉકટર એડિસને તેનો પુરેપુરો વિકાસ કરી, તેને હાલ આપણે જે 'સીનેમા' જોઈએ છીએ તે સ્વરૂપમાં તેણે લાવી મૂકયું.

પહેલાં રસાયની કાચ ઉપર ફોટા લેવાતા. તેને બદલે એક કચકડાની લાંબી પટ્ટી ઉપર (૧ ઇંચ × ૦ાાા ઇંચની સાઈઝના) ફોટા લેવાનું રાખ્યું. તે ફોટા લેતાં તે પટ્ટી ફરતી રાખી, અને એક સેંકડમાં ૧૬ ચિત્રો પાડવાનાં રાખ્યાં. આ પટ્ટીને ધોઈ સાફ કરી, જાદુઈ ફાનસમાં જ્યાં ચિત્રવાળો કાચ રાખવામાં આવતો હતો, તેને બદલે આ પટ્ટી (ફિલ્મ) ઝડપથી ફરતી રાખી. આથી પડદા ઉપર એક ચિત્ર ૩૨ે સેંકડ રહેતું, અને તરત બીજું આવતું. જેથી ચાલુ ક્રિયા થતી

હોય એવું જણાવા લાગ્યું. જો કે ચિત્રમાં બતાવેલી વસ્તુઓ ચાલતી નથી, પણ ચિત્રો ઝડપથી ફરતાં હોવાથી ચાલતાં હોય તેવો ભાસ થાય છે.

હિંદમાં ફિલ્મ બનાવનારી ઘણી કંપનીઓ ઉભી થઈ છે. પણ કોઈ પણ ચમત્કારી શોધને બે બાજુ હોય છે. તેનો સદુપયોગ થાય તો દેશની પ્રગતિ થાય, પણ પૈસા કમાવાના હેતુથી ગમે તેવી ફિલ્મ બનાવવામાં આવે, તો દેશમાં ખરાબ સંસ્કારનાં બીજ રોપાય, જેનાં પરિણામ દેશને કોઈ વખતે ખરાબ ભોગવવાં જ પડે. આવું કંઈક થવા માંડયું છે, એ શોચનીય છે. અંકુશની હવે પુરી જરૂર લાગે છે. વિશ્વબંધુત્વની ભાવનાનો વિકાસ થાય, આંતર રાષ્ટ્રોમાં એકતા સ્થપાય, સંસ્કૃતિનો વિનિમય થાય, અને પ્રત્યેક મનુષ્યના જીવનમાં પ્રગતિ સધાય, તેમાંજ નવી શોધની સાર્થકતા છે.

---

## ૬૪. ટૉકીઝ–બોલપટ.

**૧. ટૉકીજ એટલે શું ?** **૪. બોલપટની ઉપયોગિતા.**
**૨. બોલપટ અને નાટક.** **૫. આબાદીમાં તેનો હિસ્સો.**
**૩. બોલપટ કેવાં હોવાંજોઇએ ?** **૬. ઉપસંહાર–સારાસારનો વિચાર.**

દુનિયામાં ઘણી ચમત્કારી શોધો થઈ છે. તેમાંની ફોટોગ્રાફી, સીનેમેટોગ્રાફ, અને છેવટે તે ઉપરથી થએલી ટૉકીઝની શોધ હેરત પમાડે એવી છે. કોઈ પણ મનુષ્યની વાણી આબેહુબ આપણે ગ્રામોફોનમાં સાંભળીએ છીએ. આ યંત્રની યોજના સાથે અર્થાત્ કોઈ પણ બોલતા માણસ સાથે તેની છબી–તેની ચેષ્ટા પડદામાં જણાય એવું યંત્ર શોધાયું છે. આથી તે મનુષ્યનો ચહેરો, તેની ચેષ્ટા, અને ધ્વનિ એકી સાથે પ્રત્યક્ષ થઇ શકે છે; આને ટોકીઝ (બોલપટ) કહે છે. ટોકીઝનો જન્મ થયા પછી નાટકો મૃતપ્રાય દશા ભોગવતાં થઈ ગયાં છે.

ફોનોગ્રાફ અને સીનેમેટોગ્રાફના યંત્રની સંમિશ્રિત યોજના તે ટૉકીઝ છે. નાટકમાં જેમ સ્ટેજ ઉપર માણસો બનેલા બનાવને ભજવી બતાવે છે, તેજ પ્રમાણે ટૉકીઝમાં પડદા ઉપર માણસોને બોલતા ચાલતા, ચેષ્ટા કરતા, રૂપઢંગ સાથે આપણે જોઈ શકીએ છીએ. આથી બનાવ પ્રત્યક્ષ બનતો લાગે છે. નાટકમાં સ્થાનનું દૃશ્ય રજુ કરવા પડદા ચીતરવા પડે છે, જ્યારે સીનેમાના પડદા ઉપર મૂળસ્થાનનાજ આબેહુબ દેખાવો દૃષ્ટિગોચર થાય છે. આ જોતાં નાટક કરતાં બોલપટની કંઈક વિશેષતા વધારે છે. ટૉકીઝ બનાવવામાં હિંદે અનેકવિધ પ્રવૃત્તિઓ આદરી છે. કલકત્તા, પુના, અને મુંબઈમાં ઘણી કંપનીઓએ આ પ્રવૃત્તિમાં આગળ પડતું સ્થાન મેળવ્યું છે.

આવાં બોલપટ હંમેશાં ધાર્મિક અને નૈતિક દૃષ્ટિએ તૈયાર કરેલાં હોવાં જોઈએ. તેમાં ઊંચું સાહિત્ય, ઊંચું સંગીત, ઉચ્ચકળા, અને ઊંચી ભાવનાની સંપૂર્ણ ખીલવટ કરવી જોઈએ. બીભત્સ કે અદ્ભુત રસની જમાવટ, કે અધમ વૃત્તિઓને પોષક તત્ત્વો, બોલ-પટમાં ન હોવાં જોઈએ.

બોલપટની ઉપયોગિતા ઘણી છે. પ્રજાને તાલીમ આપવા અને ઉચ્ચ શિક્ષણ આપવા માટે બોલપટ, એ એક ઉમદા સાધન છે. પ્રજાને સાચી કેળવણી આપવામાં તે જબરો વેગ આપે છે. જો સારી રીતે યોજાએલાં હોય, તો જીવનની ઘટનાઓનો સારાસાર બતાવવામાં, અને જીવનમાં આનંદ સાથે જ્ઞાન આપવામાં બોલપટ ઘણું ઉપયોગી સાધન થઈ પડયું છે.

નાટકો અને બોલપટો દેશની આબાદીમાં ઘણો હિસ્સો આપી શકે છે. બોલપટ એતો સૃષ્ટિની વિવિધ કૃત્રિમ કે કુદરતી ચીજોનું કે બનાવોનું ચિત્ર રૂપે એક પ્રદર્શન છે. નાટક કે બોલપટ મારફતે મગજ ઉપર પડેલા સંસ્કાર અતિ બલવત્તર છે. કારણ કે જે વસ્તુ બહુ રૂચે તેના સંસ્કાર હંમેશાં જબરા પડે. એટલે જો નાટકો કે બોલ-પટોના દેખાવોની રચના, પ્રગતિના પાયા ઉપર રચાએલી હોય તોજ દેશને લાભકારક છે.

———

# ૬૫. વિદ્યુત.

**૧. વિદ્યુત શક્તિ.**
**૨. ઘર્ષણ વિદ્યુત.**
**૩. તારયંત્રની રચના.**
**૪. વાયરલેસ ટેલિગ્રાફી.**
**૫. ટેલીફોન–સ્વર સંવાહકયંત્ર.**
**૬. રેડીઓ.**
**૭. રેંટ્જેનનાં અજ્ઞાત કિરણો.**
**૮. વિદ્યુતની મહત્તા–ઉપસંહાર.**

ચોમાસામાં જ્યારે મેઘાડંબર છવાય છે, અને આકાશ ઘનઘોર બને છે. ત્યારે કડાકા અને ભડાકા સાથે ભયાનક ગર્જનાઓ થાય છે, અને ક્ષણે ક્ષણે થતી વિજળીઓથી વાદળાંની ધારો જાણે સળગી ઉઠતી નહોય એવો દેખાવ નજરે પડે છે. આ શું હશે? રૂના કરતાં પણ હલકાં વાદળાં અથડાવાથી કાંઈ આવા ઉલ્કાપાત થાય નહિ. આકાશમાં કોઈ અજબ શક્તિ હોવી જોઈએ પતંગના પ્રયોગવડે અમેરિકાના ફ્રેંકલિન નામના વિદ્વાને તે શક્તિની શોધ કરીને જણાવ્યું કે એ વિદ્યુત છે.

વિદ્યુત સંબંધી પાછળથી વધુ શોધ કરતાં જણાયું, કે બે વસ્તુઓ સાથે સાથે ઘસાય છે, ત્યારે તે દરેકમાં વિરુદ્ધ ગુણવાળી વિદ્યુત ઉત્પન્ન થાય છે. આ ઘર્ષણ વિદ્યુત છે. આ ઘર્ષણ વિદ્યુત બે જાતની છે, આ વિરુદ્ધ ગુણવાળી બે વિદ્યુત એક બીજીને આકર્ષે છે, અને સમાન ગુણવાળી બે વિદ્યુત હંમેશાં દૂર રહેવા પ્રયત્ન કરે છે.

આ ઘર્ષણ વિદ્યુતનો પ્રવાહ ચાલુ રહેતો નહોતો. તેથી કેટલીક યુક્તિઓ શોધી કાઢી વહેતી વિદ્યુત ઉત્પન્ન કરવામાં આવી. જે ઘણી ઉપયોગી નીવડી. ધાતુઓ અને રસાયનોમાંથી વહેતી વિદ્યુત ઉત્પન્ન કરવા માટે 'બેટરી'ની યોજના થઈ, અને એ પ્રવાહ મારફતે તાર–સંદેશો મોકલવાની યોજનામાં સફળતા મળી. છેવટે સંકેતથી નક્કી કરેલી નિશાનીઓ વડે **મોર્સ** નામના એક શોધકે વિદ્યુત–લોહચુંબકનો ઉપયોગ કરી એક તારયંત્ર બનાવ્યું. પછી ઇ. સ. ૧૮૩૭ માં તારનું પ્રથમ યંત્ર વ્હીટ્સ્ટન અને કૂકે બનાવ્યું. આગગાડીમાં ગાર્ડ ને ડ્રાઇવર વચ્ચે સંદેશા ચલાવવામાં તેનો પ્રથમ ઉપયોગ થયો.

જેમ્સ મેકવેલના નામના એક જાણીતા અંગ્રેજ વિદ્વાને કલ્પન કરી કે વિદ્યુતને મોજાં હોવાં જોઈએ. અને હર્ટઝ નામના વિદ્વા મોજાંનું અસ્તિત્વ પ્રયોગથી સાબિત કર્યું, દાક્તર હર્ટઝે સિદ્ધ કર્ કે જેમ પ્રકાશ અને ગરમી મોજાં રૂપે પ્રસરે છે. તેમ વીજળીન મોજાં પણ હવામાં જાય છે. વિજ્ઞાનશાસ્ત્રીઓની કલ્પના છે કે પૃથ્વ ઉપર હવા થોડે સુધી છે આગળ 'ઇથિર' નામનો એક પદાર્થ છે 'ઇથિર' શું છે, તેની બરાબર ખબર હજુ પડી નથી. 'ઇથિર' ન મોજાંનો વેગ ૧ સેંકન્ડે, ૧ લાખ ૮૬ હજાર માઇલ છે. વિદ્યુતન પણ આવીજ જાતનાં મોજાં છે. વિદ્યુતનાં પરમાણુઓ ધ્રૂજે એટ આવાંજ મોજાં ઉત્પન્ન થાય છે, આ મોજાંનો ઉપયોગ દૂર દેશાવ સંદેશા મોકલવામાં માર્કોનિ નામના ઇટાલીઅન વિજ્ઞાનશાસ્ત્રીએ કર્યો આ પદ્ધતિ વાયરલેસ એટલે તાર વગરની કહેવાય છે.

વિદ્યુતની શક્તિવડે સંકેતથી નક્કી કરી રાખેલી નિશાનીઓ વ સંદેશા મોકલવાની યોજના અમલમાં આવ્યા પછી મનુષ્યની સાક્ષા વાણીજ દૂર પ્રદેશમાં સંભળાય, એવી શોધ કરવામાં વિજ્ઞાનીઓ ચિત્ત પરોવાયું. ગ્રેહામબેલ નામના એક વિદ્વાને દૂરથી વાત થઈ શ એવું એક યંત્ર શોધી કાઢયું. આ યંત્રને સ્વરસંવાહકયંત્ર એટ ટેલિફોન કહે છે. ઇ. સ. ૧૮૭૬માં તેનો જાહેર રીતે ઉપયોગ થયે તે યંત્ર વડે વિદ્યુતના પ્રવાહના બળથી શબ્દ દૂર મોકલી શકાય છે

ઇ. સ. ૧૮૯૫માં ઇટાલીયન વિજ્ઞાનશાસ્ત્રી માર્કોનીએ એ રેડીયો સેટ બનાવ્યો. તાર વિના હવામાંનાં વિદ્યુતનાં મોજાં મારફ મનુષ્યની સાક્ષાત વાણીજ પહોંચી જાય, એવું એક યંત્ર ઇ. સ ૧૮૯૭માં બનાવ્યું. ઇ. સ. ૧૯૦૧માં આવા યંત્રની મદદથ ઇંગ્લાંડ અને અમેરિકા વચ્ચે સંદેશા મોકલાયા. આ શોધ ઘણી ચમત્કા બની છે અને દુનીઆને બહુજ ઉપયોગી નીવડી છે. હોટલો અને ગૃહસ્થ કુટુંબોને ત્યાં 'રેડીઓ' આપણે જોઈએ છીએ, અ સાંભળીએ છીએ. વિદ્યુતબળની આ જમાનાની હેરત પમાડે એ

એક શોધ 'રેંટ્જેનનાં અજ્ઞાત કિરણોની છે તેને 'એકસરેઝ' કહે છે. એક કાચની નળીમાંથી હવા તદ્દન કાઢી નાખી, તેમાં વિદ્યુતનો પ્રવાહ દાખલ કરવામાં આવે છે. નળી એકદમ પ્રકાશિત થાય છે. જે પદાર્થોની આરપાર સામાન્ય પ્રકાશ જઈ શકતો નથી, એવા પદાર્થોમાં પણ આ પ્રકાશ પ્રવેશ કરી શકે છે. આ પ્રકાશનાં કિરણો પાણીમાં પણ વાંકાં વળતાં નથી. આ કિરણોના સર્વ ગુણ જાણીતા ન હોવાથી તેને 'અજ્ઞાત કિરણો' કહ્યાં છે. આ કિરણોના ઉપયોગથી દાક્તરો શરીરની અંદરની રચના જાણી શકે છે.

ઉપર બતાવ્યા પ્રમાણે વિદ્યુતની શક્તિની શોધથી દુનિયામાં અજબ શોધો થઈ છે. એની મદદથી દુનીઆ પલટાઈ ગઈ છે. પાણીમાં ચાલતી મનવાર–સબમરીનો એની મદદથી ચાલે છે. દિવા-બત્તી કરવામાં, પંખા ફેરવવામાં, ટ્રામ તથા રેલ્વે ટ્રેનો ચલાવવામાં, અને વસ્તુઓ ગરમ કરવામાં તેનો ઉપયોગ થતો આપણે નજરે નિહાળીએ છીએ. વરાળની મદદથી ચાલતાં તમામ યંત્રો હવે વિદ્યુત બળથી ચાલતાં થવા માંડયાં છે. દાક્તરો ઉપચાર તરીકે પણ એને વાપરે છે. આ ઉપરથી જણાશે કે અર્વાચીન સમયમાં વિદ્યુતશક્તિએ દુનીઆ ઉપર કેટલાં જાદુ કર્યાં છે. ભવિષ્યમાં એ શું શું કરી શકશે, એ કોણ કહી શકે એમ છે!

---

## ૬૬. રેડીઓ.

**૧. અર્વાચીન શોધો.**
**૨. વિદ્યુતબળનું મહત્ત્વ.**
**૩. રેડીઓની શોધ.**
**૪. 'ટેલીવીઝન'ની શોધ.**
**૫. રેડીઓનો પ્રચાર.**
**૬. રેડીઓની ઉપયોગિતા.**

અર્વાચીન વિજ્ઞાનની શોધો અદ્દભુત ચમત્કારો રૂપે પુરવાર થઈ છે. આ શોધોથી દુનિયાની સ્થિતિ પલટાઈ ગઈ છે. રેલ્વે, વિમાન, અને વિદ્યુત્‌ની શોધોએ વ્યવહારનાં જુદાં જુદાં સાધનોમાં ઝડપી વધારો કર્યો છે. વ્યવહાર ઘણો સરળ અને ત્વરિત બન્યો છે.

ચીજોની લેવડ દેવડ ઘણી વધી ગઈ છે. દૂર દૂર રહેનારા લોકો પણ જાણે નજદીકમાંજ વસતા હોય એમ આપણને લાગે છે.

આ બધી શોધોમાં વિદ્યુત્‌ની શોધોથી દુનીઆના રંગ ઢંગ બદલાઈ ગયા છે. દેશની પ્રગતિ સાધવામાં તેની મદદ અજબ નીવડી છે. ટેલીફોન, વાયરલેસ, ટેલીગ્રાફી, રેડીઓ વગેરે શોધોની સફળતા વિદ્યુત્ શક્તિનેજ આભારી છે.

ઇ. સ. ૧૮૯૫ માં **માર્કોનિ** નામના ઈટાલીઅન વિજ્ઞાનશાસ્ત્રીએ પ્રથમ એક રેડીઓ સેટ બનાવ્યો. ઇ. સ. ૧૮૯૭ માં ૧૪ માઇલ સુધી કામ લાગે એવું એક યંત્ર શોધી કાઢયું. ઇ. સ. ૧૯૦૧ માં આવા યંત્રની મદદથી ઇંગ્લાંડ અને અમેરિકા વચ્ચે સંદેશા મોકલાયા. એમ પ્રચાર થતાં થતાં હાલની સ્થિતિ આવી પહોંચી. ભવિષ્યમાં એક ઘર એવું નહિ રહે કે જ્યાં રેડીઓ ન હોય !

રેડીઓનાં યંત્રોમાં એક મિનિટના ૪૦૦ શબ્દો મોકલી શકાય છે. ઉપરાંત છબીઓ પણ પરદેશ બતાવી શકાય છે. આ શોધ 'ટેલીવીઝન' છે આ શોધથી દૂર દેશાવરમાં બનતા બનાવો આબેહુબ રેડીઓની મદદથી પડદા ઉપર આપણે ઘેર બેઠાં જોઈ શકીશું.

હોટેલોમાં, સીનેમામાં, બાગમાં, અગર ખાનગી ગૃહસ્થોના મકાનોમાં 'રેડીઓ' આપણે સાંભળીએ છીએ. દૂર દેશના લોકો આપણી સાથે વાત કરતા હોય એમ આપણને લાગે છે. દૂર દૂરના સમાચાર પણ આપણે સાંભળીએ છીએ. મધુર સંગીતથી આપણું મન ઘડીભર પ્રફુલ્લિત બને છે. અને એ ઘડી મોજની ખાતર પણ રેડીઓ સાંભળવા આપણે ઉત્સુક રહીએ છીએ.

બીજા દેશોમાં ઠેકાણે ઠેકાણે અને ગામે ગામે રેડીઓના સેટ ગોઠવવામાં આવે છે. બાળકોને ભણાવવામાં, ભાષણો આપવામાં, તાજા સમાચાર આપવામાં, અને મધુર સંગીતથી મન પ્રફુલ્લિત કરાવવામાં એ અણમોલ સાધન થઈ પડયું છે. આપણા દેશમાં પણ હવે તેનો બહોળો ફેલાવો થતો જાય છે.

---

# ૬૭. એરોપ્લેન. (હવાઈ વિમાન)

**૧. ઉડ્ડયનના પ્રયાસ.**
**૨. બલૂનોની બનાવટ.**
**૩. ઝેપલીન, અને ગ્રાફઝેપેલીન.**
**૪. એરોપ્લેન–હવાઈ વિમાન.**
**૫. એરોપ્લેનની રચના.**
**૬. ઉપસંહાર, સાર–અસાર.**

વિજ્ઞાનની નવી શોધોમાં એક ચમત્કારી શોધ હવામાં ચાલતી મનવારોની છે. આકાશમાં ઊડતાં પક્ષીઓ જોઈ માણસોને પણ ઊડવાની ઇચ્છા થઈ આવી; અને તેને માટે જર્મની, ફ્રાન્સ, અમેરિકા, ઈટાલી અને રૂશિઆની પ્રજાએ સેંકડો પ્રયત્નો કર્યાં છે. છેવટ તેમાં સફળતા પણ મળી છે. અને મુસાફરીના ઉત્તમ સાધન તરીકે વિમાનની ઉપયોગિતા પુરવાર થઈ છે.

જે પ્રમાણે પાણીથી હલકા પદાર્થો પાણીમાં તરે છે, તે પ્રમાણે હવાથી હલકા પદાર્થો હવામાં પણ તરે, એ સિદ્ધાંત ઉપર બલૂનો અને ઝેપેલીનો રચાયાં છે. ગરમ હવા સાધારણ હવા કરતાં હલકી છે. ગરમ હવા ભરી **મોન્ત ગોલ્ફર** નામના ભાઇઓએ ૩૫ ફૂટ પહોળું એક ગોળાકાર બલૂન બનાવી, ૬૦૦૦ ફૂટ ઊંચે ચઢાવ્યું. કોલગૅસ વાયુ સાધારણ હવા કરતાં $\frac{૧}{૩}$ ગણો હલકો છે. **ગ્રીન** નામના અંગ્રેજે એ વાયુ ભરી ૮૦ ફુટ ઊંચું બલૂન બનાવી, ૫૦૦ માઇલની સફર કરી. હૈડ્રોજન વાયુ સાધારણ હવા કરતાં $\frac{૭}{૧૦૦}$ ગણો હલકો છે. **ચાર્લ્સ** નામના ફ્રેન્ચ વિજ્ઞાનશાસ્ત્રીએ એ વાયુ ભરી ૩૦૦૦ફુટ ઊંચે બલૂન ચઢાવ્યું. **સૅંટોસ ડચુમોંટ** નામના એક પુરુષે ફ્રાન્સમાં હવામાં ચાલતી એક મનવાર બનાવી. તેમાં તેને જય મળ્યો. અને તેથી સારા ભવિષ્ય માટે કંઇક આશા બંધાઈ.

ગરમ હવા ઠંડી પડતાં બલૂન નીચે આવે, કોલગૅસ વાયુ ભારે હોવાથી બલૂન વધારે ઊંચે જઈ શકે નહિ; અને હૈડ્રોજન વાયુ સળગી ઊઠે એવો હોવાથી અકસ્માતનો ભય વધારે રહે; આમાંથી બચવા માટે અમેરિકામાં 'હેલિયમ' નામના હલકા વાયુનો ઉપયોગ થયો. આ દરેક જાતનાં બલૂન પવનની ગતિને આધીન રહેતાં. પવન

અનુકૂળ ન હોય તો ગમે તે દિશામાં બલૂન ઘસડાઈ જાય, અને અવારનવાર અકસ્માતો પણ થયા કરે.

કાઉન્ટ ઝેપેલીન નામના જર્મન વિજ્ઞાનશાસ્ત્રીએ ‘ઝેપેલીન’ નામનું એક નવી ઢબનું વિમાન બનાવ્યું. તે ૪૮૦ ફુટ લાંબું ને ૪૮ ફુટ પહોળું હતું. તે ‘એલ્યુમિનિઅમ’ ધાતુનું બનાવેલું હતું. તેમાં ‘હૈડ્રાજન વાયુ’ ભરવામાં આવ્યો હતો. તેને ધારેલી દિશામાં લઈ જવા માટે પેટ્રોલ એન્જીન મુકવામાં આવ્યું હતું. આ વિમાન માછલીના આકારનું હતું.

ડોકટર હુગો એકનર નામના એક જર્મન વિમાનીએ કાઉન્ટ ઝેપલીનનું અધૂરૂં કાર્ય પુરૂં કર્યું. ‘ગ્રાફ ઝેપેલીન’ નામનું એક મોટું વિમાન તેણે બનાવ્યું. તેની મારફતે ૭૬ મુસાફરોને લઈ જર્મનિથી અમેરિકા સુધી ૧ કલાકના ૭૦ માઈલની ઝડપે તેણે મુસાફરી કરી.

આ સમય દરમિઆન ઇંગ્લાંડની પ્રજાએ પણ હવામાં ઉડવાના ઘણા પ્રયત્નો કર્યાં હતા, પણ તેમાં તેમને નિષ્ફળતા મળી હતી અને ઘણું નુકસાન પણ વેઠવું પડયું હતું.

અમેરિકાના વિલ્બર રાઈટ અને ઓ.વલ રાઈટ નામના સાઇકલનું સમારકામ કરતા ભાઈઓએ પક્ષીની રચના ધ્યાનમાં લઈ ઇ. સ. ૧૯૦૩ માં એક ‘એરોપ્લેન’ બનાવ્યું. તેમણે વિમાનનું સમતોલપણું જાળવી રાખવા માટે પાંખો બનાવી અને આગળ ગતિ કરવા માટે ‘પ્રોપેલર’ ગોઠવ્યું. પક્ષી જેમ પોતાની પાંખોથી હવા કાપી આગળ વધે છે. તેમ એરોપ્લેન, યાંત્રિક ગતિથી ફરતા ‘પ્રોપેલર’ના બળ વડે હવા કાપી એરોપ્લેન આગળ ધસે છે. એન્જીનની મદદથી ફરતું ‘પ્રોપેલર’ બંધ થતાં વિમાન નીચે ઉતરે છે. આ વિમાનની મુસાફરી સહીસલામત છે, અને ધારેલે સ્થળે જઈ શકાય છે.

આ વિમાનમાં કોઈપણ વાયુ ભરવામાં આવતો નથી. જેમ પક્ષી પોતાની પાંખો વડે હવા કાપી આગળ વધે છે, તેમ આ વિમાન એન્જીનથી ચાલતાં ‘પ્રોપેલર’ના બળ વડે હવા કાપી ઉડે છે

અને આગળ ધસે છે. સૌથી પ્રથમ આની ઝડપ કલાકના ૩૦ માઇલની હતી. આજે ૩૦ વર્ષ પછી ૪૩૭૬/૧૦ માઇલ જેટલી થઈ છે. અને ભવિષ્યમાં ચોક્કસ આશા બંધાઈ છે કે એક કલાકની એક હજાર માઇલની ઝડપે પૃથ્વી ઉપર ધારેલે સ્થળે તેની મારફતે જઈ શકાશે.

આપણે ઘણી વખત 'એરોપ્લેન'ને આકાશમાં આપણા માથા ઉપર થઈ પસાર થતાં જોઈએ છીએ. દરેક દેશમાં અગત્યની ને ઝડપી મુસાફરી કરવા માટે તેમજ ટપાલ મોકલવાના સાધન તરીકે હવે તેનો જ ઉપયોગ થાય છે. આ પ્રમાણે એરોપ્લેનોની ઉપયોગિતા ઘણી વધી ગઈ છે. મુસાફરી ત્વરિત અને સરળ બની છે. નવા અજાણ્યા ભૂપ્રદેશોની શોધો પણ તેની મદદથી સહેલી બની ગઈ છે. પરંતુ સાથે સાથે બીજી પ્રજાઓને રંજાડવા માટે પણ તેનો ઉપયોગ શરૂ થયો છે. ઝેરી ગૅસ અને બૉમ્બ ફેંકી, સામાન્ય પ્રજાની પાયમાલી કરવામાં તેનો ઉપયોગ થાય છે. આવી ચમત્કારી શોધોનો ઉપયોગ અધમ સ્વાર્થવૃત્તિને પોષવા, બીજી પ્રજા ઉપરનું આધિપત્ય જાળવવા અગર મેળવવા થાય છે એ ઘણું જ દુ:ખદાયક છે. વિજ્ઞાનની નવી શોધો જ્યારે વંઠી જશે ત્યારે પૃથ્વીનો પ્રલય થશે.



: ૧૦ :

# પ્રકીર્ણ નિબંધો.

૧. સહકારી મંડળી.

૨. દારૂનિષેધ.

૩. ગરિબાઈ–બેકારી.

૪. અર્વાચીન વિગ્રહ યુગ.

૫. વર્તમાન યાંત્રિક યુગ–યંત્રવાદ.

# ૬૮. સહકારી મંડળી.

**૧. સહકાર એટલે શું? સહકારીની યોગ્યતા શી?**
**શા માટે અને કઈ બાબતોમાં સહકાર કરવો જરૂરનો ?**
**૨. સહકારના મુખ્ય સિદ્ધાન્તો કયા કયા છે?**
**(એકતા, સદ્વર્તન, ભ્રાતૃભાવ, કરકસર અને સ્વાશ્રય.)**
**૩. સહકારીમંડળી એટલે શું? શા માટે એ મંડળીઓ ઉભી થ**
**છે? આવી મંડળી મંડળીઓ કોઈ દેશમાં છે?**
**૪. એ મંડળીઓનો મુખ્ય ઉદ્દેશ શો હોય છે?**
**૫. સહકારી મંડળીઓ હોય તો શા શા લાભ થાય?**
**૬. મંડળીના કાર્યકર્ત્તાઓની લાયકાત ઉપર સફળતાનો આધ**
**૭. આપણા દેશમાં આવી મંડળીઓની જરૂર છે? સારાં**

સહકાર એટલે શું? સામાન્ય લાભ ઉઠાવવા અને ધારે હેતુ પાર પાડવા માટે ભેગા મળી વ્યવસ્થિત રીતે કામ કર જોડાવું તેને સહકાર કહે છે. સહકાર કરવામાં જોડાએલાં મનુષ્ એક સાચા નાગારક તરીકે, ચારિત્ર્યવાળાં પ્રાણી તરીકે, ચ સરખાપણાના ધોરણ પર પોતાનું આર્થિક કે બીજું હિત સાધ માટે સ્વેચ્છાથી જોડાય છે.

સહકારના મુખ્ય સિદ્ધાન્તો એકતા, સદ્વર્તન, ભ્રાતૃભા કરકસર અને સ્વાશ્રય છે. આ તત્ત્વોનું બરાબર પાલન કરી સહક સાધવામાં આવે તોજ ઘણા લાભ ઉઠાવી શકાય છે.

સહકાર હંમેશાં રૂડાં કાર્યો કરવામાંજ હોવો જોઈએ. સહકાર વ્યવહાર પ્રમાણિકપણે ન્યાયવૃત્તિથી સંપૂર્ણ દેખરેખ નીચે થવા જોઈ આ સર્વ હેતુઓ ધ્યાનમાં રાખી, પોતાનું અને પરનું હિત સાધ માટે જે મંડળી એકત્ર થાય છે તેને સહકારીમંડળી કહે છે.

બીજી રીતે કહીએ તો સહકારીમંડળી એટલે પૈસા પ્ર કરવાની ઇચ્છાવાળા માણસો એકઠા મળીને વેપાર અથવા બીજ કોઈ ઉપયોગી કામકાજ ચલાવવા સારૂ સ્થાપેલી મંડળી; કે જે

કારભાર નિઃસ્વાર્થ રીતે ચલાવવામાં આવે, અને જેનો દરેક સભાસદ જેટલે દરજ્જે મંડળીનો ઉપયોગ કરે, તેટલે દરજ્જે મંડળીથી થતા લાભ મેળવી શકે.

સહકારી મંડળી એ એક વેપારી સંસ્થા છે. તે દાન તરીકે પ્રજા પાસેથી નાણાં મેળવી શકે નહિ; પણ રાજ્ય તરફથી ઉત્તેજન તેમજ બીજી સગવડની ઇચ્છા રાખી શકે છે. આ સિવાય બીજી રીતની મદદ સહકારના સત્ય સિદ્ધાન્તોથી વિરૂદ્ધ છે. સહકારી મંડળી એ લોક નિયુક્ત સંસ્થા છે, તેનો બધો વ્યવહાર સ્વાશ્રય ને કરકસરના ધોરણે ચલાવાય છે; અને તેથી સામાન્ય હિત સાધી શકાય છે.

સહકારી મંડળી અને લીમીટેડ કંપની એ બેમાં ફરક છે. લીમીટેડ કંપની હરિફાઈના ધોરણ પર ને મુડીવાળાની બનેલી હોય છે. અને તેમાં મોટે ભાગે ફક્ત નફો મેળવવાનોજ ઉદ્દેશ હોય છે. વળી લીમીટેડ કંપનીમાં ન્યાયવૃત્તિ, પ્રમાણિકતા, ને સાર્વજનિક હિત જળવાતું નથી; જ્યારે સહકારી મંડળીમાં સંપૂર્ણ રીતે સાર્વજનિક હિત જળવાય છે.

સહકારી મંડળીઓની યોજના બહુજ ફાયદાકારક છે. સંગઠન બળથી જે કામ થાય, તેવું એક વ્યક્તિથી નજ બની શકે. દરેક બાબતમાં અન્યોન્યાશ્રયની જરૂર રહે છે. એકત્ર બળથીજ મોટાં કામ ઉપાડી શકાય. વળી તેથી કામમાં કુશળતા આવે, માલ સારો ને સોંઘો નીપજાવી શકાય, અને જીવનની સગવડ ઉત્તમ રીતે જળવાય.

પરન્તુ આપણામાં હળીમળીને સહકારથી કામ કરવાની ટેવ નથી, આપણી સંસ્થાઓમાં નિયમન જળવાતું નથી, નિયમિત તપાસ રહેતી નથી, તેમજ પ્રમાણિકપણે ન્યાયવૃત્તિથી કામ કરવાની ભાવના પણ હોતી નથી. આ કારણથી ધાર્યું પરિણામ આવતું નથી, અને સહકારનું ધોરણ વેરઝેરનું કારણ થઈ પડે છે. નાતોમાં અને પંચોનાં બંધારણમાં આપણે તે સ્પષ્ટ જોઈ શકીએ છીએ.

સહકારી મંડળીના કાર્યકર્ત્તાઓ બાહોશ, અનુભવી, ધારાધોરણના સંપૂર્ણ અભ્યાસક, અને શુદ્ધ ચારિત્ર્યવાન ચૂંટાવા જોઈએ; સંસ્થાનો કારભાર ઉઘાડો રહેવો જોઈએ; સંપૂર્ણ નિયમન હોવું જોઈએ; અને તપાસણી ચાલુ રહેવી જોઈએ. સભ્યોના સહકારથી કરવામાં આવતો કારભાર મોટે ભાગે નિષ્ફળ જતો નથી.

સહકારને ધોરણે મોટાં કામ કરી દુનીઆના ઘણા દેશો આગળ વધ્યા છે, અને સમૃદ્ધ બન્યા છે; તેજ પ્રમાણે સ્થળ, સમય, અને પ્રજાનો વિચાર કરી, આપણા દેશમાં લોકતંત્રથી ચાલતી સહકારી હીલચાલ શરૂ થાય; તોજ હિન્દની ગરિબાઈ ટળે, ખેતી વગેરે ધંધા આબાદ બને, અને દેશ સમૃદ્ધ થાય.

---

## ૬૯. દારૂનિષેધ.

**૧. ચાલુ પરિસ્થિતિ–દારૂનો પ્રચાર.**

૧. કારખાનામાં કામ કરતા મજુરોમાં.
૨. ગરીબ કારીગરોમાં, અને કેટલીક હલકી કોમોમાં.
૩. મોજશોખને ખાતર કેટલાક ગૃહસ્થ કુટુમ્બોમાં.

**૨. દારૂની જરૂરિઆત શા કારણે ઉભી થઈ?**

૧. મગજને તાજગી આપવા–લહેજતદાર પીણા તરીકે,
૨. દુઃખમાં આશ્વાસન મેળવવા અને દીલનાં દુઃખો ઓછાં કરવા.
૩. કામમાં સ્ફૂર્તિ લાવવા–મસ્ત આનંદ અનુભવવા.

**૩. દારૂથી થતા ગેરફાયદા**

૧. પૈસાની હાનિ-આર્થિક સ્થિતિ નબળી.
૨. સ્વાર્થની વૃદ્ધિ.
૩. તન, મનની ખરાબી–ઇંદ્રિયો શિથિલ–સંયમવૃત્તિનો નાશ.
૪. દેશની નિર્બળતા ને નાશ–ગુજરાનના સાંસા–કુટુંબની પાયમાલી.

**૪. દારૂનિષેધને માટે થતા ચાલુ પ્રયત્નો.**

૧ મહાત્મા ગાંધીજીનો ચાલુ રચનાત્મક કાર્યક્રમ.
૨ મહાસભાના પ્રયત્નો–કોંગ્રેસ સરકારે કરેલી શુભ શરૂઆત.

૩ મદ્રાસ ઈલાકામાં સાલેમ જીલ્લામાં મળેલી સફળતા.
મુંબઈ ઇલાકામાં અમદાવાદ ને બારડોલીમાં શરૂઆત.

**૫. ઉપસંહાર-અટકાવવાના ઉપાયો.**

૧ રાજ્યના કાયદા–ઉત્પત્તિ ઉપર અંકુશ
૨ સમાજના અભિપ્રાયોની અસર–પ્રચાર કાર્ય
૩ શરીર અને મનનો સંયમ કેળવવાની અગત્ય.

---

## ૭૦. ગરિબાઈ–બેકારી*

**૧. ચાલુ પરિસ્થિતિ.**

૧. ભિખારીઓનાં ચીંથરેહાલ ટોળાં, અને જમણવાર થઈ રહ્યા પછી એંઠું ખાવા માટે થતી પડાપડી, એ શું બતાવે છે?
હિંદમાં કેટલાએ લોકોને ટંક પુરતું પણ ખાવાનું મલતું નથી.
૨. હિંદના પૈસાદારો પશુ–પક્ષીને જીવાડે છે અને મનુષ્યોને મરવા દે છે.
૩. ભૂખ્યે પેટે બ્રહ્મોપદેશ શા કામનો? ભૂખ્યાં માનવોને સુધારા શા?

**૨. ગરિબાઈનાં દુઃખો**

૧. સમાજમાં ગરીબાઇ એ ગુન્હો છે–સર્વે કોઈ પજવે છે, ને દંડે છે.
૨. હિંદમાં ચોરી, લૂંટ ગરિબાઇને કારણે છે, બીજા દેશની પેઠે વેપાર નથી. આમ એક દુઃખમાંથી અનેક દુઃખ ભોગવે છે, અને ન કરવાનાં કામ જાણવા છતાં ગરિબાઇને લીધે કરવાં પડે છે.
૩. વ્હાલાં સંતાનો વેચવાં પડે છે, ચારિત્ર્ય વેચવું પડે છે, અને ગુલામી સ્વીકારવી પડે છે.
૪. વ્યાજખાઉ–રાક્ષસોના પંજામાં સપડાઇ જવાય છે. અને રાજાના ને ગૃહસ્થના ખપ્પરમાં ગૃહજીવન બરબાદ થઇ જાય છે.

**૩. ગરિબાઇ ઉત્પન્ન થવાનાં કારણ.**

૧. પ્રજાએ સ્વદેશી ધર્મ છોડયો–હુન્નર, કારીગરીનો નાશ–બેકારી.
૨. યંત્રવાદ વધ્યો–ધંધા રોજગાર ફીટી ગયા, ગુલામી વધી, લોક આળસુ થયા. મુડીવાદી મજબુત થયા. અર્થસંચય થયો.
૩. પરદેશીઓના આક્રમણથી લોકો ધંધા વગરના થયા.
૪. નિઃસ્પૃહી સરકાર જવાબદાર છે. ઇગ્લાંડમાં ગરીબોનું પોષણ

સરકાર કરે છે, જ્યારે હિંદમાં ભીખ માગી-ભટકી પેટ ભરવું પડે છે.

૫. કારીગરી ગઇ–લુહાર, મોચી, વણકર, રંગરેજ, કુંભાર વગેરેના હસ્ત ઉદ્યોગ ગયા–સાવરણી, સુપડું, ખાંડણીઓ, ઘંટી ને ચૂલો એ પણ જવા બેઠાં.

## ૪. ગરિબાઈથી થતાં નુકસાન.

૧. વ્યક્તિત્વ નાશ પામે છે–દેશ નિરાધાર–નિરાશ્રિત-ગુલામ બને છે.

૨. ચોરી, લૂંટ, અધર્મ–અનીતિ, દગો-પ્રપંચ, ને પાતક કર્મ વધે છે.

૩. પ્રજા પ્રારબ્ધવાદી, નિરુદ્યમી, ગુલામીમાંજ સુખ માનનારી, આળસુ, નિરુત્સાહી, નિસ્તેજ, કાયર, ભીરૂ અને પશુતુલ્ય બને છે.

૪. ગરિબાઈ એ પ્રગતિને રોધક અને દેશોન્નતિમાં કંટક રૂપ છે.

## ૫. ગરિબાઈ દૂર કરવાના ઉપાય.

૧. સ્વદેશી ધર્મનો અંગીકાર-પોતાને જરૂરની ચીજો પોતેજ તૈયાર કરવી અગર પોતાના ગરીબ ભાઇઓનીજ લેવી.

૨. યંત્રવાદનો નાશ.

૩. સરકારની ફરજ–વીમાની યોજના, હસ્ત ઉદ્યોગો-ગૃહ ઉદ્યોગોની ખીલવટ. સરકારની કોઈ ધંધો આપવાની અગર પોષણ કરવાની ફરજ.

૪. ગરીબોમાં ઐક્ય, સ્નેહ અને સમાનતાનું વાતાવરણ સરજવું જોઇએ.

## ૬. ઉપસંહાર.

૧. ગરિબાઇ જીવનને શાપરૂપ છે.

૨. ગરિબાઇ એ રોગ છે, એ વ્યાપક થાય તો મોંઘા ભોગ આપ્યે પણ છૂટકો ન થાય. ભૂખ્યો શું પાપ ન કરે? ક્રાન્તિકાળ નજીક આવે, જગતની આર્થિક બીન જવાબદાર અવ્યવસ્થાને જડમૂળથી ઉખેડી નાંખે, અને દેશનાં નવાં ઘડતર ઘડાય.

૩. ગરિબાઈ રૂપી કાળી જમીનમાંજ મહાપુરુષો પ્રગટ થાય છે.

૪. ગરીબોની સેવા કરનારે ગરિબાઇ સ્વીકારવીજ જોઇએ.

---

* યુનિવર્સિટીમાં પુછાયેલો પ્રશ્ન.

# ૭૧. અર્વાચીન વિગ્રહ-યુગ.

**૧. યુદ્ધોની ઉત્પત્તિ.**

**अ**. તકરારનું સમાધાન ન્યાયસર, નિષ્પક્ષપાતી ન થાય, ત્યારે પશુ-બળનો ઉપયોગ થાય ને બળવાનના પક્ષમાં ન્યાય જાય.

**ब**. પશુબળના ઉપયોગમાં સત્યાસત્યનો નિર્ણય ન થાય. બળવાન નિર્બળને ખાઇ જાય-રાજાઓની લડાઇ ને પ્રજાનો મરો.

**क**. આધુનિક વિનાશક વિગ્રહોની ઉત્પત્તિ-ખોટી મહત્વાકાંક્ષા.

**૨. આધુનિક યુદ્ધ સામગ્રી-વિજ્ઞાનનો દુરુપયોગ.**

**अ**. ટ્રેન્ચો, મશીનગનો, ઝેરીગેસ, બોમ્બ, વગેરે.

**ब**. લડાઈની મનવારો, સબમરીનો, એરશીપો, વગેરે.

**क**. લડાઇનાં જહાજો, તોપો, વગેરે.

**૩. લડાઈથી થતાં નુકસાન.**

**अ**. માણસો અને પૈસાની થતી ખુવારી-નિરાધાર બનતાં કુટુમ્બો.

**ब**. દેશની મિલ્કતનો નાશ-હજારો વર્ષની મહેનત બરબાદ.

**क**. પ્રજાની શકિતનો દુરૂપયોગ. સામાન્ય પ્રજાને માથે પડતો બોજો.

**ड**. જીતેલા પણ હારેલાજ બને છે. પરાશ્રયી બને છે.

**इ**. સંસ્કૃતિનો નાશ, હુન્નર ઉદ્યોગોનો નાશ, ધંધા હાલહવાલ, બેકારી ને ગરિબાઇની વૃદ્ધિ.

**फ**. શસ્ત્ર સરંજામ ઉત્પન્ન કરતા માણસોનો, સૈનિકોનો, સૈનિકોની સગવડ જાળવનાર માણસોનો, અને તેને લગતા થતા ખરચનો પ્રજા ઉપર પડતો બોજો.

**૪. લડાઇ બંધ કરવાના ઉપાયો.**

**अ**. લવાદીપંચનો સ્વીકાર-પ્રજાના પ્રતિનિધિથી બનેલી એક સામાન્ય કોર્ટની યોજના.

**ब**. સ્વાશ્રયી ભાવનાનો પ્રચાર-છીનવી લેવાની વૃત્તિનો નાશ.

**क**. ગઈ ગુજરી ભૂલી જવી-ચાલુ દાવાનો નિકાલ.

**ड**. યુદ્ધોથી થતાં અનિષ્ટોનો પ્રચાર-વિશ્વબંધુત્વની ભાવનાની ખીલવટ.

**૫. ઉપસંહાર.**

**अ**. લડાઈથી થતા ફાયદાનો વિચાર.

૧. પ્રજામાં આવતી જાગૃતિ. ૨. બળ વાપરવાથી થતી જલદી કાર્યસિદ્ધિ. ૩. શૌર્યની ખીલવટ. ૪. સંપબળની વૃદ્ધિ.
પણ થોડા લાભ માટે મોટો સંહાર એ અધર્મ છે.

ब. લીગ ઑવ નેશન્સની મુખ્ય ફરજો.

क. વિશ્વશાંતિ ચાહનારાઓને અપીલ.

ड. સત્ય અને અહિંસાનો પ્રચાર.

---

## ૭૨. વર્ત્તમાન યાંત્રિક યુગ–યંત્રવાદ.

### ૧. ચાલુ પરિસ્થિતિ.

अ. યાંત્રિકબળનો ઉપયોગ ને વિસ્તાર–જીવન વ્યવહારમાં.

૧. હવા, પાણી, ને ખોરાક મેળવવામાં. ૨. શરીર સંરક્ષણની ચીજો બનાવવામાં કપડાં વગેરે. ૩. વિદ્યાને સંગ્રહી રાખવામાં અને જ્ઞાનપ્રચારમાં. ૪. ખેતીના ધંધામાં. ૫. મુસાફરીનાં સાધન તરીકે. ૬. મોજશોખને વિલાસની ચીજો બનાવવામાં અને સુખસગવડ મેળવવામાં.

ब. લડાઈમાં યાંત્રિકબળનો ઉપયોગ.

क. દેશની વ્યવસ્થા જાળવવામાં.

### ૨. યાંત્રિકબળથી થતા લાભ.

अ. પ્રજાની મહેનત બચે છે. જથ્થાબંધ થતું માલનું ઉત્પન્ન.

ब. જીવનને જરૂરની ચીજો સોંઘી, સારી મળી શકે છે.

क. લક્ષ્મીવાળા અને સત્તાવાળા ઘણો લાભ ઉઠાવે છે.

ड. થોડા ખર્ચે અને થોડાં સાધને રાજ્યસત્તા ટકાવી રાખી શકાય છે.

### ૩. યંત્રોથી થતાં નુકસાન.

अ. ગુલામી ગરીબાઈ ને બેકારી વધતી જાય છે.

ब. પ્રજા નિરાધાર, કંગાલ, અને નિરુદ્યમી બનતી જાય છે.

क. ઉચ્ચનીચના ભેદ વધતા જાય છે–મુડીવાદ ને મજુરવાદ.

ड. મોજશોખને વિલાસ વધતાં જાય છે.

इ. વ્યક્તિસ્વાતંત્ર્ય હણાય છે.

**૪. હાથબળથી ચાલતાં દેશી યંત્રો–ઓજારો ઉપયોગ.**

अ. ગૃહજીવનને લગતાં–સાવરણી, ખાંડણીઓ, ચૂલો, સુપડું, ને ઘંટી.

ब. કાપડની ઉત્પતિને લગતાં–ચરખો, પીંજણ, રેંટીઓ, સાળ, વગેરે.

क. ખેતીના ધંધાને લગતાં–હળ, દંતાળ, તરફેણ, દાતરડું, કુહાડી. કોદાળી, પાવડો, વગેરે.

ड. કારીગરીને લગતાં–કુંભાર, સુતાર, લુહાર, મોચી, દરજી, વગેરે ધંધાધારી લોકોમાં વપરાતાં ઓજારો.

ई. પરચુરણ–ઘાણી, વલોણું, કોલું વગેરે.

**૫. ઉપસંહાર-સમાલોચના.**

अ. હાથબળનાં ઓજારો વાપરવામાં રહેલી પવિત્રતા–અને ઉત્પન્ન થએલા માલમાં રહેતી તાકાદ.

ब. સ્વતંત્ર, અને સ્વાશ્રયી જીવન–એક ગામ એટલે નાનું સરખું રાજ્ય.

क. યાંત્રિક બળથી આપણા દેશને થએલું નુકસાન, જાત મહેનત ગઈ, તન્દુરસ્તી ગઈ, ગૃહ ઉદ્યોગોનો વિનાશ થયો, સ્વદેશી ભાવના નાશ પામી ૧ અને દેશ પાયમાલ થયો.

ड. ગ્રામજીવન સ્વતંત્ર હતાં તે પરાધીન બન્યાં.



# લેખનપ્રવેશ.

## વિભાગ ત્રીજો—વિચારકણિકા.

: ૧ :

### : કેળવણી અને શિક્ષણ :

**૧. કેળવણી.**

"માણસ બદ્ધ છે, અજ્ઞાન છે, કુવાસનાઓથી ઘેરાએલો છે, પરિસ્થિતિથી જકડાએલો છે; તેથી તેનો આત્મા દબાઈ ગયો છે. વિકાસને માટે તેને અવકાશ નથી મળતો. આ બધાં બંધનોથી જે મુક્ત કરે તેજ સાચી કેળવણી. શરીરને રોગ અને દુર્બળતાથી મુક્ત કરે; બુદ્ધિને અજ્ઞાન અને ખોટા વિચારથી મુક્ત કરે; હાથ પગ વગેરે કર્મેન્દ્રિયોને જડતામાંથી મુકત કરે; મનને લાલચ, ભય, અને ક્ષુદ્ર સ્વાર્થ જેવી કુવાસનાઓથી મુકત કરે; આખા માણસને પ્રાકૃતિક, સામાજિક, આર્થિક, રાજકીય બૌદ્ધિક, વગેરે સર્વ દાસ્યોમાંથી મુકત કરે; રસવૃત્તિને વિલાસમાંથી મુકત કરે; શક્તિને મદમાંથી મુકત કરે; આત્માને કૃપણતા કે અહંકારના પંજામાંથી મુકત કરે; તેજ વિદ્યા—તેજ કેળવણી." —**કાકા કાલેલકર.**

**૨. સ્ત્રીકેળવણી.**

"આપણી સ્ત્રીઓને આપણે ગૃહદેવતા કહીએ છીએ. આખા કુટુંબની સ્થિતિનો આધાર તેના ઉપર છે. કુટુંબને એક વલણ લગાડી આપવું, તેને ઊંચી સ્થિતિએ ચઢાવવું, કે રસાતાળમાં નાખવું એ સર્વાંશે તેના હાથમાં છે." —**કાકા કાલેલકર.**

"ભણેલી સ્ત્રી સહાય રૂપે આપણા બળમાં વધારો કરે છે; ભણેલી સ્ત્રી પરમ મિત્ર રૂપે સુખદુઃખની વાતો કરવાની લહેજત વધારે છે, ને દુઃખ દૂર કરે છે; ભણેલી સ્ત્રી પ્રિય રૂપે રસ ભર્યું સુખ વધારે આપ્યા કરે છે; જ્યાં રાજા અને પ્રધાન બંને ભણેલા અને સુઘડ હોય, ત્યાં રાજાના ઉત્કર્ષ વિષે પૂછવાનુંજ શું?"—**કવિ નર્મદ.**

"સ્ત્રી કેળવણીમાં પણ ધર્મશિક્ષણ બહુ અગત્યનું છે. કન્યાઓ શાળા છોડે ત્યારે ફેશનદાર રમણીઓ નહિ, પણ સુશીલ સન્નારીઓ નીવડે, અને તેમનો મોહ ટાપટીપ કરવામાં નહિ, પણ તેમના ઉચ્ચ ગુણો ખીલવવામાં રહેલો હોય, એવું જોવાને હું ઘણો ઉત્સુક છું."

—**નેપોલિયન.**

## ૩. શિક્ષણ.

"જે શિક્ષણ મનુષ્યને સાર્વજનિક અને પોતાનાં, શાંતિ સંબંધી અને યુદ્ધ સંબંધી — એ સઘળાં કાર્યો પ્રમાણિકપણે, કુશળતાપૂર્વક અને ઉત્તમ રીતે કરવાને લાયક બનાવે છે; તેજ શિક્ષણને હું સંપૂર્ણ અને ઉત્તમ કહું છું." —**મિલ્ટન.**

"કોઈ અસાધારણ પ્રસંગે આપણે કેવા નીવડીશું, તેનો આધાર ઘણું કરીને આપણે અત્યારે કેવા છીએ તે ઉપરજ રહે છે; અને આપણે અત્યારે જેવા છીએ, તે પણ આપણા પ્રથમના આત્મ-શિક્ષણનુંજ પરિણામ છે." —**એચ. પી. લિડન.**

"પ્રત્યેક ધંધામાં ઉત્તમતા અને સફળતા મેળવવાનો સુરક્ષિત માર્ગ ઉચિત પૂર્વ શિક્ષણ, કળા શીખવાનો ખંતપૂર્વક ઉદ્યોગ, અને તેનો ઉપયોગ કરવા માટે લેવાએલો શ્રમ એ છે."—**એડવર્ડ એવરેટ.**

"શિક્ષણને મજબુત રીતે પકડી રહેજો; જવા દેશો નહિ, કારણકે તે તમારૂં જીવન છે." —**સોલોમન.**

## ૪. સહશિક્ષણ.

"છોકરા અને છોકરીઓ સાથે ભણે એ સવાલ બહુજ મહત્ત્વનો છે. આ વિષય આપણને જેમ ગંભીર લાગે છે, તેમ

યુરોપીઅન લોકોને પણ ગંભીર લાગે છે. સહશિક્ષણના હિમાયતી અને પૃથક્ શિક્ષણના હિમાયતી બંનેનો ઉદ્દેશ સામાજિક નીતિ સુધરે એજ છે."

—**કાકા કાલેલકર.**

"બ્રહ્મચર્યના દોષો સહશિક્ષણની સંસ્થાઓમાંજ થાય છે એવું નથી. કેવળ છોકરા કે કેવળ છોકરીઓની સંસ્થાઓમાં પણ થાય છે; અને કુટુંબ વચ્ચે પણ થાય છે."—**કિશોરલાલ મશરૂવાળા.**

"પાઠશાળામાં છોકરાઓ અને છોકરીઓ શિક્ષકની દેખરેખ નીચે ભણે એમાં કશો વાંધો નથી, પણ છોકરા અને છોકરીઓનું જીવન ઓતપ્રોત થઈ જાય એમાં જોખમ રહેલું છે. ભિન્ન કુટુંબ અને ભિન્ન સંસ્કારોમાં ઉછરેલાં છોકરા–છોકરીઓનું જીવન ઓતપ્રોત નજ કરવું જોઈએ. યુવાવસ્થામાં છોકરાઓ અને છોકરીઓની વૃત્તિ ઓતપ્રોત થવા તરફ સ્વાભાવિક રીતે હોય છે. તે સમયે સાથે રમવું, વિનોદ કરવો, પ્રેમ કલહ કરવો, વસ્તુઓ પરસ્પરને ભેટ કરવી, વગેરે વસ્તુતઃ નિર્દોષ બાબતોની પણ છૂટ ન આપવી જોઈએ."

—**કાકા કાલેલકર.**

### ૫. ઔદ્યોગિક શિક્ષણ.

"ધંધાના શિક્ષણનો આરંભ બાળપણથીજ થવો જોઈએ. અને દરેક કુમાર અને કુમારીને મંદિરે એકાદ બે ધંધા શીખવવાની જવાબદારી લઈ, એ શીખવા ઇચ્છિનારનેજ ભણવા નોતરવા જોઈએ."

—**કિશોરલાલ મશરૂવાળા.**

"અત્યારે કેળવણી ક્રિયારહિત જ્ઞાન આપી રહી છે; એ પાછી જ્ઞાનરહિત ક્રિયા ન આપે માટેજ સમન્વય આવશ્યક છે, કે કેળવણી વ્યક્તિમાં સંસ્કાર પૂરે; અને છતાં સમષ્ટિને ન ભૂલે. સ્વેચ્છાચાર એ જેમ સંસ્કાર નથી, તેમ જ્ઞાનહીન ક્રિયા એ વિદ્યા નથી." —**ધૂમકેતુ.**

### ૬. માતૃભાષાદ્વારા શિક્ષણ

"માતૃભાષા માટેનો અનાદર એ આપણો જુના કાળનો રોગ જણાય છે. આપણી પોતાની ભાષા આપણને હંમેશાં પંગુજ લાગેલી

છે. એ સ્વભાષા પ્રત્યેનો અનાદર આત્મવિશ્વાસને અભાવેજ ઉત્પન્ન થયો છે. જેમ ગુલામીના સ્વીકારના મૂળમાં સ્વાભિમાન અને આત્મ-વિશ્વાસની ઉણપ રહેલી છે, તેમજ પરભાષા માટેના મોહમાં પણ એ છે."

—કિશોરલાલ મશરૂવાળા.

"માતૃભાષા એ શિક્ષણક્ષેત્રમાં એક ચાળણી છે, જે વસ્તુ માતૃભાષાદ્વારા ન આપી શકાય તે બીજા રૂપમાં સમાજ હજમ કરી નજ શકે...એ ચાળણી પહેલેથી આપણે વાપરી હોત તો ગયાં સો વર્ષમાં દેશનું જે અધઃપતન થયું તે નજ થાત."—કાકા કાલેલકર.

"જે હિન્દી માબાપો પોતાનાં બાળકોને બચપણથીજ અંગ્રેજી બોલતાં કરી મૂકે છે, તેઓ તેમનો અને દેશનો દ્રોહ કરે છે. મેં એમ પણ માન્યું છે, કે આથી બાળકો પોતાના દેશના ધાર્મિક અને સામાજિક વારસાથી વંચિત રહે છે, અને તેટલે અંશે દેશની તેમજ જગતની સેવા કરવા ઓછા લાયક બને છે."  —ગાંધીજી.

**૭. વિશુદ્ધ વાણી.**

"સામાના મુખમાંથી કડવાં વચન નીકળતાં અટકાવવાં હોય તો તેના મુખમાંથી ઉદ્દગાર નીકળતા પહેલાંજ તમારાં મીઠાં વચનથી તેનું મુખ મીઠું બનાવી દો."  —શેખસાદી-ગુલિસ્તાન.

"જો કોઈની કડવી વાત સાંભળવી ન ગમતી હોય તો તમે પણ તમારી જીભ કડવી ન થવા દતા."—શેખસાદી-ગુલિસ્તાન.

"કોયલ નવ દે કોઈને, હરે ન કોનું કાગ;
મીઠા વચનથી સર્વનો, લે કોયલ અનુરાગ."

—દલપતરામ.

"શબ્દે માર્યા મર ગયા, શબ્દે છોડયા રાજ,
જે નર શબ્દ પીછાણીઆ તાકા સરીઆ કાજ."

—કબીર.

"દરેક માણસને તમારા કાન આપજો, પણ થોડાનેજ તમારી જીભ આપજો."  —શેક્સપિયર.

"બોલવું એ રૂપા જેવું કીમતી છે, તો મૌન સેવવું એ સોના જેવું કીમતી છે." —ટ્રેન્ચ.

૮. આદર્શશાળા.

"શારદાના મંદિરમાં સર્વોચ્ચ કળા હોય, કળાને નામે વિલસતી વિલાસિતા નહિ. શારદાના ભવનમાં પ્રેમનું વાતાવરણ હોય, માત્ર સૌન્દર્યનું મોહન ન હોય. શારદાના ઉપવનમાં પ્રાણનું સ્ફુરણ હોય, નિરાશાના નિઃશ્વાસ ન હોય. શારદાની લતાકુંજમાં વિશ્વપ્રેમનું સંગીત હોય, પરસ્પર અનુનયનું કલકૂજિત ન હોય. શારદાના વિહારમાં સ્વતંત્રતાનાં ધીરોદાત્ત પગલાં હોય, ઉદ્દેશવિહીન અને સ્ખલનશીલ પદક્રમ ન હોય. શારદાના પીઠમાં બ્રહ્મરસનો પ્રવાહ હોય, વિષયરસનો ઉન્માદ ન હોય." — કાકા કાલેલકર.

૯. શિસ્તપાલન.

"દરેક માણસને બહુ જાપતામાં રાખી બહુજ સારી રીતે યંત્રવત્ બનાવવામાં આવે તો વ્યક્તિત્વનું નિકંદન નીકળી જાય; અને તેના સંકુચિત મગજમાં ગમે તેટલી વિદ્વત્તા ભરવામાં આવે તો પણ કંઈ સારૂં ફલદાયી પરિણામ આવી શકેજ નહિ. માટે "ડીસીપ્લીન"માં પણ વ્યક્તિસ્વાતંત્ર્ય માટે પુરેપુરો અવકાશ જોઈએ."

— કનૈયાલાલ મુનશી.

૧૦. નાટકશાળા.

"નાટકશાળા એ સુધારાની નિશાની છે. જે દેશનાં નાટકો સુઘડ, સુરસ, અને સૂક્ષ્મ વિચારથી ભરેલાં, તે દેશના લોક પણ સુઘડ, સુરસ, અને સૂક્ષ્મવિચાર કરવાની સ્થિતિએ પહોંચેલા છે."

"નાટકશાળા એ સર્વોત્તમ શિક્ષાગુરુ ગણાય છે. પાઠશાળા કે પુસ્તકાલયથી પણ એની સત્તાને પહોંચી શકાતું નથી. લોકનાં જ્ઞાન, નીતિ ને વિચાર ઉપર નાટકશાળાને દ્વારે જેટલી અસર કરી શકાય છે, તેટલી કોઈપણ બીજે રસ્તે કરવી એ અશક્ય છે."

"દેશને સુરસિક, શૂરવીર કે ફૂઅડ અને બાયલો કરવો એ

નાટકશાળાના વ્યંગ પણ સફળતમ બોધની ઉપરજ બહુધા આધાર રાખે છે."

"નાટકશાળા એ સુધારા કે કુધારાનું એક મહા જબરદસ્ત હથિયાર છે."

"રસ, જે કાવ્ય નાટકનું લક્ષણ તે જેણે છોડયું તે કાવ્યનાટકે તો પોતાનો સ્વધર્મજ છોડયો, અને તેમ થયું તે કશા કામનું રહ્યું નહિ. સુબોધ એ સારા નાટકનું સ્વાભાવિક રૂપ છે, પણ તેનો ઉદ્દેશ નહિ."

"શુદ્ધ અને ઊંચા રસમાં સ્વાભાવિકપણેજ સારો બોધ સમાએલો છે, પણ તે બોધન રૂપે નહિ. અને બોધન રૂપે નથી તે માટેજ તે વધારે અસરકારક છે." — **નવલરામ.**

**૧૧. જીવનચરિત્ર.**

"મહાપુરુષનાં જીવનચરિત્રો આપણને એવું સ્મરણ કરાવે છે, કે આપણે પોતે પણ આપણાં જીવન ઉચ્ચ કરવાને અને સમયની રેતી ઉપર આપણાં પગલાંની અમર છાપ મૂકી જવાને શક્તિમાન છીએ. — **લૉંગ ફેલો.**

"મેં જે જે વસ્તુ જોઈ છે, અને સાંભળી છે, તે સર્વના અંશ મારામાં દાખલ થયા છે." — **ટેનિસન.**

"જગતમાં થઈ ગએલા મહાત્માઓ કાંઈ અસાધારણ મગજ શક્તિને લીધે મહાપુરુષ બન્યા ન હોતા; પણ મગજ શક્તિનો મુખ્ય મુદ્દા પાછળ સદુપયોગ કરી ન્યાય અને સત્યના મહાન સિદ્ધાંતો સમજી શકવાથી તથા એ સમજણને અનુસરી શકવાથી બન્યા હતા." (?)

"ઉત્તમ જીવનચરિત્ર એ એક પ્રકારનું ખાસ દર્પણ છે. અરીસા વડે પોતાના ચહેરામાં ડાઘ જણાતાંજ મનુષ્ય તેને કાઢી નાખી કાંતિ વધારવા મથે છે; તેમ ઉત્તમ ચરિત્ર રૂપી સ્વચ્છ આરસી વડે પોતાના ગુણદોષ જોઈ–સમજીને મનુષ્ય દોષો ટાળવા અને ગુણો ખીલવવા જાગ્રત થાય છે. આમ ઉપદેશથી જે કામ નથી થતું તે કામ રૂડાં જીવનચરિત્રથી સહેજે પાર પાડે છે." — (?)

**૧૨. એકાગ્રતા**

"સઘળા મહાપુરુષોની મહત્તા, સફળતા અને કીર્તિનું મુખ્ય રહસ્ય એજ છે કે, પોતાની સઘળી શક્તિઓને તેઓ એકજ બાબત પર એકાગ્ર—એકઠી કરતા તથા વાપરતા અને પોતાના લક્ષ્ય સિવાયની બીજી દરેક બાબત પોતાના મગજમાંથી હાંકી કાઢતા." (?)

"આ ટુંકા માનવજીવનમાં જેને કાંઈ પણ અગત્યનું કાર્ય કરવું હોય તેણે પોતાની સર્વ શક્તિઓ વડે એવી એકાગ્રતાપૂર્વક કામ કરવું જોઈએ કે જેથી મોજશોખ માટે જન્મેલા આળસુ માણસોને તો તે ગાંડા જેવોજ લાગે! — (?) —

: ૨ :

## : જીવનના પાયા :

**૧૩. જીવનનાં ઘડતર.**

"મોટાઈનું માપ ધન ઉપર નથી, પણ હૃદય ઉપર છે, અને વૃદ્ધપણાનો આધાર વર્ષો ઉપર નથી પણ અક્કલ ઉપર છે."

**—શેખસાદી કૃત ગુલિસ્તાન.**

"ઝળકતી કારકીર્દિવાળા તરુણના શબ્દકોષમાં નિષ્ફળતા જેવો કોઈ શબ્દજ હોતો નથી." — **બલ્વર.**

"નિરંતર આગળ વધવાની ટેવ અને શ્રદ્ધા, એ સઘળી મુશ્કેલીઓને હંફાવી નાખે છે." — **જેરેમી કોલીઅર.**

"ઘણા માણસોની મહત્તાનું કારણ તેમની પ્રચંડ મુશ્કેલીઓ હોય છે." — **ઈમર્સન.**

"જેમ પુષ્પોને કચરી નાખવાથી તેમાંથી વિશેષ સુગંધ નીકળે છે, તેમ વિઘ્નોથી અધિકાધિક કલ્યાણ થાય છે." — **રોજર્સ.**

"ચંદનનાં વૃક્ષો જ્યારે ઊગે છે ત્યારે તે પોતાની આસપાસ સુગંધ ફેલાવતાં નથી; પરંતુ જ્યારે તેમને છુંદી કાપી નાંખવામાં આવે છે, ત્યારે તે ચોતરફ પોતાની સુવાસ ફેલાવે છે."— **ગોલ્ડસ્મિથ.**

"મનુષ્યને આંતરિક અને બાહ્ય વિઘ્નો જેમ અધિક સહન કરવાં પડે છે, તેમ તેનું જીવન અધિક મહત્વનું અને વિશેષ પ્રોત્સાહક બને છે." — **હૉરેશ બુશનેલ.**

"સુવર્ણની કસોટી અગ્નિમાં થાય છે અને માણસની કસોટી સંકટના સમયે થાય છે." — **સિરાચ.**

**૧૪. જીવન સાફલ્ય.**

"તક આવે તેને તત્પરતાપૂર્વક ગ્રહણ કરી લેવી એ જીવન સાફલ્યની ચાવી છે." — **ડીઝરાયેલી.**

"ઉત્તમમાં ઉત્તમ વસ્તુઓ, મનુષ્યની નજીકમાં નજીક તેના પગ પાસેજ પડેલી હોય છે." — **આર. એમ. મીન્સ.**

"જે માણસ તકનો ઉપયોગ કરી શકતો નથી તેને તે શું કામની છે? — **જ્યોર્જ ઇલિયટ.**

"બાલ્યાવસ્થામાંજ મહાનકાર્ય વિષે વિચાર અને નિશ્ચય થઈ શકે છે, અને તરુણાવસ્થામાં કાર્યનો પ્રારંભ થાય છે; પરંતુ ખરો વખત વહી ગયા પછી, અને સામર્થ્ય નષ્ટ થયા પછી વૃદ્ધાવસ્થામાં જીવનક્રમ ફેરવી શકાવો મુશ્કેલ છે." — **બ્રાઉનિંગ.**

"પવન વાય છે તે અટકી જાય ત્યાંસુધી જે હાથ જોડીને એસીજ રહે છે, અને જે ચપળતાથી વાવેતર નથી કરતો, તથા જે આકાશ સામે જોઈને વાદળાંનેજ તપાસ્યા કરે છે તેવા ખેડૂતને કદી પણ લણવાનો સમય પ્રાપ્ત થતો નથી." —**હેલન. હન્ટ. જક્ષન.**

ચાર વસ્તુઓ ગએલી પાછી આવતી નથીઃ—

(૧) બોલાએલા શબ્દો, (૨) ગએલું જીવન, (૩) ફેંકેલું બાણ, અને (૪) હાથમાંથી ગએલી તક. ( ? )

સુખ સંપત ફિર બી મિલે, નહિ જોબન ઔર જાન;
સમજો યે સંસારમેં, એક જનમ ઇન્સાન.—**કબીર.**

"જે સ્વામી બનવાને ઉતાવળ કરે છે, તે ગુલામ બની જવાનો સંભવ વધારે છે." — **એરિસન. સ્વેટ. માર્ડન.**

## ૧૫. સંયમ–મનોનિગ્રહ.

" જે વિદ્વાન સંયમી નથી તે આંધળો મશાલચી છે; કેમકે તે અન્યને માર્ગ બતાવે છે, પરંતુ તેને પોતાને માર્ગ જડતો નથી."

— **શેખશાદી–ગુલિસ્તાન.**

" ચારિત્ર્યનું બળ બે વસ્તુઓનું બનેલું છે; ઇચ્છાશક્તિ અને મનોનિગ્રહ. એટલા માટે તેના અસ્તિત્વને સારૂ બે વસ્તુઓની આવશ્યકતા છે; મજબુત લાગણીઓ, અને તેને અંકુશમાં રાખવાની પ્રબળ શક્તિ."

— **એફ. ડબલ્યુ. રોબર્ટસન.**

" આત્મમાન, આત્મજ્ઞાન, અને આત્મસંયમ, માત્ર એ ત્રણ દ્વારાજ આપણને સર્વોપરિ સત્તા પ્રાપ્ત થાય છે." — **ટેનિસન.**

" માણસે પોતાની જાત ઉપર મેળવેલો વિજય એજ તેનો સૌથી વિશેષ બહાદુરી ભર્યો વિજય છે." — **અર્લ. ઓફ. સ્ટર્લિન્ગ.**

" આત્મવિજય એજ ખરો વિજય છે, અને તે વિનાનો વિજેતા ક્ષુદ્રમાં ક્ષુદ્ર ગુલામ છે."

— **ટોમ્સન.**

" મનુષ્ય જ્યારે પોતાનો ગુલામ બની જાય છે ત્યારે તેનું મૂલ્ય અર્ધું ઘટી જાય છે."

— **ઓડિસી.**

" તારા હૃદયના અંધકાર પ્રદેશને વશકર; તારા પોતાના દાસત્વને દાસ બનાવ, અને તારા અંતઃકરણનો સીઝર બની જા."

— **ટોમસ બ્રાઉન.**

" જે માણસો પોતાની ઇન્દ્રિયો ઉપર રાજ્ય ચલાવે છે, અને મનોવિકાર તથા ભયને તાબે કરે છે; તે રાજા કરતાં પણ મોટો છે."

— **મિલ્ટન.**

" જે માણસ ક્રોધ કરવામાં વિલંબ કરે છે તે બળવાન મનુષ્ય કરતાં પણ ઉત્તમ છે; વળી જે પોતાના મન ઉપર સત્તા ચલાવે છે, તે એક શહેરને જીતી લેનાર કરતાં પણ ઉત્કૃષ્ટ છે." —**બાઇબલ.**

" આત્મવિશ્વાસ એ વીરતાનું પ્રધાન તત્ત્વ છે."— **એમર્સન.**

" ખરો મનુષ્ય બનવા ઇચ્છનારે પોતાના મનોવિકાર ઉપર સત્તા સ્થાપવી જોઈએ."

— **પી. બી. શેલિ.**

" સંયમને વાસનાઓ કચરી નાખવા સાથે, કે જગતને પાપ પુણ્યમાં વહેંચી નાખવા સાથે કાંઈજ લેવા દેવા નથી; તેનું મુખ્ય કામ જીવનને વ્યવસ્થિત કરવાનું છે. સંયમ કોઈ વસ્તુઓને તરછોડતો નથી, કે નથી તેમનાથી ભાગતો. તે માણસને ગુલામીમાંથી મુક્ત કરી જીવન તથા તેની ક્રિયાને યોગ્ય કાબુમાં રાખી તેને પોતાના લક્ષ્ય તરફ લઇ જવામાં મદદ કરે છે." — **આચાર્ય કૃપલાની.**

**૧૬. સદ્વર્તન–સદાચાર.**

" જે રહેણી કરણીમાં સ્વચ્છ હોય છે તેને કોઈનો ડર નથી. ધોબીના હાથે પત્થર ઉપર ઝીકાવાનો ભય મલિન વસ્ત્રોને રહે છે, સ્વચ્છને નહિ." — **શેખસાદીકૃત–ગુલિસ્તાન્.**

" જેમને ઉત્તમ વિચારોનું વાવેતર કરવાનો સમય મળ્યો નથી, તેઓ ઉત્તમ સદ્ગુણોના પાકની આશા શી રીતે રાખી શકે?"

— **થૉરો.**

" માત્ર સદ્ગુણોજ પિરામિડો કરતાં ઊંચી ઈમારતો બાંધે છે; અને મિસરનું પતન થશે તો પણ તેના સ્મરણસ્તંભો તો ખડાજ રહેવાના." — **યંગ.**

" આપણું જીવન વર્ષોથી નહિ, પણ કાર્યોથીજ મપાય છે; અંતઃકરણ ઉપરથી તેનું માપ થાય છે, શ્વાસોચ્છ્વાસદ્વારા થતું નથી; લાગણીઓ ઉપરથી તે મપાય છે, ઘડિયાળના કાંટા વડે તે મપાતું નથી. જે માણસ સૌથી વિશેષ વિચાર કરે છે; ઉત્તમોત્તમ મનોવૃત્તિઓ ધરાવે છે; અને ઉત્તમોત્તમ કાર્યો કરે છે; તેજ માણસ સૌથી વિશેષ જીવે છે." — **બેઇલી.**

" મારા સદ્ગુણો કંઈ મારી સાથે બિમાર પડતા નથી; તેમજ તેઓ મારી કબરમાં દટાશે પણ નહિ. સત્કીર્ત્તિ એજ પુરુષ અથવા સ્ત્રીના આત્માનો પ્રથમ અલંકાર છે." — **ઈમર્સન.**

" ચારિત્ર્યની મુઠી એ વિદ્યાના એક મણની બરાબર છે.

— **એક અંગ્રેજી કહેવત.**

" બિના કહેસે સત્પુરુષ, પૂરે પરકી આશ;
કૌન કહત હૈ સૂર્યકો, ઘર ઘર કરો પ્રકાશ. "—**કબીર.**

" સૌન્દર્ય શોભે છે શીલથી,
ને યૌવન શોભે છે સંયમ વડે.
ને રાજમહેલના ઓપ છે ઉજ્જવલા,
મહેલવાસીઓની પ્રભા નિર્મળ પુણ્યાચરણથી. "

— **નાનાલાલ.**

" જ્ઞાની, ધ્યાની, સંયમી, દાતા, શૂર અનેક;
જપિયા, તપિયા બહુત હૈ શીલવંત કો એક. " — **કબીર.**

" મનુષ્યોમાં કેવળ ગુણજ પૂજા પાત્ર છે, નહિ કે બહારનાં ચિહ્ન. "

—**એક શ્લોક.**

**૧૭. જીવનનો આદર્શ.**

" સંપત્તિ જીંદગી માટે છે, જીંદગી સંપત્તિ માટે નહિ. "

— **શેખસાદી–ગુલિસ્તાન.**

" જીવન એ એક બાણ છે; માટે તે કોની તરફ તાકવું, અને ધનુષ્ય કેવી રીતે પકડવું તેનો તમારે પ્રથમ નિશ્ચય કરવો જોઈએ, અને પછી તેને અગ્ર ભાગ સુધી ખેંચી છોડી દેવું જોઈએ. "

— **હેનરી. વાન. ડાઈક.**

" એકજ લક્ષ્ય રાખવું, અને તેનેજ પ્રાપ્ત કરવાની તાલાવેલી તથા પ્રયત્ન ધારણ કરવાં, એ આપણા જીવનમાં બહુજ મહત્વની બાબત છે. " — **ગેટે.**

" માત્ર આત્મસમર્પણથીજ વિજય પ્રાપ્ત થાય છે. "

— **સીબકસટન.**

" એકીસાથે બે શિકાર પાછળ પડનારો માણસ તેમાંના એકેયને પકડી શકતો નથી; બે મનનો માણસ પોતાનાં સઘળાં કામોમાં અસ્થિર હોય છે. પ્રત્યેક માણસે પોતાના લક્ષ્યને બંધબેસતો ખાસ માર્ગ યાને પ્રવૃત્તિ નિશ્ચિત કરવી જોઈએ, અને જો તેમાં સફળ

થવાનીજ ઇચ્છા હોય તો તેનેજ વળગી રહેવું જોઈએ."

— ફ્રેન્કલિન.

૧૮. સત્ય.

"અર્ધ સત્ય એ ભુંડામાં ભુંડું અસત્ય છે." —ટેનિસન.

"આપણા સર્વમાં એક અંતર્ગત મધ્યબિન્દુ છે. જ્યાં સંપૂર્ણ સત્ય પ્રકાશી રહેલું છે, તેની આસપાસ એક પછી એક માયાનાં પડ આવેલાં છે. તે પડને લીધે સત્યનો પ્રકાશ બહાર બરાબર પડી શકતો નથી, તેને ઇંદ્રિયો અને શરીર પૂર્ણ રીતે પ્રકાશ પામવા દેતાં નથી. અને તેથી સર્વ ભૂલો થવા પામે છે. હવે તે ભૂલ દૂર કરવાને બહારથી પ્રકાશ આણવાનો નથી, પણ જે પ્રકાશ આપણી અંદર રહેલો છે, તે પ્રકાશને આવરણ કરનારાં કારણો દૂર કરવામાંજ ખરો પુરુષાર્થ સમાએલો છે. તે પુરુષાર્થ જો કરવા માંડીએ તો આપણો જીવનઉદ્દેશ સફળ થાય."

— બ્રાઉનિંગ.

"સામાન્ય રીતે સત્ય એટલે સત્ય બોલવું એટલુંજ આપણે સમજીએ છીએ. પણ વિશાળ અર્થમાં સત્ય શબ્દ છે. વિચારમાં, વાણીમાં, ને આચારમાં સત્યજ સત્ય. આ સત્ય સંપૂર્ણપણે સમજનારને જગતમાં બીજું કંઈ જાણવાપણું નથી રહેતું. કેમકે જ્ઞાનમાત્ર તેમાં સમાએલું છે. તેમાં જે ન સમાય તે સત્ય નથી, જ્ઞાન નથી, પછી તેમાંથી ખરો આનંદ તો હોયજ ક્યાંથી? આ કસોટી વાપરતાં શીખી જઈએ તો આપણને તુરત ખબર પડે કે કયી પ્રવૃત્તિ કરવા યોગ્ય છે, કયી ત્યાજ્ય છે; શું જોવા યોગ્ય છે, શું નથી; શું વાંચવા યોગ્ય છે, શું નથી."

"સત્ય જે પારસમણિરૂપ છે, જે કામધેનુરૂપ છે તે કેમ જડે? તેનો જવાબ ભગવાને આપ્યો છે: અભ્યાસ અને વૈરાગ્યથી. સત્યનીજ તાલાવેલી તે અભ્યાસ; તે વિના બીજી બધી વસ્તુ વિષે આત્યંતિક ઉદાસીનતા તે વૈરાગ્ય. આમ છતાં એકનું સત્ય તે બીજાનું અસત્ય એમ આપણે જોયા કરશું. તેથી ગભરાવાનું કશું કારણ નથી. જ્યાં

શુદ્ધ પ્રયત્ન છે ત્યાં નોખાં જણાતાં બધાં સત્ય તે એકજ ઝાડનાં અસંખ્ય નોખાં જણાતાં પાંદડાં સમાન છે........સત્યની આરાધના તે ભક્તિ છે." —**ગાંધીજી.**

**૧૯. દૃઢનિશ્ચય.**

"અનિશ્ચિત મનના માણસે કોઈ પણ મહાન કાર્ય કર્યું નથી."

—**જ્યૉર્જ ઈલિયટ.**

"દૃઢ ઇચ્છા કરી શકનારને માટે કોઈ પણ કાર્ય અશક્ય નથી; માર્ગને કાં તો હું શોધી કાઢીશ, અને કાં તો તેને બનાવી લઈશ. દૃઢ ઇચ્છા હશે તો માર્ગ અવશ્ય જડવાનો." —**મિરાબો.**

"ઇચ્છા શક્તિનો વિકાસ કરવો એ આપણા જીવનનો ઉદ્દેશ છે, દૃઢ ઇચ્છા અને નિશ્ચય ધરાવનાર માણસને માટે આ જગતમાં સમય, અને તક છે, છેને છેજ." —**ઈમર્સન.**

"અડગ નિશ્ચય અને સત્યમાર્ગનું અવલંબન એ જગતને હલાવી નાખનાર શક્તિઓ છે." —**પ્રેસીડેન્ટ પોર્ટર.**

"એક તરુણ મનુષ્યના જીવનમાં અસ્થિરતા એ નિષ્ક્રિયતાના જેટલીજ ભયંકર નીવડે છે, સાધારણ રીતે અવલોકન કરનાર અને દૃઢતાપૂર્વક નિશ્ચય કરનાર પ્રત્યેક માણસ અજાણતાં બુદ્ધિમાન બની જાય છે." —**બલ્વર.**

"મનુષ્યે પોતાના કાર્યના સ્વામી બનવું જોઈએ; કાર્યને પોતાના સ્વામી બનવા દેવું જોઈએ નહિ. પોતે કઈ બાજુએ ઢળવું, તેનો નિશ્ચય તત્કાલ કરવાની તેનામાં શક્તિ હોવી જોઈએ."

—**પી. ડી. આર્મર.**

"સાવધાનતાપૂર્વક વિચાર કર, અથવા નિશ્ચયપૂર્વક કાર્ય કર; માનપૂર્વક તાબે થા, અગર દૃઢતાપૂર્વક સામો થા." —**કૉલ્ટન.**

"જે માણસ ડગતો નથી તેજ ખરો વીર છે." —**ઈમર્સન.**

"જે માણસ મધમાખીના ડંખથી ડરીને મધપુડાનો ત્યાગ કરે છે તે મધ મેળવવાને લાયક નથી." —**શેક્સપિયર.**

"જ્યારે એક દૃઢનિશ્ચયી પુરુષ સંસારરૂપી એક પ્રચંડ રાક્ષસને હિંમતપૂર્વક ગળચીમાંથી પકડે છે, ત્યારે તે લાચાર બની જાય છે અને તે પકડનાર મનુષ્યને આશ્ચર્ય થાય છે, કે આ રાક્ષસમાં તો માત્ર કાયરનેજ નસાડવાની શક્તિ છે." (?)

"શ્રદ્ધા અને નિશ્ચય એ બેજ જીંદગીની મુખ્ય શકિતઓ છે." (?)

"જે મનુષ્યો સ્થિર વસ્તુનો ત્યાગ કરીને, અસ્થિર વસ્તુનું સેવન કરે છે; તેની સ્થિર વસ્તુ નાશ પામે છે, અને અસ્થિર વસ્તુ તો નાશ પામેલીજ છે." —**એક શ્લોક.**

## ૨૦. હિંમત.

"સંકટના સમયમાં હિંમત ધારણ કરવી એ અર્ધી લડાઈ જીતવા સમાન છે." —**પ્લૉટ્સ.**

"જે વધસ્થાનમાંથી તમે છૂટી શકતા ન હો તે સ્થળે હસતા ચહેરે ઉભા રહેવું એમાંજ ખરી બહાદુરી છે."

**એફ. ડબલ્યુ. રૉબર્ટસન.**

"હે મિત્ર! ભય તરફ તું તારૂં વહાણ કદી પણ હંકારીશ નહિ; ઇશ્વર તરફજ તારૂં વહાણ હંકારજે." —**ઈમર્સન.**

"કાયર માણસ મૃત્યુ પહેલાં ઘણીવાર મરી જાય છે, વીર એકજવાર મરે છે." —**શેકસપિયર.**

## ૨૧. ધૈર્ય.

"ઘણા બુદ્ધિમાન પુરુષો ધીમે ધીમેજ વિકાસ પામ્યા છે. ઓકનાં ઝાડ કે જે એક હજાર વર્ષ જીવે છે, તે બરૂની પેઠે કાંઈ એકદમ ખીલી આવીને સૌન્દર્ય પ્રકાશિત કરતાં નથી." —(?)

"ઉતાવળા સો બહાવરા, ધીરા સો ગંભીર."

"ધીરજનાં ફળ મીઠાં છે."

"ટીપે ટીપે સરોવર ભરાય, કાંકરે કાંકરે પાળ બંધાય."

—**કહેવતો.**

## ૨૨. ક્ષમા.

"તમારા ઉપર જેણે પુષ્કળ ઉપકાર કર્યો છે. તેનાથી કદાચ થોડીક બુરાઈ થઈ જાય તો તેને ક્ષમા આપો."

— **શેખસાદી–ગુલિસ્તાન.**

"ક્ષમા રૂપી હથિયાર જેના હાથમાં છે તેને દુર્જન શું કરી શકે? જ્યાં ઘાસ ન હોય ત્યાં અગ્નિ પડે તો આખરે તેની મેળેજ શાન્ત થાય છે."

— **એક શ્લોક.**

"તમને શાપ આપે તેને માફી આપો."

"માફી આપો એટલે તમને માફી મળશે." — **બાયબલ.**

"ક્ષમાથી કયું કાર્ય થતું નથી? ક્ષમા વડે લોક વશ થાય છે. ક્ષમા એ અશક્ત માણસોનો ગુણ છે અને શક્તિવાન મનુષ્યોનું ભૂષણ છે."

— **એક શ્લોક.**

"ગુણનું ભૂષણ જ્ઞાન છે, અને જ્ઞાનનું આભૂષણ ક્ષમા છે."

— **એક શ્લોક.**

## ૨૩. વિપત્તિ.

"વિપત્તિ એ આત્માની વ્યાયામશાળા છે. દુઃખ એ હૃદયનું કસરતખાનું છે."

— **ગોવર્ધનરામ.**

"જો કે હાનિઓ અને સંકટો એ અત્યંત કઠિન પાઠો છે, પણ તેમાંથી જે બોધ મળે છે એવો બીજે ક્યાંય નથી મળતો." — **બર્ન્સ.**

"સંપત્તિ મગજને પુષ્ટિ આપે છે અને વિપત્તિ તેને મજબુત કરે છે."

— **હૅઝલીટ.**

"મહાપુરુષોની ઉન્નતિનું કારણ વિપત્તિ છે. કોઈ પણ માણસે સ્મશાનવત્ શાંતિમાંથી પોતાની ઉન્નતિ કરી નથી." — **જૉન નિલ.**

"પતંગો પવનની સામે થઈનેજ ઊંચે જાય છે, તેની સાથે જતી નથી."

— **( ? )**

## ૨૪. મુશ્કેલીઓને ચાવવાવાળાજ રાજ્ય કરે છે.

"સંજોગોએ મહાપુરુષો ઉપર ભાગ્યેજ કૃપા કરી છે. તેમણે

તો સર્વ પ્રકારના અંતરાય અને વિઘ્નોમાંથીજ પોતાનો માર્ગ કાઢીને વિજય પ્રાપ્ત કર્યો છે." —**મિલ્ટન.**

"મનુષ્ય સંજોગોનો ગુલામ નથી, પણ સંજોગો મનુષ્યના ગુલામ છે." —**ડિઝરાયલી.**

"બુદ્ધિનાં મોટાં કામો જગતનાં દુઃખી માણસોએજ અશ્રુપાત અને નિરાશાની વચ્ચે કર્યાં છે." —**એક લેખક.**

"દેશના ઉદ્ધારકો, સુધારકો, કાર્યગ્રાહી પુરુષો, મહાત્માઓ અને વીર પુરુષો કાંઈ મશરૂની ગાદી ઉપર જન્મતા નથી. ગરિબાઈ રૂપી કાળી જમીનમાંજ સુંદર પાકો થાય છે, અને સુંદર પુષ્પો ખીલે છે."

"આરામ નહિ પણ પ્રયત્ન, અને સગવડ નહિ પણ મુશ્કેલીજ, ઉત્તમ માણસો ઘડે છે—માણસોને ઉત્તમ બનાવે છે."—**એક લેખક.**

"એક માણસને જ્યારે ઈશ્વર શિક્ષણ આપવા માગે છે, ત્યારે તે એને સર્વ સાધનો વાળી શાળામાં નહિ પણ તંગીની પાઠશાળામાં મોકલે છે." —**એક લેખક.**

**૨૫. સુખદુઃખ.**

"સતત સુખના લ્હાવા લેવા, કસાવું ઘડી ન કાં ?
અવનતિ સહી લેવી શાણી ! ન ઉન્નતિ માટ કાં ?"
"દુઃખીના દુઃખની વાતો સુખીના સમજી શકે;
સુખી જો સમજે પુરૂં દુઃખ વિશ્વમાં ના ટકે."
—**ખબરદાર.**

"જે મનુષ્ય આ સુખ–સામર્થ્યનો પ્રવાહ ગ્રહણ કરવા અને બીજાઓ તરફ વહેવરાવવા માટે હૃદયનાં આગલાં અને પાછલાં કમાડ ખુલ્લાં રાખે છે; તેને કદી પણ તંગી અથવા દુઃખ જણાશે નહિ."

"કેટલું બધું પરમસુખ પામવા માટે અને કેવું ભવ્યજીવન ગાળવા માટે આપણા મગજની રચના કરેલી છે ! છતાં આપણે તેને વગર સમજ્યે એવી અનાડી અને પાશવ રીતે વાપરીએ છીએ કે જેથી તે પરમસુખ અને ભવ્યજીવન આપણી કલ્પનામાં પણ આવતું નથી."
—**એક લેખક.**

**૨૬. સમભાવના.**

"જો ઇશ્વર તારો પિતા છે, તો મનુષ્ય તારો બંધુ છે."

**—લેમરટાઇન.**

"જો તું બીજાંઓ પ્રત્યે ભલો હોય તો તારી જાત પ્રત્યે તેથી પણ વિશેષ ભલો છે." **—ફ્રેન્કલિન.**

"હસનારાઓની સાથે હસવાનું ઘટે,
રડનારાંની સાથે રડવું તેમ જો.
એક બીજાનાં આંસુડાંઓ લૂછતાં,
ઊંચે ચઢશો સ્ત્રીપુરુષો એમ જો." **—કાન્ત.**

"આ મારો અને આ પારકો એવી ગણના કરનારા સાંકડા મનના હોય છે. ઉદાર ચરિતવાળાને તો આખું જગત એક કુટુંબ રૂપ છે." **—એક શ્લોક.**

"મનુષ્ય અને તેનું કામ એ બે નોખી વસ્તુ છે. સારાં કામ પ્રત્યે આદર, અને નઠારાં પ્રત્યે તિરસ્કાર હોવો જ જોઈએ. પણ સારાં નરસાં કામ કરનાર પ્રત્યે હંમેશાં આદર અથવા દયા તો હોવાં જ જોઈએ. આ વસ્તુ સમજ્યે સહેલી છે, છતાં તેનો અમલ ઓછામાં ઓછો થાય છે; તેથી જ આ જગતમાં વેરઝેર ફેલાયાં છે."

**—મહાત્મા ગાંધીજી.**

"આ જગતમાં સર્વ પ્રાણીઓ સુખી થાઓ; સર્વ કોઈ નિર્વિકાર થાઓ; સર્વ કોઈ કલ્યાણને જુઓ; અને કોઈને દુઃખ થાઓ નહિ."

**—એક શ્લોક.**

**૨૭. સહિષ્ણુતા.**

ધરતી માતા જેમ ખોદનારને પણ આશ્રય આપે છે; તેમ તમને કોઈ સતાવે તો સાંખી લેજો. ખરી મોટાઈ એમાં જ છે. (?)

"નુકસાન કરનારને સજા કરવાની સાચી રીત તો એજ છે, કે તેના ઉપર ઉપકાર કરીને તેને શરમીંદો બનાવવો." (?)

**૨૮. સર્વધર્મસમભાવ.**

"બધા ધર્મો ઈશ્વરદત્ત છે, પણ તે મનુષ્યકલ્પિત હોવાથી

મનુષ્યે તેનો પ્રચાર કરવાથી તે અપૂર્ણ છે. ઈશ્વરદત્ત ધર્મ અગમ્ય છે, તેને ભાષામાં મનુષ્ય મૂકે છે, તેનો અર્થ પણ મનુષ્ય કરે છે. કોનો અર્થ સાચો ? સૌ પોતપોતાની દૃષ્ટિએ જ્યાં લગી એ દૃષ્ટિએ વર્તે ત્યાં લગી સાચા, પરંતુ સહુ ખોટા પણ હોવાનો અસંભવ નથી. તેથીજ આપણે બધા ધર્મ પ્રત્યે સમભાવ રાખીએ."

* * * * *

"બધા ધર્મ પ્રત્યે સમભાવ આવે તોજ આપણાં દિવ્યચક્ષુ ખૂલે, ધર્માંધતા અને દિવ્યદર્શન વચ્ચે ઉત્તરદક્ષિણ જેટલું અંતર છે. ધર્મજ્ઞાન થતાં અંતરાયો ઊડી જાય છે, અને સમભાવ પેદા થાય છે. આ સમભાવ કેળવતાં આપણે આપણા ધર્મને વધારે ઓળખવાના."

* * * * *

"બધા ધર્મોમાં મૂળ સિદ્ધાન્તો એક જ છે. તે બધામાં સંત સ્ત્રીપુરુષો થઈ ગયાં છે, આજે પણ મોજુદ છે, એટલે ધર્મો પ્રત્યેના સમભાવમાં ને ધર્મીઓ–મનુષ્યો પ્રત્યેના સમભાવમાં કંઈક ભેદ છે, મનુષ્ય માત્ર–દુષ્ટ અને શ્રેષ્ઠ પ્રત્યે, ધર્મી અને અધર્મી પ્રત્યે, સમભાવની અપેક્ષા છે, પણ અધર્મ પ્રત્યે કદી નહિ." —**ગાંધીજી.**

**૨૯. દયા.**

"તમારાથી જે નિર્બળ હોય તેના ઉપર જો દયા દાખવશો, તો બળવાન શત્રુ તમને કષ્ટ નહિ આપે."—**શેખસાદી–ગુલિસ્તાન.**

"સૂર્ય અને ચંદ્ર — રાજા, તપસ્વી, અપરાધી, નિરાપરાધી, અને ચાંડાલાદિ સર્વ કોઈ પર પોતાનો પ્રકાશ ફેલાવે છે, તેમ આપણે પણ અપરાધી, નિરપરાધી, દીન, દુઃખી વગેરે પર દયાનો પ્રકાશ નાખવો જોઈએ." —**શેખશાદી–ગુલિસ્તાન.**

"જો તમને તમારા પગ તળે દબાએલી કીડીનું ભાન નહોય, તો તમારે સમજવું જોઈએ, કે હાથીના પગ નીચે દબાવાથી તમારી જે હાલત થાય છે તેવી જ અત્યારે તેની છે."

—**શેખશાદીકૃત–ગુલિસ્તાન.**

"દયા ધર્મકો મૂળ છે, પાપ મૂળ અભિમાન;
તુલસી દયા નવ છાંડીએ, જ્યાં લગી ઘટમાં પ્રાણ."

—**તુલસીદાસ.**

## ૩૦. પ્રેમ.

પ્રેમ વગરનું જીવન તે જીવન છેજ નહિ, અથવા તેવું જીવન તે જીવતાં મૃત્યુ છે. —**એક અમેરિકન લેખક.**

"દ્વેષનો નાશ દ્વેષથી નહિ, પણ પ્રેમથી થાય છે."

"પતિપત્નીનો પ્રેમ એ સ્થૂલ વસ્તુ નથી. તેની વાટે આત્મા પરમાત્માના પ્રેમની ઝાંખી થઈ શકે છે. એ પ્રેમ વિષયપ્રેમ કદી ન હોય. જ્યાં લગી શુદ્ધ પ્રેમ વર્તે છે, ત્યાં બળાત્કારને અવકાશજ નથી. જ્યાં શુદ્ધ પ્રેમ હોય, ત્યાં બન્ને એકબીજાની આમન્યા રાખી વર્તે છે. બન્ને ધર્મમાર્ગમાં આગળ વધે છે." —**મહાત્મા ગાંધીજી.**

"પ્રેમ અથવા સ્નેહ અને પ્રણય વચ્ચેનો ભેદ સમજવો જોઈએ. પ્રેમ અનંત છે, પ્રણય પરિમિત છે. પ્રેમની પરિણતિ આત્મોત્સર્ગ અને આત્મ.પમ્યમાં છે; પ્રણયની પરિણતિ, પરિણય ઇંદ્રિયતૃપ્તિ અને ગ્લાનિમાં છે. પ્રણયની પેઠે પ્રેમ પુરુષાર્થને હણે નહિ, યશને મલિન કરે નહિ અને 'આપણે બે'ની સંકુચિતતા ધારણ કરે નહિ. પ્રણયમાંથી જે મુક્ત થાય તેજ પ્રેમને ઓળખી શકે છે. પ્રેમ 'વજ્રાદપિ કઠોર' થઈ શકે છે, અને 'કુસુમાદપિ મૃદુ' પણ બની શકે છે. પ્રેમમાં નિત્ય ગૌરવ છે. પ્રણય મોહક છે. સ્વાભાવિક છે, વ્યાપક છે, પણ તારક કે પોષક તો નથીજ. પ્રણયને તેને પોતાનેજ સ્થાને રહેવા દઈએ એમાંજ શ્રેય છે. પ્રણયના વિકાસની દૃષ્ટિએ વિચાર કરતાં પણ સંયમમાંજ તેનું પોષણ છે, અને શુદ્ધીકરણ છે." —**કાકા કાલેલકર.**

"કરવી તો પ્રીત સહેલ છે, નિભાવવી નહિં સહેલ;
ખાતાં કેફ પડે મઝો, પણ જેરવવી મુશ્કેલ."

—**દોલતરામ.**

" પ્રેમ એ અત્યંત સૂક્ષ્મ વસ્તુ છે. સ્વર્ગ અને મૃત્યુલોક વચ્ચેની તે સીડી છે."

**—કાલેલકર.**

**૩૧. શાંતિ.**

" જો એક મનુષ્યને પોતાના અંતરમાંથી શાંતિ મળતી નહોય, તો પણ તેને બહાર તો કદી શાંતિ મળનાર નથી."

**—ફ્રેન્ચ કહેવત.**

" વિચારનું મહાનજોર શાંત મગજોમાંજ હોય છે, જે માણસ વધારે જોરવાળો છે, તે વધારે ચુપકીથી રહેનારો શાંત હોય છે."

**—એક લેખક.**

" શાંતિ એ બલિષ્ટનું શસ્ત્ર છે ને તેના હાથમાં જ તે શોભે છે. શાંતિ એટલે ક્ષમા અને તે વીરનું ભૂષણ છે." **—ગાંધીજી.**

દિવ્યશાંતિ એટલે જડતા નહિ, મૂઢતા નહિ, દુર્બલતા નહિ, એ તો શુદ્ધ ચેતના, જ્ઞાન, અને શૂરવીરતા. **—ગાંધીજી.**

**૩૨. આનંદ.**

" હસશો તો દુનીઆ તમને હસવા લાગશે, અને રડશો તો તમારે એકલાનેજ રડવું પડશે." **—એક લેખક.**

સત્યના પાયા ઉપર ઉભા રહેવાથી જે આનંદ મળે છે, તેની તુલના બીજા કોઈ પ્રકારના આનંદ સાથે થઈ શકે નહિ. **—બેકન.**

આનંદી મનુષ્યને અજીર્ણ કદી પણ સતાવતું નથી.

**—એક ડોકટર.**

**૩૩. આશા.**

" આશા દેવી અયિ ભગવતિ ! પ્રાણીના પ્રાણ તું છે."

**—બોટાદકર.**

" કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે."

**—મણિલાલ.**

" આશા એતો મધુર કડવો અંશ છે જીંદગીનો,<br>
છેદાયે ના જીવિત સુધી એ, છેદતાં જીવ જાતો."

**—કલાપી**

"નિરાશાના સમુદ્રમાં પ્રગટેલા આશાના બિંદુએ મનુષ્યને વજ્રના બનાવ્યા છે." —**ધૂમકેતુ.**

"આશા એ આત્માનું લંગર છે." —**બાઈબલ.**

"આશાનેજ તમારૂં શસ્ત્ર બનાવો, દેવો ભલે તમારા ઉપર રૂઠે, છતાં આશા રાખો. સમુદ્રના મસ્ત તરંગો ભલે તમારી સાથે અથડાય, છતાં આશા ન છોડો. મિત્રો ભલે બેવફા નીકળે, બુદ્‌બુદો ભલે ફૂટી જાય; છતાં આશાથી આગળ વધો. જે આપત્તિઓમાંથી ડર્યા વિના યુદ્ધ કરે છે, તેને હરાવવો મુશ્કેલ છે–તેનું માથું ઘવાશે પણ નમશે નહિ." —**એક લેખક.**

આશા ન હોય કશી તો જીવવું નકામું;
સ્હામા નિશાન વણનું સહુ તાકવાનું.

—**રમણભાઈ.**

### ૩૪. મહત્વાકાંક્ષા.

"મહત્વાકાંક્ષા સિદ્ધ કરવા માટે જીવનનું બધું બળ વાપરી નાખ્યા પછી એ સિદ્ધિનો ખરો રસ માણવાની એનામાં શક્તિ રહેતી નથી." —**ધૂમકેતુ.**

"સંતોષમય અસંતોષ રાખીએ તો જ મહત્ત્વકાંક્ષા હિતકર નીવડે." —**બ્રાઉનિંગ.**

---

**: ૩ :**

## સમાજનાં ઘડતર.

### ૩૫. જનસેવા કે સમાજસેવા.

"જો મારે લોકસેવામાંજ તન્મય થઈ જવું હોય તો પુત્રેષણા તેમજ વિત્તૈષણાનો ત્યાગ કરવો જોઈએ, અને વાનપ્રસ્થ ધર્મનું પાલન કરવું જોઈએ." —**મહાત્મા ગાંધીજી.**

"ખરૂં જોતાં દરેક વ્યક્તિની, સમાજની, અથવા રાષ્ટ્રની

આત્મોન્નતિ એ એકજ ધ્યેય હોઇ શકે, માત્ર આપણી આસપાસ દૈન્ય અને દુર્ગતિ છવાઈ રહેલાં હોય, ત્યારે તેનો વિનાશ કરવા માટે, ભગીરથ પ્રયત્ન કરી મરી ફીટવામાં ખરી આત્મોન્નતિ રહેલી છે. એ વાત ધ્યાનમાં રાખીએ એટલે બસ છે." —**કાકા કાલેલકર.**

"સમાજ એ જીવન્ત વ્યક્તિ છે, અને તે માનવદેહના જેવાં જ વિવિધ અંગોની એકતાનતા પર રચાએલો છે. એક સરખા રોગથી તે બંને પીડાય છે; એક સરખા ઉપાયોથી તેમાંથી બચે છે; અને એકજ પ્રકારના નિયમોથી બન્ને નિયત થાય છે. સમાજ મનુષ્ય દેહથી માત્ર વિરાટ અને અટપટો છે એટલુંજ."

—**કનૈયાલાલ મુનશી.**

"આજે આપણા સમાજને મંત્રદષ્ટા ઋષિઓની જરૂર છે. સમાજ વ્યવસ્થાપક આચાર્યો પાછળથી આપોઆપ આવશે."

—**કાકા કાલેલકર.**

"હૃદયનો જીર્ણોદ્ધાર કરો એટલે સમાજનો, ધર્મનો, અને સંસ્કૃતિનો જીર્ણોદ્ધાર એની મેળે થશે." —**કાકા કાલેલકર.**

"કુલદીપક થાવું કઠિન, દેશદીપક દુર્લભ;
જગદીપક જગદીશના, અંશી કોક અલભ્ય."

—**નવલરામ.**

"તાણીતૂશીને અથવા દેખાવ કે શરમને ખાતર (સેવા) થાય છે, ત્યારે તે માણસને કચડી નાખે છે, ને તે કરતો છતાં માણસ કરમાય છે. જે સેવામાં આનંદ નથી મળતો તે નથી સેવકને ફળતી નથી સેવ્યને ફળતી. જે સેવામાં આનંદ મળે છે, તે સેવા આગળ એશઆરામ કે ધનોપાર્જન ઈત્યાદિ પ્રવૃત્તિ તુચ્છ લાગે છે."

—**મહાત્મા ગાંધીજી.**

**૩૬. દાનધર્મ.**

"ભૂખ્યા માણસ પાસે ગમે તેટલું સુવર્ણ હોય પણ તે કામ આવતું નથી; રેતીના રણમાં સૂર્યનાં પ્રખર કિરણોથી તપતા હતભાગીને

માટે ચોકખી ચાંદી કરતાં એકાદ બાફેલો બટાકો બહુજ કીમતી છે."

**—શેખસાદી કૃત ગુલિસ્તાન.**

"અન્નના જેવું દાન નથી, વિદ્યાદાનનું મહત્ત્વ તેથી પણ વધારે છે; કારણ કે અન્ન વડે ક્ષણવાર તૃપ્તિ થાય છે, પરંતુ વિદ્યાથી જીવનભર તૃપ્તિ રહે છે." **—એક શ્લોક.**

"સમુદ્રમાં વરસાદ પડવો, તૃપ્ત થએલાને ભોજન આપવું, ધનવાનને દાન આપવું, અને દિવસે દિવો કરવો એ વૃથા છે."

**—એક શ્લોક.**

## ૩૭. પરોપકાર.

"મર જાઉં માગું નહિ અપને તનકે કાજ;
પરમારથ કે કારણે માગું ન સમજું લાજ."

"જે સજ્જનોના હૃદયમાં હંમેશાં પરોપકાર જાગ્રત રહે છે, તેમની વિપત્તિ નાશ પામે છે, અને તેમને સંપત્તિ પગલે પગલે પ્રાપ્ત થાય છે." **—એક લેખક.**

"મહામહેનતે કાયા રૂપી નાવ ખરીદી શક્યા છીએ, માટે જેટલું બની શકે તેટલું જાતે તરવું, અને બીજાંને તારવાં. **—એક શ્લોક.**

"સારા માણસોની વિભૂતિ પરોપકાર માટેજ છે."

**—એક શ્લોક.**

## ૩૮. માબાપની સેવા.

"માતા-પિતાને સાક્ષાત પ્રત્યક્ષ દેવતા રૂપ માનીને સર્વ પ્રયત્નથી હંમેશાં તેમની સેવા કરવી જોઇએ."

"માતા સમાન બીજો કોઈ ગુરુ નથી, બધા ગુરુઓમાં માતા એ મોટામાં મોટો ગુરુ છે." **—મહાભારત.**

"મારા હૃદયમાં જો કાંઈ પવિત્ર અને ઉદાર ભાવનાઓ હોય, તો તે મને મારી માતા પાસેથી પ્રાપ્ત થઈ છે."

"એક સારી માતા સો શિક્ષકોની ગરજ સારે છે."

**—જ્યૉર્જ હર્બર્ટ.**

### ૩૯. મિત્રતા.

"જેઓ સંપત્તિના સમયમાં પ્રેમ અને ભ્રાતૃભાવ દર્શાવે છે, તેમને મિત્ર ન માનો. ખરો મિત્ર તો તેજ છે કે જે આપત્તિને સમયે કામ આવે છે." —શેખસાદી–ગુલિસ્તાન.

"ધીરજ, ધર્મ, મિત્ર અરૂ નારી આપત્કાલ પરખી હું ચારી."

—તુલસીદાસ.

"જ્યારે દુશ્મન નિરૂપાય બને છે, ત્યારે તે દોસ્તી કરવા તત્પર થાય છે; કેમકે દુશ્મન તરીકેની સ્થિતિમાં તમારૂં ન બગાડી શક્યે હોય, તેટલું તે તમારો મિત્ર બનીને બગાડી શકે છે."

—શેખસાદી–ગુલિસ્તાન.

"જેને હજારો મિત્રો છે તેને તમારૂં દિલ ન આપો, અને જો આપો તો વિરહની વ્યથા સહન કરવાને તૈયાર રહો."

—શેખસાદી–ગુલિસ્તાન.

"મિત્રતા! તું આત્માનો અદ્‌ભુત સીમેન્ટ છે. તું જીવનને રસાળ બનાવે છે. તું સમાજનો સૈનિક છે." —રોબર્ટ બ્લેર.

"સંપત્તિ મિત્રો લાવે છે, વિપત્તિ તેની કસોટી કરે છે."

"અંદર વિષથી ભરેલો હોય અને ઉપર દેખાવ માટે થોડું દૂધ હોય, તેવા ઘડાનો જેમ ત્યાગ કરાય છે. તેવીજ રીતે પ્રત્યક્ષમાં પ્રિય વચન બોલે, અને પાછળથી કાર્યની હાનિ કરે એવા મિત્રનો ત્યાગ કરવો." —એક શ્લોક.

"પ્રવાસમાં વિદ્યા મિત્રરૂપ છે; ઘરમાં સ્ત્રી મિત્રરૂપ છે; રોગીને ઔષધ મિત્રરૂપ છે; અને મરનારને ધર્મ મિત્રરૂપ છે."—એક શ્લોક

### ૪૦. નીતિ.

"નીતિ દેવી જ્યાં સુધી લક્ષ્મી દેવીને સમજાવીને તમારી પાસે લાવે નહિ. ત્યાં સુધી જોર જુલમથી આણેલી સ્ત્રીની માફક લક્ષ્મીદેવી તમારી પાસે લાંબો વખત નહિજ રહેવાની." —(?)

"માણસના જીવનનો પાયો નીતિ છે. એ પાયાથી માણસ

ચળ્યો તેજ ક્ષણે તે ધાર્મિક મટે છે. નીતિનિયમોની ઉપરવટ થઈને ધર્મપાલન કરવાની વાત ભ્રમજાળ માત્ર છે. દાખલા તરીકે માણસ જૂઠું આચરે, દયાધર્મ છોડે, અસંયમી બને, અને છતાં ઈશ્વર પોતાની બાજુએ છે એવો દાવો કરે એ હાસ્યાપદ છે."—**ગાંધીજી.**

"જેનાથી સમાજનું કલ્યાણ થાય તે નીતિ છે. જેનાથી ધર્મની રક્ષા થાય તે નીતિ છે, જેમાં કોઈને નાહક દુઃખ ન સોસવું પડે, કોઈના દાસ ન બની રહેવું પડે, ગરીબોની હાય વાતાવરણને અપવિત્ર ન કરે. એ નીતિ છે." —**કાકા કાલેલકર.**

**૪૧. પ્રમાણિકતા.**

"એ પ્રમાણિક પુરુષ? હંમેશાં કોઇ ને કોઈ કુતરો તારી પાછળ ભસ્યાજ કરવાનો. જે માણસ જગત રૂપી કુતરો ભસવાથી ડરે છે, તેની ઉપર જગત પણ કુતરાની પેઠે તૂટી પડે છે; અને જો તે નીડરપણે તેની સામો ઉભો રહે છે તો તેઓ ભસતાં અટકે છે."

—**ઓરિસન-સ્વેટ-માર્ડન.**

**૪૨. સંસ્કૃતિ.**

"મનુષ્યની સંખ્યા, શહેરોનું કદ તેમજ પાક, એ કંઈ દેશની સંસ્કૃતિનું સાચામાં સાચું પ્રમાણ નથી, પરંતુ દેશ જે પ્રકારનાં માણસો ઉત્પન્ન કરે, તેજ તેનું સાચામાં સાચું પ્રમાણ છે."

—**ઈમર્સન.**

"અનુકરણના વાતાવરણમાં કોઈ કાળે પણ સંસ્કૃતિનો ઉદ્‌ભવ થતો નથી. વિકાસ પણ થતો નથી. પચ્ચીસ વર્ષ સુધી દૃઢ બ્રહ્મચર્ય રાખનારની પ્રજા જે સુદૃઢ થાય છે, તેમ સંયમને અંગે નિર્માણ થએલી સંસ્કૃતિ, પ્રભાવશાળી અને દીર્ઘજીવી હોય છે."

—**કાકા કાલેલકર.**

"હરકોઈ જાતિની સંસ્કૃતિજ તેનું જીવન સર્વસ્વ હોય છે, અને કોઈ પણ જાતિ પોતાની સંસ્કૃતિ ખોઈ દઇને જીવી શકતી નથી. આ પાયા રૂપ સંસ્કૃતિરૂપી આધારશિલા ઉપરજ જાતિ જીવનનો વિશાળ

મહેલ બંધાય છે; અને જ્યારે આ આધારશિલા હાલી ઊઠે ત્યારે તો એ મહેલ ગમે તેટલો મજબૂત હોય તોપણ તે જરૂર તૂટી પડવાનો."

—**એક લેખક.**

**૪૩. સ્ત્રીસન્માન.**

" નારી નિંદા મત કરો, નારી નરકી ખાણ,
નારીસે ઉત્પન્ન ભયે, ધ્રૂવ, પ્રહ્લાદ સમાન. "

—**કબીર.**

જે કુળમાં સ્ત્રીઓનું સન્માન થાય છે, ત્યાંજ દેવતાઓ પ્રસન્ન રહે છે; અને જ્યાં સ્ત્રીઓનું સન્માન નથી થતું, ત્યાં ગૃહાદિની શુદ્ધિ માટે કરાએલી સર્વ શુભ ક્રિયાઓ નિષ્ફળ થાય છે. "

—**મનુ ભગવાન.**

" સ્ત્રીહૃદય એ રાષ્ટ્રની તિજોરી છે. રાષ્ટ્રીય ભાવનાઓનો અને આકાંક્ષાઓનો જ્યાં સુધી સ્ત્રીઓ તરફથી સ્વીકાર ન થાય, ત્યાંસુધી તે સુરક્ષિત નથી. તિજોરીમાં કોઇપણ વસ્તુ રાખતાં અગવડ પડે છે. દલીલોના હથોડાથી તે તિજોરી આપણે ખોલી શકતા નથી. શ્રદ્ધાની કુંચીજ ત્યાં કામ આવી શકે છે. " —**કાકા કાલેલકર.**

" જ્યાં સુધી શરીરમાં હૃદય સાજું છે, ત્યાં સુધી બીજા ગમે તેટલા વ્યાધિ હોય તોપણ માણસ ચલાવી શકે પણ હૃદય જો એક ઘડીને માટે પણ કામ કરવાની ના પાડે તો શરીર ટકીજ ન શકે. શરીરમાં જે સ્થાન હૃદયનું છે, તેજ સ્થાન સમાજ શરીરમાં સ્ત્રીઓનું છે. સ્ત્રીઓએ જ્યાં સુધી યુગધર્મ ઓળખ્યો નથી ત્યાં સુધી સમાજ આગળ વધવાનો નથી. " —**કાકા કાલેલકર.**

**૪૪. કીર્તિ.**

" કીર્તિને વધારે એવી પાયમાલી, અને યશ આપે એવું મરણ સાચા મહાત્મા સિવાય બીજાને મળતાં નથી."

" જેમને કીર્તિની કાળજી હોય છે, તેઓ પોતાના રાઈ જેવા દોષને પણ પહાડ જેટલો સમજે છે. " —(?)

"અનેક વર્ષો સુધી આત્મત્યાગ અને સખત પરિશ્રમ કરવાથી જ કીર્તિનો માર્ગ બંધાય છે." —**ઓ. સ્વે. માર્ડન.**

**૪૫. વૈધવ્ય દશા.**

"હિંદુ વિધવાને ઘડીને વિધાતાએ હાથ ધોઈ નાખ્યા છે."
—**ગાંધીજી.**

"વૈધવ્યને હું હિંદુ ધર્મનું ભૂષણ માનું છું. વિધવા બ્હેનોને જોઉં છું ત્યારે મારૂં માથું અનાયાસે નમે છે, વિધવાનું દર્શન મારે માટે અપશુકનની નિશાની નથી....તેનો આશીર્વાદ હું મોટી બક્ષીસ માનું." —**ગાંધીજી.**

છે વૈધવ્યમાં વધુ વિમલતા, બ્હેન ! સૌભાગ્યથી કૈં,
છે ભક્તિમાં વધુ વિમલતા, બ્હેન ! શૃંગારથી કૈં. —**કલાપી.**

"બાળવિધવાની સુંદર આંખોમાં આંસુ જોઈને આપણું કાળજું ફાટી ન જાય, તો પછી આપણે ઋષિઓની સંતતિ જ કેમ કહેવાઈ શકીએ ? આ વિધવાઓની હાય જો આપણને કાળી ભવાનીની પેઠે ભક્ષે નહિ તો બીજું શું થવાનું છે ?" —**સ્વામી રામતીર્થ.**

"પ્રત્યેક સમજુ વિધવા, જે બ્રહ્મચર્યનું પાલન કરવા ઇચ્છે છે, તેણે પોતાની મેળે કંઈક પણ પરોપકારી પ્રવૃત્તિ શોધી લઈ તેમાં પોતાનું જીવન ગાળવું ઘટે છે." —**મહાત્મા ગાંધીજી.**

"સ્વેચ્છાએ પાળેલું વૈધવ્ય હંમેશ પ્રશંસનીય ગણાય છે. બળાત્કારે અને મરજી વિરૂદ્ધ પળાવેલું વૈધવ્ય નિંદ્ય છે, અને વર્ણસંકરતા વર્ધક છે." —**મહાત્મા ગાંધીજી.**

"હિંદુ વિધવા તો દુઃખની પ્રતિમા છે, તેણે સંસારના દુઃખોનો બોજો વહોરી લીધો છે; તેણે દુઃખને સુખ કરી મૂક્યું છે. દુઃખને ધર્મ કરી મૂક્યો છે." —**મહાત્મા ગાંધીજી.**

"જે પળે હિંદુ સ્ત્રી વિધવા થાય તેજ પળે તેનાં વ્યસન અને તેનો શણગાર સર્પની કાંચળીની જેમ સરી પડે છે. તેને ન જોઈએ કોઈનું ઉત્તેજન, ન જોઈએ કોઈની મદદ, રિવાજ તો શું નથી કરી શકતો ?" —**મહાત્મા ગાંધીજી.**

"સાચી હિંદુ વિધવા રત્ન સમી છે એ હું માનું છું. હિંદુ સમાજનું માનવજાતિને તે એક અમોલું દાન છે......પણ બાળ-વિધવા એ તો હિંદુ ધર્મને માથે કલંક છે." **—મહાત્મા ગાંધીજી.**

## ૪૬. વિધવા વિવાહ.

"વૈધવ્ય પાળવું એ પુણ્ય કર્મ છે, પણ વિધવા વિવાહ સર્વથા પાપ કર્મ તો નથી જ." **—ગાંધીજી.**

"જ્યાં લગી વિધુરને ફરી પરણવાનો હક્ક છે, ત્યાં લગી વિધવાને, તેજ શરતે હોવોજ જોઈએ." **—મહાત્મા ગાંધીજી.**

"વિધવા વિવાહમાં કશું પાપ નથી. અથવા એટલું જ પાપ, જેટલું વિધુરના વિવાહમાં હોય. વૈધવ્ય એકાંતિક ધર્મ નથી, જે પાળી શકે તેને સારૂં ભૂષણરૂપ છે. **—મહાત્મા ગાંધીજી.**

## ૪૭. સુધારો.

"જેને નાતનો, ગરીબીનો, વગેરે ડર છે, તેનાથી સુધારા કદી થનાર નથી. સુધારકોએ પ્રાણ ખોયા છે, તેઓ રીબાયા છે, નિંદાયા છે, અને ભૂખે મર્યાં છે. તે વિના સાચા સુધારા પૃથ્વીમાં થઈ શકયા નથી." **—મહાત્મા ગાંધીજી.**

"પહેલાં પોતે સુધરો પછી જગતને સુધારો."**—સોક્રેટીસ.**

"સુધારાની ગરજ રહી સુધારકને પોતાને; જે સમાજમાં તે સુધારો ઇચ્છે છે, ત્યાંથી તો તેને વિરોધની, તિરસ્કારની, ને જાનના જોખમની પણ આશા રાખવી રહી. સુધારક જેને સુધારો માને તેને જગત કુધારો કાં ન માને? અથવા કદાચ કુધારો ન માને તો તે તરફ ઉદાસીન કાં ન રહે?" **—મહાત્મા ગાંધીજી.**

## ૪૮. વાવે તેવું લણે અને કરે તેવું પામે.

"ભ્રમમાં પડશો નહિ ઇશ્વરનો કદી પણ ઉપહાસ કરી શકાતો નથી, કારણ કે માણસ વાવે તેવું લણે છે." **—ગેલેશિયન્સ.**

"કાર્યને વાવશો તો સ્વભાવને લણશો, સ્વભાવને વાવશો તો

ચારિત્ર્યને લણુશો, અને ચારિત્ર્યને વાવશો તો ભાગ્યને લણુશો."

**—જી. ડી. બૉર્ડમેન.**

આપણો કાર્યક્રમ ચમત્કારિક રીતે આપણો સ્વભાવ બની જાય છે.

**—શેકસપિઅર.**

"જેવી રીતે નાળાંઓની નદીઓ, અને નદીઓનો સમુદ્ર બને છે; તેવી રીતે નાની નાની કૃતિઓ વડે સ્વભાવ બને છે."

**—ડ્રાઈડન**

"આપણા પોતાના રંગોથી આપણે આપણા ભાવિ જીવનને રંગીએ છીએ; અને ભાગ્યના ક્ષેત્રમાં આપણે જેવું વાવીએ છીએ તેવું જ લણીએ છીએ." **—વ્હીટિયર.**

"હાલની જીંદગીનાં કાર્યો, વિચારો, અને ઇચ્છાઓ તેની ભવિષ્યની જીંદગીનો નિર્ણય કરે છે." **—એક લેખક**

**૪૯. કૃતજ્ઞતા.**

"આ જગતમાં કાંતો કૃતજ્ઞતા સમૂળગી પેદાજ થઈ નથી; કે કાં તો આ જગતમાં કોઈ કૃતજ્ઞતાનો ઉપયોગ જ નથી કરતું. મારા અનુભવમાં હજુ સુધી કોઈ એવો આદમી નથી આવ્યો, કે જેને મેં તિરંદાજી શીખવી હોય, અને છેવટે તેણે મારા ઉપરજ નિશાન ન તાકયું હોય!" **—શેખશાદીકૃત–ગુલિસ્તાન.**

**૫૦. ન્યાયવૃત્તિ.**

"મનુષ્ય પોતાની પાસે ખોટા વાણીઆની જેમ બે ત્રાજવાં રાખે છે; એકથી લે છે, અને બીજાથી દે છે. પોતાના પર્વત જેવડા દોષ રાઈના દાણા જેટલા જુએ છે, ને બીજાના રાઈ જેટલા દોષને પર્વત જેટલા જુએ છે." **—ગાંધીજી.**

"પોતાને વિષે જે ગજ વાપરીએ છીએ, તે બીજાને માટે વાપરતા થઈ જઈએ; તો દુનિયાના ત્રણ તાપ ટળે ને ધર્મની સંસ્થાપના ફરી એકવાર થાય." **—ગાંધીજી.**

"હે પ્રભુ ! બીજા મનુષ્યો અમને જુએ છે, તેવીજ રીતે અમે અમારી જાતને જોઈ શકીએ એવી શક્તિ અમને આપી હોત તો કેટલો બધો લાભ થાત ?" —**એક લેખક.**

"મનુષ્ય જો પોતાની દૃષ્ટિ છોડી બીજાની દૃષ્ટિથી જુએ તો અર્ધું જગત શાંત થઈ જાય." —**ધૂમકેતુ.**

"જે ન્યાયને માર્ગે છે, તે ત્રણ ગણો હથિયાર સજ્જ છે; પણ જેનો અંતરાત્મા અન્યાયથી ભરેલો છે, તે સજ્જ હોવા છતાં નગ્ન છે." —**શેકસપીઅર.**

## ૫૧. ઉદારતા.

"જો તમે મોટાઈ ઇચ્છતા હો તો તન, મન, અને ધનથી ખૂબ ઉદાર બનો; કેમકે દાણા વાવ્યા સિવાય અન્ન પેદા થઈ શકતું નથી."

"સૂર્યનાં કેટલાંક કિરણો આ કૃતઘ્ન અને ખાલી આકાશના મોટા વિસ્તારમાં નકામાં પડયાં રહે છે. અને તે કિરણોનો માત્ર નાનો સરખો જ ભાગ પરાવર્તન કરનાર ગ્રહો અને ભૂમિ ઉપર પડે છે, તો પણ સૂર્યને શોક થતો નથી." —**એમર્સન.**

"ઉદારતા આપીને શ્રીમંત થાય છે; ત્યારે લોભ સંગ્રહ કરીને ગરીબ બને છે."

"સમુદ્ર ગમે તેટલો મોટો છતાં તૃષાતુર માણસ કદી પણ તેને કિનારે નથી જતો. જ્યાં નાનું સરખું પણ મીઠા પાણીનું ઝરણું હોય છે ત્યાંજ મનુષ્ય, પશુ, પક્ષી, વગેરે સર્વ પોતાની તૃષા છીપાવવા જાય છે." —**શેખસાદીકૃત–ગુલિસ્તાન.**

---

## : ૪ :
## દેશનાં ઘડતર

**૫૨. બલિદાન.**

"ધર્મને અર્થે સર્વસ્વ ત્યાગ કરનારા મહાત્માઓના રુધિરથી ધર્મના મંદિરનો–ધર્મનો પાયો મજબુત થતો જાય છે."

**—અંગ્રેજી કહેવત.**

"બલિદાનનો અર્થ એ છે કે બલિદાન કરનાર બીજાને ખાતર મરે છે, કે બીજાનું દુઃખ ભોગવે છે. જે પોતાને ખાતર દુઃખ ભોગવે તે બલિદાન નથી કરતો. જે બલિદાન ન કરે તે માનવી ન કહેવાય. સ્વાર્થને ખાતર જીવનારાને તો શાસ્ત્રે ચોર કહ્યો છે."

**—મહાત્મા ગાંધીજી.**

"દરેક માણસમાં પ્રાણ, તેજસ્વિતા, અને સ્વતંત્રતા, આ ત્રણ વસ્તુની ચાહના તો હોય જ છે; પણ શિરને સાટે તેજસ્વિતા અને સ્વતંત્રતા જાળવવાનો કે મેળવવાનો પ્રાણ જેની અંદર હોય તેજ વીર પુરુષ કહેવાય, **—કાકા કાલેલકર.**

"પુણ્ય પુરુષના બલિદાનથી જ્યારે આપણામાં પણ બલિદાનની વૃત્તિ જાગે, ત્યારે જ આપણે તેની સાચી ઉપાસના કરી ગણાય, અને ત્યારેજ આપણો સાચો ઉત્કર્ષ થાય." **—કાકા કાલેલકર**

"ખરો વીર પોતાના કામની કિંમત આંકે છે પોતાના ત્યાગની નહિ."

"જો ત્યાગ કરો તો તો તે ત્યાગને લાયક બનો."

**—કાકા કાલેલકર.**

"નિર્વૈર પવિત્ર આત્માનું લોહી ધરિત્રી નથી જીરવી શકતી. નિઃશસ્ત્ર અને નિર્વૈર મનુષ્યમાં આખા વિશ્વની સમવેદના આકર્ષવાનું બળ આવે છે. આખી કુદરત તેનો સાથ કરે છે." **—કાકા કાલેલકર.**

**૫૩. સ્વતંત્રતા.**

"સુખ સ્વતંત્રતાનું મોઘું મળે શિર સાટે;
રક્ત બલિદાન દેવું કાર્યશિદ્ધિ માટે." **—નર્મદાશંકર.**

“ સ્વતંત્રતાને ખાતર નિરક્ષર રહી જાહેર રસ્તા ઉપર પત્થર ફોડવા તે ગુલામીમાં રહીને અક્ષરજ્ઞાન મેળવવા કરતાં સારૂં છે.”

**—મહાત્મા ગાંધીજી.**

“ જે પરવશ છે તે સર્વ દુઃખનું કારણ છે, અને જે સ્વતંત્ર છે તે સર્વ સુખનું કારણ છે.” **—મનુસ્મૃતિ**

“ ઉન્નતિ માટે મુક્ત થવું જરૂરનું છે; પણ મુક્ત થવું તે ઉન્નતિ નથી. બાંધેલે પગે કે કોથળામાં પગ ઘાલીને માણસથી ન દોડી શકાય, પગ છૂટા હોય તો દોડી શકે; તેમ રાજકીય સ્વતંત્રતા હોય તોજ ઉન્નતિ થઈ શકે; ધાર્મિક સ્વતંત્રતા હોય તોજ ધર્મની ઉન્નતિ થઈ શકે; આધ્યાત્મિક સ્વતંત્રતા હોય તોજ આત્માની ઉન્નતિ થઈ શકે; વિચારની સ્વતંત્રતા હોય તોજ વિચારની ઉન્નતિ થઈ શકે; આચારની સ્વતંત્રતા હોય તોજ આચારની વિશુદ્ધિ ટકી શકે, અને ઉન્નતિ થઈ શકે. મોક્ષ અથવા સ્વતંત્રતા એ પ્રગતિનું પ્રથમ કારણ છે.”

**—કાકા કાલેલકર.**

“ વંશપરંપરાગત ગુલામો ! તમે જાણતા નથી, કે જેઓ સ્વતંત્ર થવા ઈચ્છતા હોય, તેમણે પોતેજ પહેલો પ્રહાર કરવો જોઈએ.”

**—બાયરન.**

## ૫૪. ગ્રામોદ્ધાર.

“ રાષ્ટ્રનો પ્રાણ, રાષ્ટ્રનું લોહી ગામડાંમાં છે. તેની વ્યવસ્થા કરવાનું કામ શહેરો કરે છે. ગામડાંઓ નસો છે, અને શહેર હૃદયો છે. હૃદય જો બધું લોહી ચૂસી જાય તો નસો ક્યાં સુધી નભે?”

**—કાકા કાલેલકર.**

“ ગ્રામસુધારણા ત્યારે થઈ ગણાય કે જ્યારે ગામના રસ્તા પહોળા અને પાકા થાય, શેરીઓ ધૂળ અને કાદવ વગરની થઈ જાય, આંખે ઉડી બાઝે એવી સ્વચ્છ બને. ગામનો એકેએક માણુસ, સ્ત્રી તથા પુરુષ, ભણીગણી વર્તમાન યુગની મહત્તાને ઓળખતો થાય, ગામની ગરીબી અદૃશ્ય થઈ જાય અને એકેએક માનવી ખોરાક મેળવી શકતો

હોય, ગામમાં ઉત્સાહ અને આનંદની ઝડી વરસતી હોય, અને કલેશ, કંકાસ કે ઝગડા અદૃશ્ય થઈ ગયા હોય, અને રાજા પ્રજાના માલીક બનતા અમલદારો, ગામડાંની સેવા બજાવે—અંતઃકરણપૂર્વક સેવા બજાવે–ત્યારે ગ્રામોન્નતિના કાર્યનું કંઈક પરિણામ આવ્યું ગણાય. નહિ તો એ બધુંય ભાષણ કે લખાણના ધુમાડામાં ઉડી જવાનું."

—**રમણલાલ વસંતલાલ દેસાઈ.**

"લોકોએ જાતે સમજવું રહ્યું કે ગામઠી ખાંડણી, ઘાણી, અને ઘંટાને બદલે યંત્રાની ઘાતકી શક્તિ વાપરવી એ લાંબે કાળે સોંઘું પડે એમ નથી. નીરોગી આહારથી મળેલી શારીરિક શક્તિ કીમતી છે. એથી શરીરની શકિત વધે છે, તે ઉપરાંત કમાણી વધવાની શકિતમાં પણ વધારો થાય છે. આપણી ગામડાની સ્ત્રીઓને કમાવાનાં કેટલાંક સ્વાભાવિક સાધનો હતાં, ને પ્રજાના પોતાના હરિયાળા જીવનમાંથી પોતાના ગુજારા જેટલું વીણી લેવાનો મજૂર વર્ગનો જે અધિકાર હતો; તે છીનવી લઈ ને એ લોખંડી રાક્ષસે આપણા ગામડાના આર્થિક જીવનના પ્રવાહમાં ઘોર વિઘ્ન નાખેલું છે."

—**રવિન્દ્રનાથ ટાગોર.**

"સ્ત્રીઓના ઉદ્ધારનો, ભારતવર્ષની મુકિતનો, અસ્પૃશ્યતા નિવારણનો, પ્રજાની આર્થિક દશાના સુધારાનો–ગમે તે સવાલ લો–આખરે તો બધા સવાલ એકજ સવાલમાં મળી જાય છેઃ ગામડાંમાં પ્રવેશ, અને ગ્રામજીવનની પુનર્ઘટના, અથવા ખરૂં કહીએ તો કાયા પલટો."

—**મહાત્મા ગાંધીજી.**

## ૫૫. અહિંસા.

"અહિંસા પરમ ધર્મ છે, અહિંસા પરમ દમ છે; અહિંસા પરમ દાન છે; અને અહિંસા પરમ તપ છે." —**એક શ્લોક.**

"રાષ્ટ્રનો આત્મા કહે છે કે ઐકયનું તત્ત્વ, સંપનું શાસ્ત્ર એ તો અહિંસા છે. એક બીજાનું સહન કરવું, એક બીજાના સંકટે મદદ

કરવી, અને પ્રેમને ખાતર સર્વ જાતના સ્વાર્થો જતા કરવા એજ એક માર્ગ છે." —**કાકા કાલેલકર.**

"જે માણુસ અહિંસા વ્રત પાળવાનો દાવો કરે, તેનાથી પોતાનું અહિત કરનાર ઉપર પણ ગુસ્સે ન થવાય; તે તેનું બુરૂં ન ઇચ્છે, ભલું ઇચ્છે; તેને ગાળ ન દે, કે તેના ઉપર હાથ ન ઉપાડે; સામેનો માણુસ જે કંઈ ઇજા કરે તે પોતે સહન કરે. આમ અહિંસા-વ્રત પાળનાર તદ્દન નિર્દોષ રહે. કોઈપણ સજીવ વસ્તુ પ્રત્યે વેર ન હોય તેનુ નામ શુદ્ધ અહિંસા." —**ગાંધીજી.**

**૫૬. રાજાપ્રજાના ધર્મ.**

પ્રજાને નારાજ કરી સત્તાના બળથી રાજ્ય કરવાવાળાનું રાજ્ય વાદળની છાયા અથવા રેતીની દિવાલ સમાન છે."

—**શેખસાદી-ગુલિસ્તાન્.**

"ધન, સત્તા, અને માન મનુષ્યની પાસે કેટલાં પાપોને અનર્થો કરાવે છે." — **ગાંધીજી.**

"રાજ્યનું ધન એ રાજાની મિલ્કત નહિ પણ પ્રજાની અનામત છે." —**એક લેખક.**

"જ્યાં રાજા અને પ્રજા બંને વચ્ચે પ્રેમ અને આપભોગનું વાતાવરણ હોય, ત્યાં રાજાના કેટલા અધિકાર, અને પ્રજાના કેટલા અધિકાર, એવો સવાલજ ઊઠતો નથી. જ્યારે રાજા સ્વાર્થી ને જો હુકમી બની જાય છે ત્યારેજ પ્રજાને પોતાના હુકમનો ખ્યાલ સૂઝે છે, અને પ્રજા રાજાની સત્તા મર્યાદિત કરવા માગે છે."—**કાકા કાલેલકર.**

"સત્તાના કેફથી અને દુર્બળ પ્રજાઓને ચૂસીને મદાન્ધ બનેલી કોઈ સલ્તનત આજસુધી દુનિયામાં લાંબો કાળ નભી નથી. અને જો દુનિયા ઉપર કોઈ ન્યાયી ઇશ્વર રાજ્ય કરી રહ્યો હોય તો એવી સલ્તનતને ધૂળમાં મળ્યા વગર આરો નથી." —**ગાંધીજી.**



: ૫ :

## : શરીરનાં ઘડતર :

### ૫૭. તંદુરસ્તી.

" સુદૃઢ શરીરમાં સુદૃઢ મન, એ મનુષ્ય—સાધનનો ઉમદા પાયો છે."

**—ડૉ. ડબલ્યુ. ડબલ્યુ. હોલ.**

" અતિભોજન કરવું તે રોગ ઉત્પન્ન કરનાર, આયુષ્યનો નાશ કરનાર, દુઃખ આપનાર, પાપકારી, અને નિંદિત હોવાથી ત્યાગ કરવું."

**—મનુસ્મૃતિ.**

" માણસો ઘણું ખાઈને માંદા પડે અને મરે પણ ખરા, પણ થોડું ખાઈને માંદા પડયા હોય કે મુવા હોય એવું મેં કદી સાંભળ્યું નથી."

**—નેપોલિયન.**

" જે કારણથી શરીર બગડયું હોય તેનાથી ઉલટી રહેણીકહેણી રાખવી, એટલે કુદરતનું સમતોલપણું પાછું આવી જાય."

**—નેપોલિયન.**

" કુદરતના નિયમોનું અજ્ઞાન કે અવગણના એ સર્વ રોગ–દુઃખનું કારણ છે. કોઇ પણ રોગ કે દુઃખને ઈશ્વર નહિ પણ મનુષ્યજ પેદા કરે છે."

" રોગ થયા પછી રોગ ટાળવો, એ કરતાં રોગ થાયજ નહિ એવી રીતભાત સૂચવવી, એજ વૈદ્યનું મુખ્ય કાર્ય હોવું જોઈએ."

### ૫૮. બ્રહ્મચર્ય.

" બ્રહ્મચર્યનું સંપૂર્ણ પાલન એટલે બ્રહ્મદર્શન. બ્રહ્મચર્યનું પાલન કરવું હોય તો સ્વાદેન્દ્રિય ઉપર કાબુ મેળવવોજ જોઈએ."

**—ગાંધીજી.**

" ઈન્દ્રિયો એવી મજબુત છે કે તેને ચોમેરથી, ઉપરથી અને નીચેથી એમ દશે દિશાઓથી ઘેરવામાં આવે, ત્યારેજ તે અંકુશમાં રહે છે."

**—ગાંધીજી.**

" ઉપવાસ વિના વિષયાસક્તિનો જડમૂળથી નાશ સંભવતો નથી. તેથી બ્રહ્મચર્યના પાલનમાં ઉપવાસ એ અનિવાર્ય અંગ છે. "—**ગાંધીજી.**

**૫૯. શરીરબળ.**

" જે દેશના નવજવાનો માયકાંગલા, લોહી વિનાના, નિર્વીર્ય હોય, તે દેશ સ્વતંત્ર થવાની કદી આશા રાખી શકે નહિ. અલબત જમાનો એવો આવ્યો છે કે શારીરિક બળ અજમાવવામાં કાયરતા ગણાવા લાગી છે, પણ તેથી દુર્બળ રહેવું એ ધર્મ નથી. બળ તેજ નથી વાપરતો કે જેનામાં બળનો ભંડાર ભર્યો છે. " —**ગાંધીજી.**

**૬૦. યુવાની.**

ઉજ્જડ ખેડાં ફરી વસે, નિર્ધનિયાં ધની હોય;
ગયાં ન જોબન સાંપડે, મુઆ ન જીવે કોય. "

—**સામળભટ્ટ.**

" યુવાનો ન્યાય કરવા કરતાં શોધ કરવાને વધારે લાયક છે. શિખામણ આપવા કરતાં કાર્ય કરવાને વધારે લાયક છે. સ્થિર ધંધો કરવાને બદલે નવીન રચનાઓ કરવાને વધારે લાયક છે. " —**બેકન.**

" ભોગવિલાસમાંજ જીવનની સાર્થકતા સમજાવનારી આ કાળા મોંવાળી વીસમી સદીએ એક હાથમાં તોપ–બંદૂક અને બીજા હાથમાં કળ–કારખાનાંઓ ધારણ કરીને સેંકડો શિક્ષિત, અર્ધશિક્ષિત, તથા અશિક્ષિત હિંદી યુવકોને ધર્મ સંસ્કારથી ભ્રષ્ટ કર્યા છે. "—**બંકિમચંદ્ર.**

સોનાના મુકુટવાળા છતાં મલિન અંતઃકરણવાળા માણસોની પાછળ દોડતા, સલામો કરતા, અને ઘૂસતા, ઘણા માણસોને આપણો યુવકવર્ગ જુએ છે, તેથી યુવાનો જીવનના મહાન હેતુ વિષે ખોટા ખ્યાલ બાંધે છે; અને એ ખોટા ખ્યાલથી દોરવાઈ જઈનેજ જિંદગીની શરૂઆત કરે છે. —**એમર્સન.**

" માણસ જેટલે અંશે પોતાની ફરજ બજાવે છે, તેટલે દરજ્જે તે પ્રેમપાત્ર થાય છે. હકની શોધમાંજ ભમનારો ફરજ ચૂકે છે, ને છેવટે હકોનોજ વિચાર કરનાર જાલીમ કહેવાય છે." —**ગાંધીજી.**

## : ૬ :

# : ગૃહજીવનનાં ઘડતર :

**૬૧. જાતમહેનત.**

"મહેનતની રોટી ખાઈ નિરાંતે બેસવું, એ સોનાનો કમરપટો પહેરી તાબેદારી માટે અદબવાળી ઉભા રહેવા કરતાં ઘણુંજ બહેતર છે."

**—શેખસાદીકૃત–ગુલિસ્તાન્.**

"ઈશ્વર પ્રત્યેક પક્ષીને ખોરાક આપે છે, પણ તે તેના માળામાં ફેંકતો નથી." **—જે. જી. હોલેંડ.**

"જાત મહેનતથી શિક્ષણ મળે છે તેજ સહુથી ઉત્તમ કોટનું શિક્ષણ છે." **—વેન્ડેલ ફિલિપ્સ.**

"પરિશ્રમમાંથી આરોગ્ય અને આરોગ્યમાંથી આનંદ પેદા થાય છે." **—બીટી.**

"જાતમહેનત એ માનવજાતિને બચાવવા માટેનું મહાન ઔષધ છે. જો દરેક મનુષ્ય જીવનના આ આદિ નિયમને ઈશ્વર નિર્ણીત કાયદા તરીકે સ્વીકારે, જો દરેક મનુષ્ય જાતમહેનતને પોતાની અનિવાર્ય ફરજ સમજે, જો બધા જન એકજ ઈશ્વરને સ્વીકારે, અને એક બીજાને ચાહે, તો જે દુઃખભારથી આપણે લદાયા છીએ તે નાશ પામે. **—ટોલસ્ટોય.**

"જે પોતાની જાતને મદદ કરે છે તેને પ્રભુ મદદ કરે છે."

**—અંગ્રેજી કહેવત.**

**૬૨. સ્વાશ્રય.**

"મેં મારી હાલની સ્થિતિ મારી જાતેજ ઘડી છે."

**—હંફ્રી ડેવી.**

"આપણા માટેના ઉપાયો ઘણીવાર આપણા પોતામાંજ રહેલા, અને આપણા પોતાથીજ ઉપજેલા હોય છે; છતાં આપણે ભૂલથી તેને ઈશ્વરે રચેલા માન્યા કરીએ છીએ." **—શેકસપિયર.**

" માણુસ બીજાઓ પાસેથી જે શિક્ષણ મેળવે છે, તેના કરતાં વધારે મહત્ત્વનું શિક્ષણ તો તે પોતાની પાસેથીજ મેળવે છે."

**—ગિબન.**

" મોટો માણુસ પોતાનામાંજ રહેલી શક્તિની શોધ કરે છે; અને નાનો માણુસ બીજાઓ પાસે શોધ્યા કરે છે." **—કોન્ફ્યુશિયસ.**

" મારૂં કાર્ય કોઈ બીજો માણુસ મને શોધી આપશે અથવા નક્કી કરી આપશે, એવી જે રાહ જોયા કરે છે, તે પોતાનો સંદેશો પહોંચાડયા વિનાજ મરણ પામશે."

**—લૉવેલ.**

" પ્રત્યેક જણે પોતાની ભાંજગડ પોતેજ કરવી, બીજા ઉપર આધાર રાખવો નહિ.

**—શેકસપિયર.**

" જે માણસો બીજાનાં અંતઃકરણ પ્રમાણે વર્તે છે, તેઓ બીજાના વિચારના ગુલામ છે."

**—(?).**

" પરાધીન મનુષ્યનું જીવન અને મૃત્યુ એમાં કંઈ ફેર નથી. જે પોતે પોતાની જાતને મદદ કરે છે, તેને ઈશ્વર પણ મદદ કરે છે."

**—( ? ).**

જો તમે તમારા પુત્રની સંભાળ રાખવાનું કામ તમારા ગુલામને સોંપશો તો તમે એક ગુલામને બદલે બે ગુલામ બનાવશો. **—( ? ).**

### ૬૩. સંતોષ.

" ધનવાનોના ધન કરતાં નિર્ધનનો સંતોષ એ ઘણી ઊંચી વસ્તુ છે."

**—શેખસાદીકૃત-ગુલિસ્તાન.**

" આપણી પાસે જે હોય તેનાથી સંતુષ્ટ રહેવું, એ મોટામાં મોટી સુરક્ષિત સંપત્તિ છે."

**—સિસેરો.**

" તારો ખજાનો ક્યાં છે ? સુવર્ણ કહે છે, કે 'મારામાં નથી' અને હીરો કહે છે, કે 'મારામાં પણ નથી.' તે ખજાનો તો તારા આત્મામાંજ શોધ."

**—યંગ.**

" જે માણસ થોડામાં થોડા ધનથી સંતુષ્ટ થાય છે તે સૌથી વિશેષ શ્રીમંત છે; કારણ કે સંતોષ એ સર્વ શ્રેષ્ઠ અને કુદરતી દ્રવ્ય છે."

**—સોક્રેટીસ.**

"મારો રાજમુકુટ મારા અંતઃકરણમાં છે, તે મારા મસ્તક પર નથી. તેમજ તે હીરામાણેકથી શણગારવામાં આવ્યો નથી, અને તે જોઈ શકાય એમ પણ નથી. મારા રાજમુકુટનું નામ સંતોષ છે. તે ખરેખર એક રાજમુકુટ કરતાં પણ વધારે છે, કેમકે રાજાઓ પણ તેનો ઉપયોગ ભાગ્યેજ કરી શકે છે." —**શેકસપિયર.**

"જો મન સંતોષ પામેલું છે તો પછી કોણ પૈસાદાર અને કોણ ગરીબ?" —**ભર્તૃહરિ.**

"સંતોષ એ કુદરતનો ખજાનો છે." —**સોક્રેટીસ.**

**૬૪. ઉદ્યોગ.**

"કામ એ પ્રત્યેક મનુષ્યનો પ્રાણરક્ષક છે."

—**જ્યૉર્જ-બી-એમર્સન.**

"પરિશ્રમ એજ જીવન છે, ગોંધાઈ રહેલું પાણી બગડી જાય છે, આળસુ માણસો નિરાશ થયા કરે છે, ઘડિઆળને બંધ રાખશો તો તેની ઉપર કાયાકાટનો હુમલો થશે." —**મિસિસ ઓસ્ગૂડ.**

"જીવનમાં જોઈશું તો જેની પાસે દુઃસાધ્ય બુદ્ધિ છે તેને સિદ્ધિ નથી વરતી, પણ જેની પાસે ઉદ્યમ છે તેનેજ સિદ્ધિ વરે છે. મહાન શક્તિશાળી માણસને તેની શક્તિ જેટલી ઉપયોગી થાય છે, તેના કરતાં સામાન્ય શક્તિવાળા માણસને તેની શક્તિ વધારે ઉપયોગી થાય છે." —**ગોલ્ડસ્મિથ.**

"જે બેસી રહે છે, તેનું ભાગ્ય પણ બેસીજ રહે છે, સૂઈ રહેનારનું સૂઈ રહે છે, ઉભા રહેનારનું ઉભું રહે છે, અને ચાલવા માંડનારનું ભાગ્ય ચાલવા-વધવા માંડે છે." —**એક શ્લોક.**

**૬૫. ખંત.**

"સફળતા પ્રાપ્ત કરાવી આપનાર મુખ્ય ત્રણ તત્ત્વો છે. શ્રમ, ધૈર્ય અને ખંત. તેમાં સૌથી મોટું તત્ત્વ ખંત છે."—(?)

"ખંતપૂર્વક કામ કરવાથી સાધારણ બુદ્ધિનો માણસ પણ અસાધારણ કાર્ય કરવામાં ફતેહ મેળવે છે." —**જોન રસ્કિન.**

**૬૬. સાહસ.**

"દરિયાઈ મુસાફર કાંતો સુવર્ણની થેલીઓ લઈને ઘેર આવે છે, કે કાંતો સમુદ્રનાં મોજાં કોઈક દિવસ તેના શબને કિનારે ફેંકી દે છે." **—શેખસાદી–ગુલિસ્તાન.**

"લક્ષ્મી સાહસિક માણસનેજ પ્રાપ્ત થાય છે." **—ડ્રાયડન.**

"લક્ષ્મી સાહસમાં નિવાસ કરે છે." **—વ્યાસ ભગવાન.**

**૬૭. કુલીનતા.**

"વ્યભિચારી માણસને શીંગડાની નિશાની નથી હોતી, તેમ કુળવાન માણસના હાથમાં પદ્મની નિશાની નથી હોતી, કે જેથી તે ઓળખાઈ આવે; પરંતુ જેમ જેમ તે વાણી બોલે તેમ તેમ તેની જાત અને કુળ ઓળખાઈ આવે છે." **—એક શ્લોક.**

"રહે છે વને તદપિ જે મૃગમાંસ ખાય,
તે કેશરી ભૂખ છતાં નહિ ઘાસ ખાય,
તેવી રીતે કુલીન દુઃખ પડે વિશેષ,
તોએ કદી અધમ કૃત્ય કરે ન લેશ."

**—દોલતરામ.**

"કાપવા છતાં પણ ચંદનનું વૃક્ષ સુગંધ છોડી દેતું નથી, હાથી વૃદ્ધ થાય તો પણ વિલાસ છોડતો નથી, અને યંત્રમાં પીલવા છતાં પણ શેરડી મધુરતા છોડતી નથી; તેમ કુળવાન પુરુષ દરિદ્રતા પામે તો પણ પોતાના સદ્‌ગુણ નથી તજી દેતો." **—એક શ્લોક.**

**૬૮. સંતતિનિયમન.**

"જ્યાં સુધી હિંદ સ્વતંત્ર ન થાય, ભૂખમરાથી ઉગરી ન જાય, અને દુષ્કાળ, કોલેરા, ઈન્ફ્લ્યુએન્ઝા–ચેપી રોગોથી બચવાનાં જ્ઞાન ને સાધન ન સંઘરી લે; ત્યાં સુધી સંતાન પેદા કરવાનો હક્ક આપણને નથી." **—ગાંધીજી.**

"હિન્દને રાજકીય કારણે સંતાનવૃદ્ધિને મર્યાદિત કરવાની, અથવા તદ્દન અટકાવવાની જરૂર છે. તે અંકુશ દુરાચાર પોષક, કે

કૃત્રિમ સાધનો વડે નહિ, પણ નીતિરક્ષક સંયમ વડેજ આણવો હિતકર છે. તે વડેજ ભાવિ પ્રજા સુદૃઢ અને સશક્ત બનશે."

—ટૉમસેન.

**૬૯. ગૃહસ્થાશ્રમ.**

"કીર્તિ, ધન, અને ઊંચી પદવીનાં સુખ પ્રાપ્ત કરવાં એ કામ સુલભ નથી, પણ માયાળુ પિતા, પ્રેમાળ માતા, સુશીલ અને અનુરાગી ભાર્યા, કર્તવ્યપરાયણપુત્રો, અને આજ્ઞાંકિત પુત્રી, આ સર્વ આનંદનાં કારણો છે. પણ આપણો ગૃહસ્થાશ્રમ કેવળ આનંદને લીધેજ કીંમતી નથી, કારણકે ઘણે ભાગે દિલસોજી, સહનશીલતા, સ્વાર્થત્યાગ, અને કોમળતાના ઉમદા પાઠો શીખવનારી એ ઉત્તમ શાળા છે."

—મજમુદાર–બંગાળ.

**૭૦. ચિંતા.**

"જ્યારે ચિંતા એક બારીએથી પ્રવેશ કરે છે, ત્યારે બુદ્ધિ બીજે બારણેથી છટકી જાય છે."

—(?).

"ચિંતા સેં ચતુરાઈ ઘટે, દુઃખસે ઘટે શરીર;
પાપસે ઘટે લક્ષ્મી, કહ ગયે દાસ **કબીર.**"

"ખરાબ ગામમાં વાસ, કુળહીન સેવા, ખરાબ ભોજન, ક્રોધમુખી સ્ત્રી, મૂર્ખ પુત્ર, અને વિધવા પુત્રી, એ છ અગ્નિ વિનાજ દેહને બાળે છે."

—એક શ્લોક.

"એવું એક પણ મગજ નહિ હોય, કે જેણે ચિંતાના કાળા પાણીમાં ગોથાં ખાધાં નહિ હોય; એવી એક પણ આંખ નહિ હોય કે જેણે ખળખળતાં આંસુ ઢાળ્યાં નહિ હોય; એવું એક પણ ઘર નહિ હોય કે જ્યાં આધિ, વ્યાધિ, અને ઉપાધિ રૂપી શસ્ત્રોથી પોતાનું કામ કરતો મૃત્યુદેવ પ્રવેશ નહિ પામ્યો હોય!"

—(?).



## : ૭ :

# : અર્થશાસ્ત્ર :

### ૭૧. કરકસર.

"કરકસર એ પ્રમાણિકતા, સ્વતંત્રતા, અને સુખની માતા છે; તેમજ મિતાહાર, આનંદ અને આરોગ્યની એ સુંદર બ્હેન છે."

**—ડૉ. જોન્સન.**

"થોડી જરૂરીઆતો હોવી, અને પોતાની જરૂરીઆતો પોતેજ પુરી પાડવી એના જેવું બીજું કયું સુંદર કાર્ય છે?"

"રાજતંત્ર ચલાવવામાં જેટલા ડહાપણની જરૂર છે; તેટલા ડહાપણની ઘરસંસાર ચલાવવામાં પણ જરૂર છે." **—ઇમર્સન.**

"ત્વરાથી મેળવેલું નાણું ખરચાઈ જશે; પરંતુ પરસેવો ઉતારીને ધીમે ધીમે પ્રાપ્ત કરેલું દ્રવ્ય ઉત્તરોત્તર વૃદ્ધિગત થતું જશે."

**—ગેટે.**

"તમારા દ્રવ્યનો કરકસર પૂર્વક ઉપયોગ કરવાથી તમને જેવો લાભ થાય છે, તેવો નિશ્ચિત લાભ બીજા કોઇથી પણ થતો નથી."

**—લેટીન કહેવત.**

"અકારણ નાની નાની રકમ ઉડાવી દેતાં સાવધ રહેજો. એક નાનું સરખું ગાબડું પડવાથી એક મોટું વહાણ ડૂબી જાય છે."

**—ફ્રેન્કલિન.**

"કરકસર એ ગરીબ માણસોની ટંકશાળ છે." **—ટપર.**

"ભોંયમાં દાટવા માટે નહિ; સેવકોની પલટણ ઉભી કરવા માટે નહિ; પરંતુ સ્વતંત્ર થવાનો ઉજ્જવલ હક્ક મેળવવાને માટે દરેક માણસને કરકસરની જરૂર છે." **—(?)**

"દરેક નવયુવક પોતાને મળતા થોડા રૂપીઆનો પણ હિસાબ કાળજીપૂર્વક રાખશે તો તેનો લાભ જેમ ભવિષ્યમાં મને અને પ્રજાને મળ્યો, તેમ તે પણ અનુભવશે." **—મહાત્મા ગાંધીજી.**

**૭૨. ધંધાની પસંદગી.**

" પ્રકૃતિએ તમને જે બનાવવાની ઇચ્છા રાખી હોય તે બનો, એટલે તમે સફળતા મેળવશો; જો કોઈ બીજા બનવા જશો તો તમને નિષ્ફળતાજ મળશે." —**સિડ્‌ની સ્મીથ.**

" સફળતાને ખરીદવા માટે ઘણા માણસોને પોતાના શરીરનો એકાદ ટુકડો કાપી આપવો પડે છે. —**બલ્વર.**

" જે માણસની પાસે એક ધંધો છે. તે તે માણસની પાસે એક જાગીર છે." —**ફ્રેન્કલિન.**

" પ્રકૃતિ પોતાનાં દરેક સંતાનને બનાવતી વખતે તેને કોઈ ને કોઈ કામ માટેની ખાસ લાયકાત અવશ્ય આપે છે." —**લૉવેલ.**

" જે ધંધામાં ભારે બોજાઓ પડે છે, ત્યાં ભારે પરિતોષિકો પણ પડે છે જ." —**મૅથ્યુઝ.**

" ઘણું કરીને અરુચિકારક ધંધામાં પડવાથી જેટલા માણસો નિષ્ફળ નીવડે છે, તેટલા બીજા કોઈ કારણે નિષ્ફળ જતા નથી."

—**મૅથ્યુઝ.**

" આખા જગતમાં બે પ્રકારની પ્રવૃત્તિ ચાલે છે. એક ક્ષણિક છે, અને ક્ષણિક સુખને સારૂજ હોય છે. ડાહ્યા માણસો તેનો ત્યાગ કરે છે, અથવા અલ્પ પ્રયાસ કરે છે; બીજી પ્રવૃત્તિ સ્થાયી હોય છે, તેનો કાયર માણસ ત્યાગ કરે છે, કેમકે તેમાં નિરંતર પ્રયત્નની જરૂર પડે છે."

—**ગાંધીજી.**

**૭૩. ગરિબાઈ.**

" વધતી જતી કેળવણી અને જીવનધોરણની ઉચ્ચકક્ષાએ ગરીબાઈને અસહ્ય બનાવી છે. કેટલીક વાર તો એ ગરિબાઈ બહુ ભયંકર સ્વરૂપ ધારણ કરે છે. અનાથ બાળકો, અપંગ માણસો, અને અસંખ્ય સ્ત્રીઓનાં દુઃખને કોણ નિવારે! તેમનું દુઃખ જોઈ દયાને બદલે કંપારી છૂટે છે. કેટલાંકને ફાટયાં તૂટયાં કપડાંએ નથી મળતાં, ઘણા રોગની પીડાથી નિચોવાઈ જાય છે, અને તેમાંના મોટા ભાગને

અન્ન વિના તરફડવું પડે છે. જગતે તેમને પોતાના નથી ગણ્યા. સમાજે તેમના તરફ પીઠ ફેરવી છે. ગરીબ બિચારા પ્રાણીઓ! જગત તેમને ગાળો દેશે, પણ મદદ નહિ દે. પૈસાદારના નાનેરા દુઃખને અનેક ગણું બતાવવામાં આવે ત્યારે ગરીબોના જીવન રૂંધતા દુઃખની કોઈ પરવા નથી કરતું." —**ગોલ્ડસ્મિથ.**

"ભૂખ્યો માણસ સ્ત્રી સહિત પુત્રોને ત્યજી દે છે, ભૂખી થએલી સર્પિણી પોતાનાંજ ઇંડાં સ્વાદથી ખાઈ જાય છે. ભૂખ્યો માણસ કયું પાપ ન કરે? ક્ષીણ થએલા મનુષ્યો કરુણા રહિત થઈ જાય છે." —**એક શ્લોક.**

ગરિબાઈની કાળી જમીનમાંજ ઉત્તમોત્તમ મનુષ્યોરૂપી પુષ્પો ઊગે છે અને ખીલે છે. —**એક લેખક.**

**૭૪. ઉડાઉપણું.**

"ઉડાઉના હાથમાં તેમજ દયાળુ પરોપકારી માણસના હાથમાં ધન નથી ટકતું, લોભીઆના દિલમાં સબુરી નથી રહેતી, અને ચાળણીમાં પાણી નથી રહેતું." —**શેખશાદી–ગુલિસ્તાન.**

"ડહાપણપૂર્વક ચાલનારો માણસ કોઈ પણ દેશમાં જૂજ ખર્ચથી નિર્વાહ કરી શકે છે; જ્યારે ઉડાઉપણા આગળ બ્રહ્માંડનું રાજ્ય પણ પુરતું નથી." —**મેકૉલે.**

**૭૫. સંપત્તિ.**

"આબરૂ અને પૈસો બંને હંમેશાં એકજ થેલીમાંથી મળી શકતાં નથી." —**જોન હર્બર્ટ.**

"સશકત શરીર એ પૈસા કરતાં પણ મોટી સંપત્તિ છે, ને નિર્ભયી આત્મસુખ એ બીજા સર્વ વિષયજન્ય આનંદો કરતાં મોટો આનંદ છે." —**એક્લિઝિયૅસ્ટિસ.**

"લક્ષ્મી કહે મેં નિત નહિ ન પુરૂં કોઈ આશ;
કિતનેકે રામ રમ ગયે, કિતને ગયે નિરાશ."—**(?).**

"જેઓ એમ માને છે કે બધી વસ્તુઓ પૈસાથીજ ખરીદી

શકાય છે; તેઓ ભૂલી જાય છે કે તેમણે તેમની જાતનેજ વેચી દીધી છે." —**બેકન.**

"અંધારા ઓરડામાંનું ફરનીચર આમથી તેમ મૂકવાથી કાંઈ અંધારૂં ટળતું નથી; તેમ સંસારના પદાર્થો આમ તેમ ફેરવ્યા કરવાથી–અર્થાત્ ધન ભેગું કરવાથી, મહેલો બાંધવાથી, અથવા બુદ્ધિબળે બીજાની મહેનતનો લાભ લેવાથી, અજ્ઞાન અને પાપનાં પોટલાં છૂટે તેમ નથી." —**સ્વામી રામતીર્થ.**

"ભવ્ય ભવનો અને મોટા મહેલમાં રહેનારા કાંઈ સુખી હોતા નથી. એમ તો કીડા, જીવડાં, અને સાપો પણ મહેલમાં રહે છે." —**સ્વામી રામતીર્થ.**

"જે દેશમાં લક્ષ્મીનો સંગ્રહ વધવાથી લોકો વૈભવી–પતિત થાય છે તે દેશનું અનિષ્ટ જલદી થાય છે." —( ? )

પૈસા મેળવવામાં ચિંતા, સાચવવામાં ધાસ્તી, વાપરવામાં લાલચ, દુરુપયોગ કરવામાં ગુન્હો, ખોવામાં ઉદ્વેગ, અને છેવટે એ પૈસા મેળવવાનાં પાપ પણ ભોગવવાં પડે છે." —**મૅથ્યુ હેનરી.**

**૭૬. વખતનો સદુપયોગ.**

"ગુમાઈ ગએલું દ્રવ્ય ઉદ્યોગથી મળશે; ગએલું આરોગ્ય મિતાહારથી પુનઃ મળશે; ભુલાઈ ગએલું જ્ઞાન અભ્યાસથી તાજુ થશે; પરંતુ ગુમાઈ ગએલો કલાક કોણે ફરીથી જોયો છે? ખોવાએલી તક કોણે પાછી મેળવી છે?" —**મિસિસ સિગૂર્ની.**

"ખોવાયું! ખોવાયું! ખોવાયું! અમૂલ્ય રત્ન ખોવાઈ ગયું! તેની આસપાસ શુદ્ધ અને પ્રકાશિત એવા ચોવીશ મોટા હીરા જડેલા હતા, અને તેમાંના પ્રત્યેક હીરાની અંદર સાઠ નાના ચકચકિત હીરા મઢેલા હતા." —**મિસિસ. એલ. એચ. સિગૂર્નિ.**

"જે કંઈ તમારી પાસે છે, એનો સારામાં સારો ઉપયોગ કરો; તમને થોડો પણ કાળ–વખત મળે તેનો સારામાં સારો ઉપયોગ કરો."

"સંપત ગઈ તે સાંપડે, ગયાં વળે છે વહાણ;
ગત અવસર આવે નહી, ગયા ન આવે પ્રાણ."

—**સામળભટ્ટ.**

"દરેક માણસના જીવનમાં ભરતી આવે છે. તેનો સદુપયોગ કરવાથી ભવિષ્ય ઉજ્જવલ બને છે; પણ જો તેને જવા દીધી તો આખું જીવન દુઃખમય બની જાય છે." —**શેક્સપિયર.**

નદીના પ્રવાહોમાં વહી જતું પાણી જેમ ફરીને પાછું આવતું નથી; તેમ રાત્રિ અને દિવસની સાથે વહી જતું મનુષ્યોનું આયુષ્ય પાછું આવતું નથી. —(?)

---

**: ૮ :**

# જ્ઞાન-વિજ્ઞાન-કળા.

## ૭૭. જ્ઞાન-વિદ્યા.

"વિદ્યા ધર્મની વૃદ્ધિ કરવા માટે છે, નહિ કે સંપત્તિ એકત્ર કરવા માટે; જેમણે દ્રવ્ય કમાવા માટે પોતાની વિદ્યાનો વિક્રય કર્યો છે, તેમણે મહાકષ્ટે પ્રાપ્ત કરેલા અન્નભંડારમાં પોતાની મેળેજ આગ મૂકી છે." —**શેખસાદી-ગુલિસ્તાન.**

"જે ભણ્યો છે પણ ગણ્યો નથી તે માણસ એવો છે, કે જેણે જમીન ખેડી છે ખરી, પણ બી વાવ્યું નથી."

—**શેખસાદી-ગુલિસ્તાન.**

"જે વિદ્યાવડે લોકો જીવનસંગ્રામમાં સમર્થ થઈ શકે નહિ; જે વિદ્યાથી મનુષ્યોનું ચારિત્ર્ય ખીલે નહિ; અને જે જ્ઞાનથી મનુષ્યો પરોપકાર પ્રેમી, અને સિંહ સમાન પરાક્રમી બને નહિ; એનું નામ વિદ્યા નથી." —**સ્વામી વિવેકાનંદ.**

"બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં છે. પશુ આદિના જેવી ઈંદ્રિયતૃપ્તિ સિવાયનું બીજું કોઈપણ સુખ, તમે

એવું નહિ બતાવી શકો કે જેનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં રહેલું ન હોય."

—**બંકિમચંદ્ર.**

ભણતરની જરૂર છે જ; અક્ષરજ્ઞાન જોઈએ, પણ અક્ષરજ્ઞાન એ સર્વસ્વ નથી. એ સાધ્ય નથી; એ તો સાધન માત્ર છે. જેને સમજ છે, તેને અક્ષરજ્ઞાન ન હોય તોએ શું? દુનિયાના મહાન શિક્ષકો—સુધારક અક્ષરજ્ઞાની ન હતા. ઈશુ પેગંબરને, મહમદ પેગંબરને અક્ષરજ્ઞાન ક્યાં હતું? છતાં તેઓએ જે અક્કલ આપી ને સેવા કરી; તેવી મહાન તત્ત્વવેત્તા, કે અર્થશાસ્ત્રીઓએ નથી કરી, નથી કરવાના.

—**ગાંધીજી.**

## ૭૮. કુદરતનો હિસાબ.

"જો કે ઇશ્વરની ઘંટી ધીમેથી દળે છે, પણ તે અત્યંત ઝીણું દળે છે."

—**ફ્રેડરિક વૉન. લાગો.**

"કુદરત કુકર્મની સજા તરતજ કરતી નથી, તેથીજ માણસો કુકર્મ કરવાને તૈયાર થાય છે."

—**એક્લિઝિયેસ્ટિસ.**

"લાંબો સમય જીવવું હોય તો ધીમે ધીમે જીવવાની જરૂર છે."

—**સિસેરો.**

"જો તમે બુદ્ધિની વાત સાંભળશો નહિ, તો જરૂર તે તમારા વેઢા ભાગશે."

—**રિચર્ડ.**

આ વિશ્વમાં સર્વથી અદ્દભુત એવી જે આપણી જાત તેને બરાબર ઓળખવી, એજ આપણું સર્વથી પહેલું અને સર્વથી ઉત્તમ કર્તવ્ય છે."

—**કૉલરિજ.**

## ૭૯. વાચન, મનન, ને લેખન.

"વિચારને આચારના રૂપમાં ગોઠવવાની કળા જો કૅડમસને કદી પણ શીખવવામાં આવી નહોત; જો **પ્લેટો** કદી પણ પોતાના ઘરમાંથી બોલ્યો નહોત, અથવા અંધ **હોમરે** પોતાની ઉત્તમ સારંગી વગાડી નહોત, તો માણસની અવસ્થા કેવી હોત તે કોણ કહી શકે!"

—**બલવર.**

"બીજ રોપ્યા વિના ખેતરમાંથી પાક મેળવવાની ઈચ્છા નકામી છે; તેવીજ રીતે મનન અને વાચન વિના નિબંધ લખવાનો પ્રયત્ન નકામો છે." —**પી. પીટરસન.**

"વાચન મનુષ્યને સંપૂર્ણ બનાવે છે." —**બેકન.**

"કેટલાક મનન માટે વાંચે છે તેઓ વિરલ હોય છે; કેટલાક લેખન માટે વાંચે છે તેઓ સામાન્ય હોય છે; અને કેટલાક વાતચીત માટે વાંચે છે, તેમની બહુમતી હોય છે." —**કૉલ્ટન.**

"જો આપણે આપણા મનનો અને બુદ્ધિનો વિકાસ કરવા માગતા હોઈએ, તો આપણે વાંચવું થોડું જોઈએ, અને મનન વધારે કરવું જોઈએ." —**એની બિસેન્ટ.**

"જો મારાં પુસ્તકો અને મારા વાચનના પ્રેમના બદલામાં સમસ્ત મહારાજ્યોના મુકુટો મારા પગ આગળ મૂકવામાં આવે, તો હું તે સર્વ મુકુટોને લાત મારૂં." —**ફેનેલન.**

"વાચનનો રસ જે મારો બાલપણનો અજેય મિત્ર છે, તેને બદલે જો કોઈ મને હિંદુસ્તાનની સઘળી દોલત આપી દે, તો પણ હું તે ન સ્વીકારૂં." —**ગિબન.**

"હાલમાં મારા ઘણા મિત્રો છે હું તેમને ચાહું છું, પરંતુ તે સર્વ કરતાં વાચનને વિશેષ ચાહું છું." —**પોપ.**

**૮૦. ગ્રંથસેવન.**

"પુસ્તકો યુવાવસ્થામાં આપણને માર્ગ દર્શાવે છે, અને વૃદ્ધાવસ્થામાં આપણને આનંદ આપે છે; તે એકાંતમાં આપણને આશ્રય આપે છે; અને આપણા જીવનને બોજારૂપ થતું અટકાવે છે."

—**જેરિમ કોલિયર.**

"મનુષ્યને સમાનતાની ભૂમિ ઉપર લાવવાનાં જો કોઈ સાચાં સાધનો હોય તો તે માત્ર પુસ્તકોજ છે, સર્વ માણસોને માટે ખુલ્લો એવો જો ખજાનો હોય તો તે પુસ્તકાલય છે." —**લેંગ્ફર્ડ.**

"ગ્રંથ એ મિત્ર રહિત માણસનો મિત્ર છે.

—**જ્યૉર્જ. એસ. હિલાર્ડ.**

કેટલાક ગ્રંથોએ જગતનું કેટલું હિત કર્યું છે, અને હજુ કર્યે જાય છે. તેઓ આપણી આશાને જાગૃત રાખે છે, નવીન હિંમત અને શ્રદ્ધાને જાગૃત કરે છે; કઠિન અને સખત હૃદયનાં કુટુંબીઓને, પાને પડેલા લોકોને આદર્શ જીવન આપે છે; દૂર દૂરના યુગોને અને દેશોને એક બીજા સાથે જોડી દે છે; સૌન્દર્યનાં નવાં જગતો ઉત્પન્ન કરે છે, અને સ્વર્ગમાંથી સત્યો લાવે છે. એ સર્વનો જ્યારે હું વિચાર કરૂં છું, ત્યારે હું ઈશ્વરને આ બક્ષીસ આપવા બદલ ધન્યવાદ આપું છું."

**—જેમ્સ. ક્રીમેન્ટ. કલાર્ક.**

"કેટલાક ગ્રંથોનો તો માત્ર સ્વાદજ લેવાનો હોય છે. કેટલાકને ગળી જવાના હોય છે, અને કેટલાકને ચાવીને પચાવી દેવાના હોય છે."

**—બેકન.**

"પુસ્તકો સારા અને ડાહ્યા માણસોના ઉત્તમ વિચારો પુરા પાડે છે. પુસ્તકો મનુષ્યને જ્ઞાનનો ભંડાર પુરો પાડે છે, અને તેથી તે અમર છે." **—ઇ. ડબલ્યુ. કૉલ.**

"માણસ જેવી સોબત રાખે અને જેવાં પુસ્તકો વાંચે, તે ઉપરથી ઓળખાય છે; કેમકે મનુષ્ય સાથે મૈત્રી થઈ શકે છે, તેમ પુસ્તકો સાથે પણ થઈ શકે છે. માણસે હંમેશાં પુસ્તકોની કે મનુષ્યોની ઉત્તમ સોબત રાખવી જોઈએ." **—સ્માઈલ્સ.**

"પુસ્તકો વાંચવાથી જ્ઞાન મેળવાય છે. મનુષ્યને અને તેમની જુદી જુદી આવૃત્તિઓને વાંચવાથી તો દુનિયાનું ઉપયોગી જ્ઞાન મળે છે." **—લૉર્ડ ચેસ્ટરફીલ્ડ.**

## ૮૧. વર્તમાનપત્રો.

"વર્ત્તમાનપત્ર એ ભારે શકિત છે, પણ જેમ નિરંકુશ પાણીનો ધોધ ગામનાં ગામ ડુબાવે છે, ને પાકનો નાશ કરે છે, તેમ નિરંકુશ કલમનો ધોધ નાશ કરે છે. એ અંકુશ બહારથી આવે તો તે નિરંકુશના કરતાં વધારે ઝેરી નીવડે છે. અંદરનો અંકુશજ લાભદાયી હોઈ શકે." **—ગાંધીજી.**

"પ્રજાનું સ્થાયી સુખ જેમાં છે, એ પ્રવૃત્તિ શોધી તે ચલાવવામાં પ્રજાને મદદ કરવી, પ્રજાને દોરવી, એ વર્ત્તમાનપત્રોનું કાર્ય છે. તેમજ પ્રજાની શુદ્ધ કેળવણીનો માર્ગ શોધવો; ખેડુતોનું જીવન દરિદ્ર છે, તેને શોભાયમાન કરવાના ઉપાયો શોધવા; પ્રજા અનેક પ્રકારના રોગોથી પીડાય છે, તેનાં કારણો અને ઔષધો શોધવાં; એ છે. જ્યાં સુધી પ્રજાનાં બધાં અંગ ખીલવી ન શકાય, ત્યાં સુધી પ્રજાની ખરી ઉન્નતિ ન સંભવે." —ગાંધીજી.

૮૨. કળા.

"કળા તેજ કે જેમાં નૈતિક સંદેશો રહેલો છે, પણ એ ઉપરથી એમ કહેવું કે કળામાં નીતિ હોવીજ જોઈએ, તો એ બરાબર નથી. સાચી વસ્તુ એ છે કે કોઈ પણ વસ્તુ 'કલા' ત્યારેજ થઈ શકે કે તેમાં ગુપ્ત રીતે—પણ જોનારને સ્પષ્ટ થાય તેમ-કાંઈક ગૂઢ નૈતિક સત્ય રહેલું હોય. જે સૌન્દર્ય વારંવાર આકર્ષે છે. તેમાં પરમ સત્યની ગૂઢ ગૂંથણી હોય છે." —ધૂમકેતુ.

'જીવનમાં શું કે કલામાં શું, અનુકરણ એટલે મરણ.'
—કાકા કાલેલકર.

"કળાની ઉપાસનામાં કળાને બદલે વિલાસિતા આવી જવાનો ભય રહેલો છે. કળા માણસનો ઉદ્ધાર કરનાર છે, જ્યારે વિલાસિતા માણસને નામર્દ બનાવનારી છે. કળા એ ઈશ્વરની, હૃદયની, ભક્તિની ભાષા છે." —કાકા કાલેલકર.

"કળા અને અસાધારણતા એ ઈર્ષ્યાળુ પ્રિયા છે. તે મનુષ્યનો અનન્ય પ્રેમ માગે છે." —( ? ).

"કળાનો આનંદ શાંત હોય છે, સ્થાયી હોય છે. જેમાં વિલાસિતા છે તેમાં કલાન્તિ, ગ્લાનિ, અને વિષાદ હંમેશાં આવવાનાંજ. તેથીજ આપણે કહી શકીએ કે લાલિત્ય અને લાલસા એ પરસ્પર ભિન્ન વસ્તુ છે." —કાકા કાલેલકર.

"કળા ધર્મનું સ્થાન ન લઈ શકે, પણ ધર્મથી તે વિરોધી નજ થવી જોઈએ. કળા એ સત્ય સુધી પહોંચી ન શકે, પણ કળાએ સત્યનો દ્રોહ નજ કરવો જોઈએ. કળામાં સંપૂર્ણ પુરુષાર્થ સમાએલો ન હોય, પણ કળા એ પુરુષાર્થની વિઘાતક તો નજ હોવી જોઈએ."

**—કાકા કાલેલકર.**

**૮૩. સૌન્દર્ય.**

"સૌન્દર્ય જોનારની દૃષ્ટિ ઉપર અવલંબે છે, સાચું સૌન્દર્ય અંતરમાંથી ઉદ્‌ભવે છે."

**—( ? ).**

"સૌન્દર્ય હોઠમાં કે આંખમાં રહેલું નથી પણ અનેક બાબતોના સમન્વયમાં રહેલું છે"

**—પોપ.**

"સારો દેખાવ એજ દરેક વસ્તુનો ભલામણ પત્ર છે"—**બેકન.**

"સૌન્દર્ય દૃષ્ટિને નિરર્થક આકર્ષે છે–શારીરિક સૌન્દર્ય દૃષ્ટિને આકર્ષે છે અને ગુણ આત્માને આકર્ષે છે."

**—પોપ.**

"સાચું સૌન્દર્ય આત્મામાંથી આવે છે ને વૃદ્ધિ પામે છે."

**—( ? ).**

"સૌન્દર્યો વેડફી દેતાં, ના ના સુંદરતા મળે,
સૌન્દર્યો પામતા પહેલાં, સૌન્દર્ય બનવું પડે.
સૌન્દર્યે ખેલવું એ તો, પ્રભુનો ઉપયોગ છે,
પોષવું, પૂજવું, એને એ એનો ઉપભોગ છે."

**—કલાપી.**



: ૯ :

# : પ્રકીર્ણ :

## ૮૪. ભિક્ષાવૃત્તિ.

" અમીરી વસ્ત્રોને માટે વિનંતીપત્રો લખવા કરતાં વસ્ત્રોને થીંગડાં મારી સંતુષ્ટ રહેવું સારૂં છે, બીજાની મદદથી સ્વર્ગે જવું એ પણ નરકે જવા જેવું છે." —**શેખસાદી–ગુલિસ્તાન.**

" કંથા ! તું કુંજર ચઢયો, હેમ કટોરો હથ્થ;
માગ્યાં મુક્તાફળ મળે, પણ ભીખને માથે ભઠ્ઠ. —( ? ).

" સિંહ ગુફામાં પડયો પડયો મરી જશે, પણ તે કદીએ ઉચ્છિષ્ટ નહિ ખાય; માટે ક્ષુધાનો ત્રાસ સહન કરો પણ કોઈ કમબખ્ત–નીચની પાસે યાચના ન કરો." —**શેખસાદી–ગુલિસ્તાન.**

"સહેજ દિયા સો દૂધ બરાબર, માંગ લીઆ સો પાની;
ખેંચ લીઆ સો રક્ત બરાબર, યહિ **કબીરા** બાની."

" સર્વ કરતાં તૃણ, તૃણ કરતાં રૂ, અને રૂ કરતાં પણ યાચક હલકો છે. છતાં તેને વાયુ કેમ ઉરાડી નથી દેતો ? કારણ કે વાયુ એમ બીએ છે, કે કદાચ મારી પાસેય કાંઈક માગશે."—**એક શ્લોક.**

## ૮૫. ઋણ.

" ઋણ લઈ ને ઊઠવું, તેના કરતાં ખાધા વિના સૂઈ રહેવું એ વધારે સારૂં છે." —**જર્મન કહેવત.**

" ઋણ જેવું બંધન બીજું કોઈ નથી, તેમાં પ્રવેશ કરવાનું જેટલું સહેલું તેટલુંજ તેમાંથી બહાર નીકળવાનું કઠિન છે."

—**એચ. ડબલ્યુ. શો.**

" પૈસા ઉછીના લેવાથી તે વધુને વધુ વપરાય છે; આ રોગ અસાધ્ય છે." —**શેકસપિયર.**

## ૮૬. મોજમજા.

" સુખનું બિછાનું તે મોતનું પસ્તાનું છે."

"માણસે ખાવા માટે જીવવાનું નથી, પણ જીવવા અને પ્રભુની ઉપાસના કરવા તેણે ખાવું જોઇએ." **—શેખસાદી–ગુલિસ્તાન.**

"જે દેશમાં લક્ષ્મીનો સંગ્રહ વધવાથી માણસો વૈભવી થાય છે, તે દેશનું અનિષ્ટ જલદી થાય છે." **—ગોલ્ડ સ્મિથ.**

"ખરૂં સુખ અત્યંત સસ્તું હોય છે; છતાં નકલી સુખની આપણે કેટલી બધી કિંમત આપીએ છીએ." **—હોસિયા બેલાઉ.**

"દેશમાંથી ધાર્મિકતા, સાદાઈ, પ્રમાણિકતા અને ભાઈચારો એ ઘટયાં છે, અને નાસ્તિકતા, શોખ, વ્યસન, ધનલોલુપતા, છળકપટ, અને કજીઆટંટા વધ્યા છે." **—પ્રો. દુરકાળ.**

"મોજશોખ સમજ શક્તિને નબળી પાડે છે, અને નીતિને શિથિલ બનાવે છે." **—રેવરેંડ. ડૉ. બ્રુવર.**

દુનિયાઈ ભોગરૂપી ગુલાબ એવું નથી હોતું, કે જેમાં દુઃખ રૂપી કાંટો અથવા મધમાખ રહેલાં ન હોય; અને વિષયતૃષ્ણા બદલ તેના દુઃખની વેદના રૂપી દંડ ખમવો પડે નહિ. **—( ? ).**

**૮૭. આળસ.**

"આળસ એ જીવતા માણસની કબર છે.
ધંધાની ગેરહાજરી એ કંઈ વિશ્રાંતિ નથી." **—કાઉપર.**

"આળસુ માણસ બંને કાંટા વિનાના ઘડિયાળ જેવો છે. કાંટા વિનાનું ઘડીઆળ બંધ હોય કે ચાલુ હોય તો પણ તે એક સરખુંજ નિરૂપયોગી છે." **—કાઉપર.**

"કાંઈ પણ ન કરવું, એ ખોટું કામ કરવાની શરૂઆત અથવા ઉમેદવારી છે." **—ડબલ્યુ. એફ. ફ્રેફ્ટસ.**

"કાટથી લોખંડની જેમ મનુષ્ય આળસથી વહેલો ખવાઈ જાય છે." **—ફ્રેન્કલિન.**

"જો તમે પ્રમાદી હો તો તમે વિનાશતાના માર્ગ ઉપર છો, અને તેની ઉપર અટકાવનાં સાધનાં થોડાં હોય છે. તે રસ્તો નથી પણ ખાઈ છે." **—એચ. ડબલ્યુ. બીચર.**

"ઘંટીનો પત્થર અને મનુષ્યનું હૃદય હંમેશાં ચક્રાકાર ફર્યાંજ કરે છે; જો તેમની પાસે બીજું કાંઈ દળવાનું હોતું નથી, તો તેઓ પોતાના અંગનેજ દળી નાખે છે." **—વૉન. લૉન્ગો.**

"દક્ષિણ તરફના પ્રદેશમાં એક જાતનું પતંગિયું થાય છે, તે જ્યારે ઉડતું હોય છે ત્યારેજ માત્ર પ્રકાશે છે. મનના સંબંધમાં પણ વસ્તુસ્થિતિ આવીજ છે; એકવાર આપણે આળસ કર્યું, કે આપણા આત્મા પર અંધકારનું આવરણ ચઢે છે." **—એડ્લી.**

"આળસુ માણસ એ સેતાનનું કારખાનું છે, બીજા માણસોને સેતાન લલચાવે છે, ત્યારે આળસુ માણસ સેતાનને લલચાવે છે." **—એક કહેવત.**

## ૮૮. અભિમાન.

"અહંકારીઓને આંખ ઉપર અહંકારનો એક એવો પડદો પડી રહે છે, કે જેથી તેઓ પોતાના સિવાય અન્ય કંઈ પણ જોઈ શકતા નથી." **—શેખસાદી–ગુલિસ્તાન.**

"કબીર ગર્વ ન કિજીયે, રંક ન હસિયે કોઈ;
હય અવ નાવ સમુદ્રમેં, કયા જાને કયા હોય."
"નીચ નીચ સબ તર ગયે, સંત ચરણ લેલીન,
જાતિ કે અભિમાનસે બુડે, બહુત કુલીન."

"મિથ્યાભિમાની માનવી! યાદ રાખ, કે બધા આનંદો અને સુખો ક્ષણિક છે, મરણ આવે છે અને આપણાં કલ્પેલાં સુખો તૂટી પડે છે–તે સ્વપ્નવત્ નાશ પામે છે." **—બેટી.**

"વિદ્યામદ, ધનમદ, અને ત્રીજો કુટુંબ મદ એ ત્રણે પ્રકારના મદો દુષ્ટ મનુષ્યોનેજ ગર્વ ઉપજાવનારા છે; પરંતુ સાધુ જનોને તો તે શાંતિ આપનારા છે." **—એક શ્લોક.**

વિદ્વાન અને ખાનદાન માણસ કદી પણ અભિમાન કરતા નથી. ગુણહીન માણસોજ વૃથા બડબડાટ કરે છે. ભરેલો ઘડો કદી છલકાતો નથી, અધૂરો ઘડોજ છલકાય છે. **—એક શ્લોક.**

**૮૯. આપ વડાઈ.**

"જે પોતાને માટે મોટી મોટી કલ્પનાઓ કરી લે છે, તેને બમણું જોવાનો દાવો કરનાર કાણા માણસ જેવોજ સમજવો."

**—શેખસાદી–ગુલિસ્તાન.**

"જો માત્ર દંભ એજ તમારા જીવનનો અભ્યાસ હશે, તો તમે કોઈ પણ કાર્ય કરતાં પહેલાજ પ્રયત્ને સહૃદયી બની શકશો નહિ," **—એફ. ડબલ્યુ. રૉબર્ટસન.**

**૯૦. ખુશામત.**

"જે માણસ પોતાના રાજા અથવા ઉપરીને રાજી કરવા માટે પ્રભુને નારાજ કરે છે, તે પોતાને હાથેજ પોતાના નાશનો ખાડો ખોદે છે." **—શેખસાદી–ગુલિસ્તાન.**

"દુશ્મનના દાવમાં ન ફસાતા, અને ખુશામતથી ફૂલીને દડો ન બની જતા; એક તમારે માટે બારીક જાળ પાથરે છે, અને બીજો લાલચનો ભંડાર ઉઘાડે છે." **—શેખસાદી–ગુલિસ્તાન.**

"ખુશામતીઆ ભુંડામાં ભુંડો દ્રોહ કરનારા છે, કેમકે તેઓ આપણી અપૂર્ણતાઓને મજબૂત કરે છે, અને અનિષ્ટોને ઉત્તેજન આપે છે. તેઓ કોઈ પણ કાર્યમાં સુધારો કરતા નથી, પણ આપણા દુર્ગુણો અને મુર્ખાઇઓને એવાં તો ઘડી દે છે, કે પછી આપણે ઇષ્ટ કે અનિષ્ટ જોઈ શકતા નથી."

"સત્યના આગ્રહ વિનાનો વિનય તે વિનય નથી પણ ખુશામત છે, દંભ છે, તેથી ખરૂં જોતાં તે અવિનયજ છે." **—ગાંધીજી.**

**૯૧. ક્રોધ.**

ક્રોધ કજીયાનું મૂળ છે. જે મનુષ્યમાં પૃથ્વીના જેવી ક્ષમા નથી તે મનુષ્યોમાં સંપ રહેતો નથી. —( ? )

"ચુગલી, સાહસ, દ્રોહ, ઈર્ષ્યા, દોષારોપણ કરવું, દ્રવ્ય હરણ કરવું, વાણીની કઠોરતા, અને દંડની કઠોરતા, એ આઠ ક્રોધથી ઉત્પન્ન થએલાં વ્યસન જાણવાં." **—મનુસ્મૃતિ.**

## ૯૨. તૃષ્ણા-લોભ.

“ભૂખ્યું પેટ લુખી રોટલીથીએ ભરાઈ શકે છે, પણ ભૂખી નજર આખી દુનીઆની દોલતથીએ ધરાતી નથી.”

—શેખસાદી-ગુલિસ્તાન.

“સુંદરતાથી જેમ પેટી ભરાતી નથી, અને સદ્દગુણોથી જેમ વહાણ ભરાતું નથી, તેમ દ્રવ્યથી મન ધરાતું નથી.”

—ફિલિપ. બ્રુકસ.

“લોભથી બુદ્ધિ ચલિત થાય છે. લોભથી તૃષ્ણા જન્મે છે; અને તૃષ્ણાથી પીડાએલો મનુષ્ય આ લોકમાં તથા પરલોકમાં દુઃખજ પામે છે.

—એક શ્લોક.

“લોભથી ક્રોધ થાય છે, લોભથી કામ જન્મે છે. લોભથી મોહ તથા વિનાશ થાય છે, માટે લોભજ પાપનું કારણ છે.”

—એક શ્લોક.

## ૯૩. નિંદા.

“જે કોઈ તમારી આગળ બીજાના દોષ વર્ણવે છે, તે જરૂર બીજાના આગળ તમારા દોષ પ્રગટ કરશે.”

—શેખસાદી-ગુલિસ્તાન.

“જે માણસ બે માણસની દુશ્મનાવટ વચ્ચે આગ સળગાવે છે, તેને પોતાનેજ છેવટે તે આગમાં બળવું પડે છે.”

—શેખસાદી-ગુલિસ્તાન.

“બીજાઓના દોષ તરફ જોશો નહિ; તેમનામાં દોષ જણાય તો તે તરફ દુર્લક્ષ કરીને તેની પાછળ રહેલા સદ્દગુણને જોવા એજ ડહાપણ અને પ્રેમનું કામ છે.” —ઈલા. વ્હીલર. વિલ્કોકસ.

“ઉપહાસ અથવા તિરસ્કારથી જે માણસ પોતાના મનુષ્યત્વ અને ગૌરવને તિલાંજલિ આપે છે, તે કાયર પુરુષ છે; અને જે માણસ જરા પણ ક્ષોભ અથવા ભય પામ્યા વગર સત્ય અને હક્કને

માટે એકલો હોવા છતાં પણ દૃઢતાપૂર્વક ઉભો રહે છે, તે વીર પુરુષ છે. —ઓરિસન. સ્વેટ. માર્ડન.

"જેનામાં શક્તિ નથી તેજ બીજાનાં છિદ્રો જુએ છે."

"દોષ પરાયા દેખકર, ચલે હસંત હસંત;
અપના યાદ ન આવહી, જાકા આદ્ય ને અંત."

"જે તમારી નિંદા કરે, તેની તમે પ્રશંસા કરો."

—શેખસાદી–ગુલિસ્તાન.

"વાણી, મન, અને આંખની ચેષ્ટા દ્વારા પણ રૂબરૂ અથવા પાછળથી કોઈની મશ્કરી કરવી નહિ." —(?).

બીજા માણસોના આત્માને આપણે આપણા વિચારોથી આચ્છાદિત કરીએ છીએ, એટલે આપણે જેવા હોઇએ તેવા બીજા ઉપર આરોપ મૂકીએ છીએ. —(?)

**૯૪. અધમતા.**

"હરાયું ચરતો એકજ બળદ, તે ગામના તમામ બળદોને દોષિત કરે છે." —શેખસાદી–ગુલિસ્તાન.

"મૂર્ખની સાથે વિવાદ કરનાર વિદ્વાને ઇજ્જતની આશા તજી દેવી જોઈએ; કેમકે એક નજીવો પત્થર પણ મોતીને તોડી શકે છે."

—શેખશાદી–ગુલિસ્તાન.

"રત્ન કીચડમાં પડે તો પણ તે તેવુંજ અમૂલ્ય રહે છે, અને ધળ આસ્માનમાં ચઢે તો પણ તે પોતાની નીચતા નથી છોડતી."

—શેખશાદી–ગુલિસ્તાન.

"દુનિયામાં ચાલેલી કોઈ પણ મરકી કરતાં ખરાબ સ્વભાવ એ મોટી મરકી છે. —જૉન. ફૉસ્ટર.

"હલકા જન હલકા રહે, લીએ પલકમાં લાજ,
ઉતરાવે છે પાઘડી, માંકણ ભરી સમાજ."

"ભલા માણુસની સાથે અરણ્યમાં રહેવું સારૂં છે, પરંતુ દુષ્ટની સાથે સ્વર્ગમાં રહેવું સારૂં નથી." —શેખશાદી–ગુલિસ્તાન.

દુનિયામાં ધૂર્ત લોકો ફાવે છે, તે તેમની ધૂર્તતાને લીધે નહિ પણ તેમના પલ્લામાં જે કાંઈ સજ્જનતાની પ્રતિષ્ટા હોય છે, તે વટાવીને કે તેનો દુરુપયોગ કરીનેજ. —**કાકા કાલેલકર.**

## ૯૫. નિઃસ્પૃહા–બેદરકારી.

“ નાના પ્રહારો મોટાં મોટાં ઓક વૃક્ષોને પણ તોડી શકે છે.”

—**ફ્રેન્કલિન.**

“ કોઈ વસ્તુ ક્ષુદ્ર દેખાય તો પણ તે ક્ષુદ્ર ગણાશે નહિ; નાના નાના કણોનોજ પર્વત બને છે; પળ પળ મળીનેજ વરસ બની શકે છે; અને નાની નાની બાબતો વડેજ જીવન બને છે. ” —**યંગ.**

“ કોઈ નાનામાં નાના શબ્દ અથવા કાર્યને ધિક્કારશો નહિ તેમજ તેને અશક્ત પણ ધારશો નહિ. પવનથી ઉડી ગએલા પ્રત્યેક બીજમાં પોતાના જન્મની રાહ જોતું ફૂલ જરૂર હોય છે.”

“ છોટી વસ્તુમાં મોટાઈ ન જોવી, એ તો માત્ર મનુષ્યનીજ છોટાઈ છે.” —**વેન્ડેલ. ફિલિપ્સ.**

“ જે માણસ નાની વસ્તુઓને ધિક્કારે છે, તે ધીમે ધીમે પતિતજ થશે. ” —**એફ્લિઝિયેસ્ટિસ.**

“ ઘણીવાર આપણી દુર્બળતામાંથીજ આપણા દઢમાં દઢ વિચારો જન્મે છે, પવનથી ઉડી આવેલા એકાદ બીજમાંથી જ તોફાનની સામે દઢતાથી ઉભું રહેનાર ઓક વૃક્ષ પેદા થાય છે.”

—**બલ્વર.**

“ એક સાવ નાના બીજમાં હજારો જંગલોની સૃષ્ટિ હોય છે.”

—**ઈમર્સન.**

“ ક્ષુદ્ર વસ્તુઓથી મનુષ્યો પ્રગતિ પામે છે.

—**પ્રથમ નેપોલિયન.**

“ કિનારા ઉપર પડેલા એકાદ પત્થરના ટુકડાથી ઘણી નદીઓના પ્રવાહની દિશા બદલાઈ જાય છે. નાના છોડ ઉપર બરફનું એકાદ ઢેકું પડવાથી ભવિષ્યનું રાક્ષસી વૃક્ષ પણ વાંકું થઈ જાય છે.”–**( ? )**

"મોટા તોફાનની માતા નાની માખીની પાંખ કરતાં મોટી હોતી નથી." —**સ્કૉટલેન્ડની કહેવત.**

"એકવાર એક માણસ એક ઝુંપડામાં ફાનસ મૂકીને ચાલ્યો ગયો, પછી એક ગાયે તે ફાનસને લાત મારી. આ એક સાધારણ બનાવ હતો; પરંતુ તેણે આખા ચિકાગો નગરને બાળી ભસ્મ કર્યું, અને એક લાખ માણસોને ઘરબાર વિનાનાં કરી મૂક્યાં!" —(?)

**૯૬. ઈર્ષા.**

"ઈર્ષાળુ માણસ જાતેજ ઈર્ષાગ્નિમાં બળ્યા કરે છે, તેને વિશેષ સજા કરવાની જરૂર નથી." —**શેખશાદી–ગુલિસ્તાન.**

ત્યાગ કનકકો સહજ હય, સહજ ત્રિયા કો નેહ,
ઈર્ષા બડાઈ ત્યાગવો, **તુલસી** દુર્લભ દેહ.

"બીજાનાં ધન, રૂપ, પરાક્રમ, કુળ, સુખ, સૌભાગ્ય, અને સત્કારની જે મનુષ્ય ઈર્ષ્યા કરે છે. તેના દુઃખનો પાર નથી."—(?)

"નબળોજ હંમેશાં રોષ કરે છે, ને દ્વેષ કરે છે. હાથી કીડીનો દ્વેષ નથી કરતો. કીડી કીડીનો દ્વેષ કરે છે." —**ગાંધીજી.**

**૯૭. જુલ્મ.**

"દુઃખી દિલની હાયથી જેટલો ધુમાડો નીકળે છે, તેટલો જંગલની મોટી આગથી પણ નથી નીકળતો. અન્યને ત્રાસ આપનાર માણસ કરતાં પરિશ્રમ કરનાર બળદ અને ગર્દભ ઉત્તમ છે."

—**શેખશાદી–ગુલિસ્તાન.**

"ગમે તેવી ઊંચી પદવીવાળો હોય, પણ અન્યાયનું ધન અને લોકોની હાય મેળવીને સુખી રહી શકતો નથી. કાચો પારો ખાનારની પેઠે એ બાબતો તેનો નાશ કર્યા વિના રહેતી નથી."

—**શેખશાદી–ગુલિસ્તાન.**

"તુલસી હાય ગરીબકી, કબી ન ખાલી જાય,
મુવે ઢોરકે ચામસે, લોહા ભસ્મ હો જાય."

—**તુલસીદાસ.**

"અસહાય, ગરીબ, દુઃખી, અને નિર્દોષ માણસોની હાયથી સદા સાવચેત રહો, કેમકે તેમના આંતરિક ઘા આખરે એવા ભભૂકી ઊઠે છે, કે મોટી મોટી બાદશાહીઓ પણ તેનાથી ઉથલી પડે છે."

—શેખશાદી-ગુલિસ્તાન.

"તમે નોકરની સ્થિતિમાં હો તો જે કામ કરવા ન ઇચ્છો તે કામ નોકરો પાસેથી કદી પણ લેવા ન ઇચ્છશો." —(?)



# લેખનપ્રવેશ.

## વિભાગ ચોથો.—લેખનશુદ્ધિ.

### પ્રકરણ ૧લું.

### વિચારદોષ.

**૧. દોષના પ્રકાર:**—નિબંધના કથનરૂપ, વર્ણનરૂપ, નિરૂપણરૂપ; અને વિવેચનરૂપ એવા ચાર પ્રકાર છે. તે પૈકી વિવેચનરૂપ નિબંધમાં આપણા વિચારો, અભિપ્રાયો, અને અનુમાનો દર્શાવવાનાં હોય છે. એ વિચારો, અભિપ્રાયો, અને અનુમાનો ઘણી વખત દૂષિત પણ હોય છે. નીચેનાં દૃષ્ટાન્તો તપાસવાથી તે ધ્યાન પર આવશે.

**अ.** "ઊંડી નદી હમેશ છાછરી હોય છે."

આ વાક્યમાંનો **વિચાર** દેખીતી રીતેજ અશુદ્ધ છે.

**ब.** "પાશ્ચાત્ય દેશોમાં કેળવાએલી સ્ત્રીઓ ઉચ્છૃંખલ બનતી જોવામાં આવે છે, તેથી આપણા દેશમાં સ્ત્રીકેળવણીની જરૂર નથી."

આવા પ્રકારનો **અભિપ્રાય** બાંધવો ભૂલ ભરેલો છે, એમ સહજ સમજી શકાય છે.

**क.** "આ શીખ સાથે લડવામાં તમે ફાવી શકશો નહિ, કારણ કે શીખ જાતિ બળવાન છે."

આ વાક્યમાંનું **અનુમાન** દૂષિત છે એ બાબત પણ વિચાર કરતાં સહજ જણાઇ આવશે.

નિબંધલેખનમાં **વિચારો, અભિપ્રાયો,** અને **અનુમાનો** દૂષિત હોય તો વિચારદોષ આવે છે. આવા વિચારદોષ જ્ઞાન, અનુભવ,

અને બુદ્ધિથી ધ્યાનમાં આવે છે. નિબંધમાં વિચારદોષ ન થાય એ ખાસ લક્ષમાં રાખવું જોઈએ. એવા વિચારદોષ કેવી રીતે જાણી શકાય તે હવે જોઈએ.

**૨. કેટલાંક દૃષ્ટાન્તો:—**

(૧) "જે લોકો ઠીંગણા હોય છે, તેઓ તન્દુરસ્ત પણ લુચ્ચા હોય છે."
તન્દુરસ્તી અને લુચ્ચાઈનો આધાર મનુષ્યની ઊંચાઈ ઉપર હોતોજ નથી.

(૨) "જેમ વસ્તુની નીપજ વધારે અને લેનાર ઓછા તેમ મૂલ્ય વધે છે."
નીપજ વધારે અને ગ્રાહક ઓછા હોય તો કિંમત વધે નહિ પણ હમેશ ઘટે.

(૩) "પ્રમાણિકતા એટલે જુઠું બોલવું નહિ અને અનીતિએ વર્તવું નહિ તે."
નિષેધવાચક વ્યાખ્યા ન આપી શકાય.

(૪) "તમે પહેલાં પાંચ વખત ચોરી કરી છે, માટે આ ચોરી પણ તમેજ કરી છે."
પહેલાંની ચોરીઓ ઉપરથી આ ચોરી એણેજ કરી છે એ સિદ્ધ થઈ શકે નહિ.

(૫) "મુંબઈ મોટું દ્રવ્યવાન શહેર છે તેથી તે સુંદર છે."
સુંદરતાનો આધાર વધારે વસ્તી કે પૈસા ઉપરજ હોતો નથી.

(૬) "મનુ ડાહ્યો છે કારણ કે તેની સાથે ફરનારા બધા ડાહ્યા છે."
ફક્ત ડહાપણનાં કામોથીજ ડહાપણનો ગુણ પારખી શકાય.

(૭) "અંત્યજોને અડકવું એ પાપ છે, કારણ કે કોઈ તેમને અડકતા નથી."
બધા જે કામ ન કરે તે ઉપરથીજ પાપ પુણ્યનો નિર્ણય કરી શકાય નહિ.

(૮) "આ છોકરાનો વિશ્વાસ કરશો નહિ, કારણ કે તેનો બાપ આપણો દુશ્મન છે."
ગુણનો નિશ્ચય સગાઈના સંબંધ ઉપરથી નહિ પણ લક્ષણો ઉપરથીજ થઈ શકે.

(૯) "ઉત્તર ધ્રુવની શોધ કરવામાં અંગ્રેજો, અમેરિકનો, વગેરે સર્વ

નિષ્ફળ નીવડયા; તો આપણે શી રીતે ફાવી શકીએ ? એ સર્વ પ્રજા તો આપણા કરતાં ઘણી ચઢિઆતી છે.”

નિષ્ફળ થવાનાં જે સાચાં કારણ હોય, તેની જો આપણામાં પણ ઉણપ હોય તોજ ન ફાવી શકીએ; બીજી બાબતોનો એની સાથે સંબંધ ન હોય.

(૧૦) “બધા યુરોપીઅનો માંસાહારી છે, માટે આ યુરોપીઅન પણ માંસાહારી હોવો જોઈએ.”

કદાચ માંસાહારી ન પણ હોય.

(૧૧) “જે દેશોએ ઉન્નતિ મેળવી છે, તે બધાજ દેશોની પ્રજા માંસાહારી છે, માટે આપણે પણ ઉન્નતિ પ્રાપ્ત કરવી હોય તો માંસાહારી બનવું જોઈએ.”

અમુક પ્રકારના ખોરાકથીજ કંઈ ઉન્નતિ સાધી શકાતી નથી.

(૧૨) “મંદોદરીનાં વિભીષણ સાથે અને તારાનાં સુગ્રીવ સાથે થએલાં પુનર્લગ્ન ભગવાન રામચંદ્રજીની સંપૂર્ણ સંમતિથીજ થયાં હતાં, તો કોણ કહી શકનાર છે કે પુનર્લગ્ન કરવું એ શાસ્ત્ર વિરુદ્ધ અને પાપમય આચાર છે ?”

અમુક સંજોગોમાં એવી સંમતિ આપી હોય તેથી તેને સિદ્ધાન્ત તરીકે ગણી શકાય નહિ.

(૧૩) “નેપોલીઅનના વિજય એ શૌર્યનો ખજાનો છે.”

શૌર્ય કે વિજયનો ખજાનો ન હોઈ શકે; તેનો ઈતિહાસ એ ખજાનો હોઈ શકે.

(૧૪) “ગઈ કાલે એક કરુણાજનક દેખાવ બન્યો.”

બનાવ બની શકે; દેખાવ બની શકે નહિ.

(૧૫) “આગ્રામાં અમને તાજમહાલનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું,”

‘તાજમહાલ જોવાનું સદ્ભાગ્ય’ એમ કહી શકાય.

(૧૬) “(દમયંતી–) હે પ્રભુ ! મને આ દુઃખમાંથી બચાવો ! તમે મંજારીનાં બચ્ચાંને ઉગાર્યાં, મીરાંબાઇને મુક્તિ આપી, હાથીને મગરના મુખમાંથી બચાવ્યો, તો મારા જેવી અનાથ ઉપર દયા નહિ કરો ?”

મીરાંબાઈને મુક્તિ આપી એ દમયંતી ન બોલી શકે કારણ કે મીરાંબાઈ દમયંતીના પછી (૧૫મા સૈકામાં) થયાં છે.

(૧૭) "પછી એક વિશાળ રણમાં અમારી મુસાફરી શરૂ થઈ. ત્યાં રાત પડતાં એક ઠેકાણે અમો વાસો કર્યો.. અમારા ઘોડાઓને ચરવા છુટા મૂકી દઈ અમે ખાવા પીવાનો બંદોબસ્ત કરવામાં રોકાયા." રણમાં ઘોડા શું ચરવાના હતા?

(૧૮) "દશ દિવસની મુસાફરી પછી અમારૂં વહાણ ભરદરીએ આવી પહોંચ્યું. ઉપર આકાશ અને નીચે પાણી. એવે વખતે અમારા વહાણમાં ગાબડું પડયું. થોડાજ સમયમાં વહાણ સમુદ્રને તળીએ બેઠું. મહા મુશ્કેલીએ હોડીમાં બેસી બચવાનો માર્ગ શોધવા લાગ્યા. પ્રચંડ મોજાંમાં અમારી હોડી પણ આખરે ડુબી. સદ્‌ભાગ્યે એક પાટીઆની મદદથી અમે કિનારે આવી પહોંચ્યા."

ભરદરીએ પાટીઆની મદદ મળવી, અને એ પાટીઆની મદદથી કિનારા સુધી પહોંચવું અસંભવિત છે.

(૧૯) "આર્યોનું મૂળ રહેઠાણ મધ્ય એશિયામાં હતું."

જો મધ્ય એશિયામાં ગોબીનું મોટું રણ છે, તો ત્યાં આવી સંસ્કૃતિવાળી આર્ય પ્રજાની ઉત્પત્તિ કેવી રીતે હોઇ શકે?

(૨૦) "જે પુરુષો સ્વાશ્રયથી આગળ વધ્યા છે, તેમનાં જીવન પ્રતાપના જેવાં હોય છે."

સ્વાશ્રયથી આગળ વધેલામાં પ્રતાપનું નામ ન આપી શકાય, શિવાજી જેવાનું આપી શકાય.

(૨૧) "મેં એક ગુજરાતીને બંગાળી સાથે લડતો જોયો. તેમાં ગુજરાતી જીત્યો. આથી મને લાગ્યું કે બંગાળીઓ કરતાં ગુજરાતીઓ વધારે બળવાન છે."

એકાદ દૃષ્ટાન્ત ઉપરથી સિદ્ધાન્ત સ્થાપી શકાય નહિ.

(૨૨) "ઇંગ્લાંડ, ફ્રાન્સ, અમેરિકા, વગેરે દેશોએ કેવી રીતે ઉન્નતિ મેળવી છે, તે આપણે પ્રથમ જાણવું જોઈએ."

અમેરિકા ખંડ છે, દેશ નથી.

(૨૩) "વાદળાંના અથડાવાથી થતી મેઘગર્જના અને ઉપરા ઉપરી થતી વીજળીઓના ચમકારાથી જંગલનાં તમામ પ્રાણીઓ છુપાઈ ગયાં."

વાદળાં વરાળનાં બનેલાં છે, અને તે હવા કરતાં હલકાં છે. રૂનાં ગાભલાં અથડાવાથી અવાજ ન થાય, તો પછી તેના કરતાં પણ હલકાં વાદળાં અથડાવાથી કેવી રીતે ગર્જનાઓ થાય?

(૨૪) "મારા છોકરાને કશું આવડતું નથી, કારણ કે તે બહુજ રમતિઆળ છે."

માત્ર રમતિઆળ સ્વભાવને લીધેજ ન આવડે એમ કહી શકાય નહિ.

(૨૫) "જે દેશમાં મહાત્મા ગાંધીજી જેવા જન્મે છે, તે દેશ મહાન હોવો જોઈએ."

એકાદ વ્યક્તિ ઉપરથી સામાન્ય અભિપ્રાય બાંધી શકાય નહિ.

(૨૬) "ગરમ પ્રદેશના લોકો બહુ બળવાન હોય છે."

'ગરમી'થી શરીરનું બળ વધે છે એ વિચાર ભૂલ ભરેલો છે.

૨૭) "તે બહુ દયાળુ છે માટેજ તે ક્રોધી છે."

દયાળુ માણસ હમેશ ક્રોધીજ હોય, એવું કહી શકાય નહિ.

(૨૮) "જે લોકો જંગલમાં રહે છે તેજ જંગલી હોય છે."

જંગલમાં રહેવાથીજ જંગલીપણું આવે એમ હંમેશ બનતું નથી.

(૨૯) જો તમારે સારા ગણાવું હોય તો તમારે સારો ને ઉંચો પહેરવેશ પહેરવો જોઈએ."

માણસ સદ્‌ગુણથી સારો ગણાય છે, પહેરવેશથી નહિ.

(૩૦) "પોતાના ઉપર આક્ષેપ થતો સાંભળી તે બોલી ઉઠયો, 'સાહેબ, હું તો મુગોજ છું, એ લુચ્ચો આપને ખોટું સમજાવે છે."

મુગો માણસ બોલી શકે નહિ.



# પ્રકરણ ૨જું.

## વાક્યરચનાને લગતા દોષ.

**૩. વાક્યરચના:**—ઘણા વિદ્યાર્થીઓના લખાણમાં વાક્યરચના બહુજ ગુંચવણ ભરેલી હોય છે, ને લખાણમાં ફક્ત નિરર્થક શબ્દ-સમૂહોજ ભેગા કરેલા હોય છે, તેથી તેમાંનો કોઈ વિચાર સ્પષ્ટ માલમ પડી આવતો નથી, અને પદ્ધતિસર વિચારોની ગોઠવણી નહિ હોવાને લીધે વાક્યરચના ક્લિષ્ટ બની જાય છે. કેટલાંક વાક્યોમાં ક્રિયા ભૂતકાળની હોય છે, તો કેટલાકમાં વર્તમાનકાળની હોય છે. કેટલાકમાં ક્રિયાનો કર્તા સાથે સંબંધ પણ હોતો નથી; આ બધાનું કારણ એ છે કે વિદ્યાર્થીઓ શબ્દોના ચોક્કસ અર્થ સમજતા નથી, અને તેનો ઘટિત ઉપયોગ કરી શુદ્ધ વાક્યો બનાવી શકતા નથી. આથી વિદ્યાર્થીઓએ ઘટિત શબ્દપ્રયોગ અને શુદ્ધ વાક્યરચના ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે.

**૪. વાક્યમાં વિચારની એકતા:**—દરેક વાક્યમાં મુખ્ય એક વિચાર હોવો જોઈએ, એ ખાસ ધ્યાનમાં રાખવું. પેટાવાક્યોમાં જુદી જુદી હકીકત હોઈ શકે, પરંતુ તે બધાથી એક વિચાર ઉત્પન્ન થવો જોઈએ, એટલે તે બધાં એક બીજા સાથે સંબંધ રાખનારાં હોવાં જોઈએ; જુદા જુદા વિચારને લગતાં વાક્યોનું એક વાક્યમાં મિશ્રણ કરવું નહિ. નીચેનાં વાક્યો તપાસો:—

**अ.**

"તેને હમેશાં વહેલા ઉઠવાની ટેવ હતી તેથી તે પરીક્ષામાં પાસ થયો."

આ વાક્યમાં 'વહેલા ઊઠવાની ટેવ' અને 'પાસ થવું' એમ બે વિચાર છે પણ આ બે વિચારોની એકતા નથી. માત્ર વહેલા ઊઠવાની ટેવથીજ પાસ થવાય એમ હમેશ બનતું નથી, આ વાક્યને નીચે પ્રમાણે લખવાથી વિચારની એકતા સાધી શકાય:—

**તેને હમેશાં વહેલા ઊઠીને અભ્યાસ કરવાની ટેવ હતી તેથી તે પરીક્ષામાં પાસ થયો.**

ब.

" તે નિત્યકર્મ ઘણા ભક્તિભાવ અને એકનિષ્ઠાથી કરનારી હોઇ, એવી વખતસર કામ કરનાર અને ચપળ હતી, કે જેથી સર્વ પ્રકારની રાજકીય બાબતો પર લક્ષ આપવાને તેને જોઈતો અવકાશ મળતો."

આ વાક્યમાં ત્રણ વિચારો છેઃ (૧) તેનામાં રહેલો ભક્તિભાવ અને એકનિષ્ઠા, (૨) નિયમિતતા અને ચપળતા, અને (૩) મળતો અવકાશ. પહેલા વિચારને બીજા બન્ને વિચારો સાથે સંબંધ નથી, પણ બીજા ને ત્રીજાનો સંબંધ છે; કારણ કે નિયમિતતા અને ચપળતાથી અવકાશ મળી શકે. આથી નીચે પ્રમાણે લખતાં વાક્ય શુદ્ધ બનેઃ—

**તે નિત્યકર્મ ઘણા ભક્તિભાવ અને એકનિષ્ઠાથી કરતી. તે એવી વખતસર કામ કરનાર અને ચપળ હતી કે સર્વ પ્રકારની રાજકીય બાબતો પર લક્ષ આપવાને તેને જોઈતો અવકાશ મળતો.**

क.

નીચેનાં વાક્યોમાં વિચારોનો કેવો ગુંચવાડો થયો છે તે તપાસો—

" તમે જે કંઇ કમાઓ, તેમાંથી કંઇક બચાવો. લોકો તમને પૈસાના ચારી અથવા કંજુસ કહે તેની દરકાર રાખ્યા વગર. કારણ કે દરેક માણસે બીજાના ઉપર પોતાને આધાર રાખવો પડે, તેવી સ્થિતિમાં પોતાની જાતને મૂકવી નહિ, અને નાણાવટીને ત્યાં મૂકેલા પૈસા માણસને પોતાનું માથું ઉંચું રાખી શકાય એવી સ્થિતિમાં મૂકે છે, અને પ્રતિષ્ઠા વધારે છે."

**નીચે પ્રમાણે લખવાથી શુદ્ધ થાયઃ—**

તમે જે કંઈ કમાણી કરો તેમાંથી કંઈક પણ બચાવો. લોકો તમને પૈસાના ચારી અથવા કંજુસ કહે, તેની દરકાર રાખશો નહિ. આપણે બીજાના ઉપર આધાર રાખવો પડે, એવી સ્થિતિમાંથી હંમેશાં મુક્ત રહેવું જોઈએ. નાણાવટીને ત્યાં જમા મૂકેલી થાપણ દરેક માણસને પોતાનું માથું ઉંચું રાખી શકાય એવી સ્થિતિમાં મૂકે છે. અને પ્રતિષ્ઠા વધારે છે.

**૫. વાક્યોમાં ઈબારતની એકપ્રમાણતાઃ**—વાક્યોમાં ઇબારતની એક પ્રમાણતા સચવાવી જોઇએ. અમુક યુક્તિપૂર્વકજ બધાં વાક્યો ગોઠવાએલાં હોવાં જોઈએ નીચેનાં વાક્યો તપાસોઃ—

अ.

ઔરંગજેબ અત્યંત કાબેલ, ઉદ્યોગી, અને બહાદુર હોવાને લીધે શરૂઆતમાં તે ફાવ્યો, પરન્તુ છેવટે રજપુતો સામેના તેના સર્વ પ્રયત્નો નિષ્ફળ થયા; કારણ કે પોતાના ધર્મ પ્રત્યેનું તેનું ઝનૂન અતિ પ્રબળ હતું,"

આ વાક્યમાં છેલ્લા પેટાવાક્યથી ઈબારતની એકપ્રમાણતાનો ભંગ થાય છે. નીચે પ્રમાણે લખવાથી એકપ્રમાણતા જળવાય—

**ઔરંગજેબ અત્યંત કાબેલ, ઉદ્યોગી અને બહાદુર હોવાને લીધે શરૂઆતમાં ફાવ્યો, પરન્તુ ધર્માન્ધપણાને લીધે છેવટે રજપુતો સામેના તેના સર્વ પ્રયત્ન નિષ્ફળ થયા.**

ब.

"રોવાકુટવાનો ચાલ એ ગાંડાઈ અને શરીરને નુકસાનકારક છે.!"

આ વાક્યમાં 'ગાંડાઈ'એ નામ અને 'નુકસાનકારક' એ વિશેષણ 'અને' વડે જોડવાથી અશુદ્ધિ આવી છે. 'ગાંડાઇ'ને બદલે 'ગાંડાઇ ભરેલો' વિશેષણ વાપરવાથી અશુદ્ધિ દૂર થશે.

**રોવા કુટવાનો ચાલ ગાંડાઈ ભરેલો અને નુકસાનકારક છે.**

क.

"આવી જાતની ચળવળ એ કાયદાનો ભંગ અને પ્રજાહિતને નુકસાનકારક છે."

આ વાક્યમાં પણ 'કાયદાનો ભંગ' અને 'પ્રજાહિતને નુકસાનકારક' એ શબ્દસમૂહોનો 'ચળવળ' સાથે એક સરખો સંબંધ જળવાતો નથી, માટે નીચે પ્રમાણે લખવાથી વાક્ય શુદ્ધ થશેઃ—

**આવી જાતની ચળવળ કાયદાનો ભંગ કરનારી અને પ્રજાહિતને નુકસાનકારી છે.**

ड.

"મોટા માધવરાવ પેશ્વાનો મિત્ર, અને તેણે જેને કેળવીને આગળ પાડેલો હતો તે નાના ફડનવીસ મરાઠાઓની સ્વતંત્રતાના ઇતિહાસમાં છેલ્લો મહાપુરુષ હતો."

અર્થમાં વિશેષતા લાવવા માટે એક શબ્દની પહેલાં માત્ર વિશેષણ વાપરીએ, અને તેની જોડેના શબ્દ સાથે બીજી વખત આધારભૂત આખું વાક્ય વાપરીએ તો તે પ્રમાણનો ભંગ થયો ગણાય. ઉપરનું વાક્ય નીચે પ્રમાણે લખવું ઠીક ગણાયઃ—

**મોટા માધવરાવ પેશ્વાનો મિત્ર, અને તેણે કેળવીને આગળ પાડેલો નાના ફડનવીસ મરાઠાઓની સ્વતંત્રતાના ઇતિહાસમાં છેલ્લો મહાપુરુષ હતો.**

**इ.**

"શું દમયંતીએ માછલાં ખાધાં નથી ? શું તેણે મને નિરાશ કર્યો નથી ? શું તેણે મને દગો દીધો નથી ? અને એ બધાના કરતાં વધારે ખરાબ તો તેણે મારા કરતાં પણ પોતાનું પેટ વહાલું કર્યું તે છે."

આ ફકરામાંના છેલ્લા વાક્યમાં પ્રશ્નનો અર્થ લાવવાથી પ્રમાણતા જળવાય.

**फ.**

"ઔરંગજેબે પોતાના નિર્ણય ઉપર ફરીથી વિચાર કરવાની ચોકખી ના પાડી, અને શિવાજીને લઇ જવાને માટે હુકમ ફરમાવવાનું તાત્કાલિક કામ કરાવ્યું."

ટુંકાણમાં ભાવ દર્શાવાતો હોય, તો નિરર્થક લંબાણ ન કરવું. આ વાક્ય નીચે પ્રમાણે લખવું ઠીક છે.

**ઔરંગજેબે પોતાના નિર્ણય ઉપર ફરીથી વિચાર કરવાની ના પાડી, અને તેને એકદમ લઈ જવાનો હુકમ કર્યો.**

**ग.**

"જેનો કોઈ બેલી નથી એવા ગરીબ લોકોની તે વ્હારે ધાયો."

નીચે પ્રમાણે લખવું ઠીક છે.

**તે નિરાધાર ગરીબ લોકોની વ્હારે ધાયો.**

**ह.**

"શિકારે નીકળેલો દુષ્યન્ત રાજા કણ્વ ઋષિના આશ્રમમાં જઈ પહોંચે છે. ત્યાં એ વિશ્વામિત્રની કન્યા શકુન્તલાને જુએ છે. તેઓ એક બીજાને પ્રીતિથી પરણે છે. દુષ્યન્ત પોતાને નગર ગયો, અને દુર્વાસા ઋષિના શાપને લીધે શકુન્તલાને ભૂલી ગયો."

આમાં એકના એક વર્ણનમાં જુદાજુદા કાળોનું મિશ્રણ છે. 'પહોંચે છે', 'જુએ છે', અને 'પરણે છે,' એ ક્રિયાપદો વર્તમાન કાળનાં, અને 'ગયો' અને ભૂલી ગયો' એ ભૂતકાળનાં છે, તેને બદલે બધાં ક્રિયાપદો વર્તમાનકાળનાં અથવા બધાં ભૂતકાળનાં મૂકવાથી અશુદ્ધિ દૂર થશે.

**૬. મુખ્ય મુદ્દો સૂચવનારાં વાક્યોનું સ્થાન**—બંધારણ ઉપરથી વાક્યોના બે પ્રકાર પડે છે: (૧) જેમાં મુખ્ય વિચાર પહેલો મૂકવામાં આવેલો હોય છે, અને તેની વિગતો પાછળ આપવામાં આવી હોય છે તેવાં વાક્યો; અને (૨) જેમાં હકીકતો પહેલી આપવામાં આવી હોય અને મુખ્ય મુદ્દો પાછળ આવતો હોય તેવાં વાક્યો. બીજા પ્રકારનાં—જેમાં મુખ્ય મુદ્દો વર્ણન પછી આવતો હોય એવાં—વાક્યોથી વાંચનારની જિજ્ઞાસાવૃત્તિ જગાડી શકાય છે અને તેને મુખ્ય વિચાર આવે ત્યાં સુધી આતુર રાખી શકાય છે. એકજ વાક્યને નીચે પ્રમાણે બન્ને રીતે ગોઠવી શકાય.

**अ.** " એ કિલ્લો એવા રળિઆમણા સ્થળમાં બાંધેલો હતો, કે જ્યાં અપ્સરાઓ પણ રમવા આવે, તથા સ્વર્ગવાસીઓને પણ વાસો કરવો ગમે."

**ब.** " જ્યાં અપ્સરાઓ પણ રમવા આવે, તથા સ્વર્ગવાસીઓને પણ વાસો કરવો ગમે એવા એક રળિઆમણા સ્થળમાં એ કિલ્લો બાંધેલો હતો."

**" એ કિલ્લો બાંધેલો હતો " આ મુખ્ય મુદ્દો પહેલા વાક્યમાં પ્રથમ છે, અને બીજામાં પાછળ છે.**

**પહેલા પ્રકારના વાક્યનો એક નમુનો:—**

" વખતને નકામો જવા દેવો નહિ, કેમકે ગયો વખત પાછો આવતો નથી. નકામા બેસી રહેવાથી મનમાં ખોટા તરંગો અને ખરાબ વિચારો ધસી આવે છે, માટે હમેશાં કામકાજમાં રોકાએલાજ રહેવું; તથા જ્ઞાનમ અને બુદ્ધિમાં વધારો થાય એવાં પુસ્તકો વાંચવાં અને વિચારવાં, અને વિદ્વાન સત્પુરુષનો સમાગમ કરતા રહેવું."

આમાં 'વખતને નકામો જવા દેવો નહિ' એ મુખ્ય મુદ્દો પ્રથમ છે.

**બીજા પ્રકારના વાક્યનો એક નમુનો:—**

"સુરપાળને ભુવડે મોડી મોટી લાલચો આપી પણ તે ડગ્યો નહિ; દુઃખનો આભ માથા ઉપર તૂટી પડવા છતાં રાણા પ્રતાપે ટેક મૂક્યો નહિ, તથા રાણકદેવી સિદ્ધરાજને વશ થઈ નહિ; ચોતરફ અગ્નિ ફરી વળ્યા છતાં જોન કૉકેને સુકાન છોડયું નહિ; અને જે રાજાનું લૂણ ખાધેલું તે રાજાના કુંવરને બચાવવાને દાસી પન્નાએ પોતાના છોકરાને વહાલો કર્યો નહિ; એ સઘળાંમાં શૌર્ય જુદા જુદા રૂપમાં નજરે પડે છે,"

આમાં છેલ્લું વાક્ય મુખ્ય મુદ્દો સૂચવનારૂં છે.

પહેલા પ્રકારનાં વાક્યો વાતચીતમાં બહુ વપરાય છે. તેનાથી સરળતાથી સાધી શકાય છે, પરન્તુ કેટલીક વખત એવાં વાક્યોથી જોઈએ તેવી સ્પષ્ટતા આણી શકાતી નથી.

બીજા પ્રકારનાં વાક્યો સાહિત્યને માટે વધારે અનુકૂળ છે. અને સામાન્ય રીતે તે વધારે અસરકારક છે પરન્તુ તેનો હદથી જાદે ઉપયોગ કરવો નહિ. વધુ ઉપયોગ કરવાથી વાચકને કંટાળો આવે છે અને પાંડિત્યનું પ્રદર્શન કરવા જેતું થાય છે.

**૭. અગત્યના શબ્દોનું વાક્યમાં સ્થાન:**—અગત્યના શબ્દ માટે વાક્યમાં પહેલું કે છેલ્લું એમ બે સ્થાન છે. તેમાં ખાસ અગત્યના શબ્દો પહેલા મુકાય છે. નીચેનાં વાક્ય તપાસો—

**અ.** "અયોધ્યાના સત્યવચની **હરિશ્ચન્દ્ર રાજાને** માથે તેના અચળ ટેકને લીધે દુઃખનાં ઝાડ ઉગ્યાં હતાં."

આમાં **'હરિશ્ચન્દ્ર રાજાને'** એ શબ્દ અગત્યનો છે ને તે **પ્રથમ** છે. જો **'દુ:ખનાં ઝાડ'** એને અગત્ય આપવી હોય તો નીચે પ્રમાણે લખવું:—

"આવાં **દુઃખનાં ઝાડ** અચળ ટેકને લીધે અયોધ્યાના સત્ય વચની રાજા હરિશ્ચંદ્રને માથે ઉગ્યાં હતાં.

**બ.** "ગુજરાતની ભૂમિ ઉપર જે પહેલા વર્ગના કવિઓ થઈ ગયા છે તેમાંના એક **કવિ દયારામ** છે.

क. " પવિત્ર, વીર **સ્ત્રી અહલ્યાબાઈ** મલ્હારરાવ હોલ્કરના **પુત્ર** ખંડેરાવની વિધવા હતી."

**ब** ને **क** માં મોટે અક્ષરે છાપેલા શબ્દો અગત્યના છે.

વાક્યમાં પદોના, શબ્દસમૂહોના, અને ઉપવાક્યના સ્થાન ઉપર અર્થનો ઘણો આધાર છે, માટે તે ઉપર ખાસ ધ્યાન આપવું.

**૮. કિલષ્ટ રચના**—કિલષ્ટ રચના એટલે વાક્યમાંનાં પદોની કે પદસમૂહોની ગુંચવણીવાળી ગોઠવણી. જરૂર પ્રમાણે વાક્યમાં જ્યાં જેનું સ્થાન જોઈએ ત્યાં ન હોય, અને વાક્યમાંનાં પદોનો ક્રિયાપદ સાથે અન્વય ન થતો હોય, ત્યારે રચના કિલષ્ટ બની જાય, અને અર્થ સમજવામાં મુશ્કેલી આવે. નીચેનાં વાક્યો તપાસો—

अ. " બીજાને માટે જે કામો કરીએ તે પરોપકાર કહેવાય."

ब. " પોતે જેવા ન હોય એવા બતાવવાનો પ્રયત્ન કરતાં માણસનું જીવન કદી સુખી થઈ શકે નહિ."

क. " ગુમાનની ખુશામત કરનાર ગુમાસ્તા તથા ચાકરો ચંદ્રલક્ષ્મીના બાળકને ઝાઝું બોલાવતા ન હતા, અને તેથી તેમની અધમ સંગતિમાં ઉછરવાના રોગથી બચી નિર્મળ સંગતિમાં ઉછરવાનો ગર્ભશ્રીમંત બાળકથી દૂર રહે તે લાભ લક્ષ્મીનંદનના ભાગ્યશાળી પુત્રને ઇશ્વરે આપ્યો."

**કિલષ્ટ રચના** નીચે પ્રમાણે ફેરફાર કરીને લખવાથી દૂર થઈ શકશે—

अ. બીજાના કલ્યાણ માટે નિઃસ્વાર્થપણે જે કામો કરીએ તે પરોપકાર કહેવાય.

ब. દંભ કરનાર માણસ કદી સુખી જીવન ગાળી શકતો નથી.

क. ગુમાનની ખુશામત કરનાર ગુમાસ્તા તથા ચાકરો ચંદ્રલક્ષ્મીના બાળકને ઝાઝું બોલાવતા ન હતા, અને તેથી તેમની અધમ સંગતિમાં ઉછેરવાના રોગથી તે બચી ગયો. આમ નિર્મળ સંગતિમાં ઉછરવાનો ગર્ભશ્રીમંત બાળકથી દૂર રહે તે લાભ લક્ષ્મીનંદનના ભાગ્યશાળી પુત્રને ઈશ્વરે આપ્યો.

**નીચેની બાબતો ખાસ ધ્યાનમાં રાખવી.**

**૧. ક્રિયાપદો અથવા આધારભૂત વાક્યો અથવા કોઇ અગત્યના શબ્દો રહી જવા જોઈએ નહિ.**

**૨, વાક્યોને નકામાં બહુ લંબાવવાં નહિ. જેમ બને તેમ ટુંકાં વાક્યો વાપરવાં.**

**૩. કૃદન્તવાળા શબ્દસમૂહો વાપરવામાં બહુ કાળજી રાખવી.**

**૪. વાક્યમાંના દરેક પદનો કે પદસમૂહનો ક્રિયાપદ જોડે સંબંધ રહે છે કે નહિ તે તપાસતા રહેવું.**

**૫. વાક્યરચનામાં પદોનો ક્રમ જાળવવો.**

**૯. દૂરાન્વયદોષ**—વાક્યમાં સંબંધ ધરાવનારાં પદો દૂર મૂકવાથી અર્થ જલદી સમજાતો નથી. જો વાક્યમાં પદોની એવી અયોગ્ય ગોઠવણી હોય તો તે વાક્ય અશુદ્ધ ગણાય છે. નીચેનાં વાક્યો તપાસો—

**अ.** " નેત્રની બનાવટનો તેથીજ આપણે દાખલો લીધો."

**ब.** " વેપારનું તે વખતે કાલીકટ બંદર મોટું મથક હતું."

**क.** " ઇ સ. ૭૯માં ઈટલિ દેશમાંના હર્ક્યુલેનિયમ અને પોંપિઆઇ નામે શહેરો વિસુવિઅસ પર્વતમાંથી એકાએક નીકળેલી રાખોડી અને રસથી દટાઈ ગયાં.

**દૂરાન્વયદોષ** દૂર કરીને નીચે પ્રમાણે શુદ્ધ લખી શકાય:—

**अ.** તેથીજ આપણે નેત્રની બનાવટનો દાખલો લીધો.

**ब.** તે વખતે કાલીકટ બંદર વેપારનું મોટું મથક હતું.

**क.** ઈ. સ. ૭૯માં હર્ક્યુલેનિયમ અને પોંપિઆઈ નામે શહેરો ઈટલિ દેશમાંના વિસુવિઅસ પર્વતમાંથી એકાએક નીકળેલી રાખોડી અને રસથી દટાઈ ગયાં.

**૧૦. પ્રક્રમભંગનો દોષ**—વાક્યના આગળના ભાગમાં વપરાએલાં પદોની સાથે સંબંધ ધરાવનારાં પછીનાં પદોના ક્રમમાં ફેરફાર હોય, તો પ્રક્રમભંગ નામનો દોષ થાય છે. નીચેનાં વાક્યો તપાસો—

**अ.** " હિન્દુ, મુસલમાન, અને ખ્રિસ્તી લોકોનાં ધર્મપુસ્તકો અનુક્રમે વેદ, બાયબલ, અને કુરાન છે."

**ब.** " ગુજરાતી, મરાઠી, અને બંગાલી ભાષાઓ અનુક્રમે બંગાળા, મહારાષ્ટ, અને ગુજરાતમાં બોલાય છે."

**क.** " દરેક પદાર્થ ગરમી અને ઠંડીથી સંકોચાય છે અને ફૂલે છે."

**પ્રક્રમભંગદોષ** દૂર કરી નીચે પ્રમાણે શુદ્ધ લખી શકાય:—

**अ.** હિન્દુ, મુસલમાન, અને ખ્રિસ્તી લોકોનાં ધર્મપુસ્તકો અનુક્રમે વેદ, કુરાન, અને બાયબલ છે.

**ब.** ગુજરાતી, મરાઠી, અને બંગાળી ભાષાઓ અનુક્રમે ગુજરાત, મહારાષ્ટ્ર અને બંગાળામાં બોલાય છે.

**क.** દરેક પદાર્થ ગરમી અને ઠંડીથી ફૂલે છે અને સંકોચાય છે.

---

## પ્રકરણ ૩જું.

---

### વ્યાકરણદોષ.

**૧૧. જોડણીની અશુદ્ધિ:**—અશુદ્ધ જોડણી નિબંધનું સ્વરૂપ બગાડે છે. શબ્દોનાં જે સ્વરૂપ રૂઢ થયાં હોય તે સ્વરૂપમાંજ તે શબ્દો લખવા જોઈએ. અશુદ્ધ જોડણીથી વાચકને ખોટી અસર થાય છે. કેટલીક વખત અર્થનો અનર્થ પણ થઈ જાય છે. માટે શુદ્ધ જોડણી લખવા તરફ પુરતું લક્ષ આપવું. નીચેના પરિચ્છેદમાં જોડણીની અશુદ્ધિ તપાસો:—

" **પ્રાચિન** સમયમાં સુધરેલી પ્રજાઓએ **કાવ્યશાસ્ત્ર**, ન્યાયશાસ્ત્ર, **અધ્યાત્મીક વીદ્યા**, **વિગેરે વિશયો** પર ઘણું ધ્યાન **આપ્યુ હતુ**, અને તેમને સારી રીતે કેળવ્યા હતા. પરંતુ **અગ્ની**, વાયુ, વગેરે **પ્રાકતિક** પદાર્થો વિષે **સંસોધન** કરવા તરફ તેમનું મન **આકર્શાયુ** ન હતું. કુદરતની **શક્તીને** તેઓ **દેવદેવિ** તરીકે **પુજતા.** એ **શક્તીઓને** અંકુશમાં આણી એના બળના ઉપયોગથી **ઐહીક** સુખ **વધારવુ** એ **અર્વાચિન** સમયનીજ **બલીહારી** છે."

આ પરિચ્છેદને શુદ્ધ સ્વરૂપમાં નીચે પ્રમાણે લખાય.

**પ્રાચીન** સમયમાં સુધરેલી પ્રજાઓએ **કાવ્યશાસ્ત્ર**, ન્યાય-શાસ્ત્ર, **આધ્યાત્મિક વિદ્યા, વગેરે વિષયો** પર ઘણું ધ્યાન **આપ્યું હતું**, અને તેમને સારી રીતે કેળવ્યા હતા. પરંતુ **અગ્નિ**, વાયુ, વગેરે **પ્રાકૃતિક** પદાર્થો વિષે **સંશોધન** કરવા તરફ તેમનું મન **આકર્ષાયું** ન હતું. કુદરતની **શક્તિને** તેઓ **દેવદેવી** તરીકે **પૂજતા. એ શક્તિઓને** અંકુશમાં આણી એના બળના ઉપયોગથી **ઐહિક** સુખ **વધારવું** એ **અર્વાચીન** સમયનીજ **બલિહારી** છે.

**નોંધ**—જોડણીના વિષય ઉપર સવિસ્તર હકીકત હવે પછી આવશે.

**૧૨. વિરામચિહ્નના દોષ:**—વિરામચિહ્ન એ વિશ્રાન્તિ સ્થળની નિશાની છે. એ નિશાનીઓ નિર્ણીત થએલી હોય તે મુજબ ન વાપરીએ, અને મરજી મુજબ ગમે તે ઠેકાણે ફાવે તેમ નિશાનીઓ કરીએ; તો લખાણનો ભાવાર્થ સમજવામાં મુશ્કેલી ઉત્પન્ન થાય, અને કેટલીક વખત અર્થનો અનર્થ પણ થઈ જાય; માટે યોગ્ય વિરામચિહ્ન મૂકવાની જરૂર છે. નીચેનો પરિચ્છેદ તપાસો:—

" ત્યાં વિશ્વામિત્રે માર્ગ રોકી રાજાને કહ્યું/ હે રાજા/ મારી યજ્ઞની દક્ષિણા ક્યાં/ રાજાને વિચાર થઈ પડયો/ કે ઋષિને સર્વસ્વ આપી દીધું/ હવે દક્ષિણા ક્યાંથી કાઢવી/ રાજાએ એક મહીનાની મુદ્દત માગી/ તે વિશ્વામિત્રે આપી/

યોગ્ય **વિરામચિહ્ન** મૂકી નીચે પ્રમાણે લખવું જોઈએ.

ત્યાં વિશ્વામિત્રે માર્ગ રોકી રાજાને કહ્યું, હે રાજા, મારી યજ્ઞની દક્ષિણા ક્યાં ? રાજાને વિચાર થઈ પડયો, કે ઋષિને સર્વસ્વ આપી દીધું, હવે દક્ષિણા ક્યાંથી કાઢવી ? રાજાએ એક મહીનાની મુદ્દત માગી. તે વિશ્વામિત્રે આપી.

**નોંધ**—વિરામચિહ્નનો ઉપયોગ કેવી રીતે કરવો તે સંબંધી સવિસ્તર વિચાર હવે પછી કરવામાં આવશે.

**૧૩. કાળનું અજ્ઞાન:**—વાક્યમાં ક્રિયા જે કાળની હોય તે કાળ સ્પષ્ટ રીતે દર્શાવવો જોઈએ. મરજીમાં આવે તેમ ક્રિયાપદોને

પ્રત્યયો લગાડી વર્તમાન, ભૂત ને ભવિષ્યકાળનું મિશ્રણ કરી નાખવું નહિ; તેમજ **એકજ સમયને** લગતી હકીકતો આપતાં જુદા જુદા કાળનું મિશ્રણ કરવું નહિ. નીચેનાં વાક્યો તપાસો:—

**अ.**

" જે પુરાતન અશ્વત્થ વૃક્ષ તળે બુદ્ધ ભગવાને છેલ્લી સાધના **કરી,** તેની આગળ આજે એક ભવ્ય મંદિર ઉભું છે. "

બુદ્ધ ભગવાનની સાધના પ્રાચીનકાળમાં થએલી હોવાથી અદ્યતન ભૂતકાળના 'કરી' ક્રિયાપદને બદલે અનદ્યતન ભૂતકાળનું **'કરી હતી'** ક્રિયાપદ વાપરવું જોઈએ.

**ब.**

" આ વૃક્ષોએ કેટલીએ ઋતુઓ સહન કરી હશે, કેટલાંએ પ્રાણીઓને સહાય **કરી,** અને કેટલાએ સાધકોની શ્રદ્ધાભક્તિનાં સાક્ષી રહ્યાં હશે."

આ સંયુક્ત વાક્ય ત્રણ સાદાં વાક્યોનું બનેલું છે. એમાંના પહેલા અને ત્રીજા વાક્યનાં ક્રિયાપદો 'કરી હશે,' અને 'રહ્યાં હશે' ભૂતભવિષ્યકાળનાં છે, માટે બીજા વાક્યનું ક્રિયાપદ પણ ભૂતભવિષ્યકાળનું હોવું જોઈએ. આથી 'કરી'ને બદલ **કરી હશે'** ક્રિયાપદ મૂકવાથી અશુદ્ધિ દૂર થશે. "

**૧૪. જાતિવચનનું અજ્ઞાન:**—કેટલીક વખત જાતિવચનને લગતા દોષો પણ થાય છે. ક્રિયાનાથ પ્રમાણે ક્રિયાપદનાં, અને વિશેષ્ય પ્રમાણે તેના વિશેષણનાં જાતિવચન હોવાં જોઈએ, એ બાબત ખાસ ધ્યાનમાં રાખવી. નીચેનાં દૃષ્ટાન્ત તપાસો:—

**अ,**

" રાજા, રાણી અને કુંવર કાશીના ચૌટામાં વેચવા માટે **ઉભા રહ્યા.** "

ઉપરના વાક્યમાં રાજા, રાણી, કુંવર–એ જુદી જુદી જાતિનાં કર્તાનાં પદો 'અને' વડે જોડાએલાં છે. માટે ક્રિયાપદ નાન્યતરજાતિ અને બહુવચનનું હોવું જોઈએ. આ બાબત ધ્યાનમાં રાખી 'ઉભા રહ્યા' ને બદલે **'ઉભાં રહ્યાં'** મૂકવાથી અશુદ્ધિ દૂર થશે.

**ब.**

"આ બહાદુર સ્ત્રીના હાથમાં રાજ્યની લગામ રહી, તે દરમિઆન કોઇપણ રાજા કે રાણી તેના જેટલું માન **પામ્યું નથી.**"

ઉપરના વાક્યમાં રાજા, રાણી એ જુદી જુદી જાતિનાં કર્તાનાં પદો 'કે' વડે જોડાએલાં છે, માટે તેમાંના છેલ્લા પદ–રાણી–સાથે ક્રિયાપદનો અન્વય થવો જોઈએ. આ બાબત ધ્યાનમાં રાખી 'પામ્યું નથી.' ને બદલે **'પામી નથી'** લખવાથી વાક્ય શુદ્ધ થશે.

**क.**

"પોતાની શક્તિનો બીજાના કલ્યાણને માટે ઉપયોગ કરવો એ પ્રત્યેક **માણસોનો** ધર્મ છે."

ઉપરના વાક્યમાં 'પ્રત્યેક' વિશેષણમાં એકવચનનો અર્થ છે માટે તેનું વિશેષ્ય પણ એકવચનમાં જોઈએ. માટે 'માણસોનો' ને બદલે **'માણસનો'** મૂકવાથી અશુદ્ધિ દૂર થશે. "માણસોનો' શબ્દ વાપરવો હોય તો તેનું વિશેષણ બહુવચનનો અર્થ સૂચવનારૂં (સર્વ, બધા, કે સૌ) પદ હોવું જોઈએ.

**૧૫. વિભક્તિને લગતા દોષ:**—વાક્યમાં વપરાતાં પદોને એક બીજા સાથે સંબંધ હોય છે. સંબંધ વિભક્તિથી દર્શાવાય છે. જો એ સંબંધ વિભક્તિથી સ્પષ્ટ ન બતાવી શકાય તો વાક્યમાંનો વિચાર વારંવાર વાંચવા છતાં સ્પષ્ટ સમજી શકાય નહિ, અને વાક્ય-રચના ક્લિષ્ટ લાગે માટે વિભક્તિનો પ્રયોગ યથાર્થ હોવો જોઈએ. નીચેનાં દૃષ્ટાન્ત તપાસો—

**अ.**

"મનુષ્યમાત્ર **સુખનાં** ફાંફાં મારે છે."

છઠ્ઠી વિભક્તિ બે નામો વચ્ચે સંબંધ બતાવવા માટે વપરાય છે. પણ અહીં 'સુખ' અને 'ફાંફાં' વચ્ચે એવો સંબંધ બતાવવાનો નથી માટે છઠ્ઠી વિભક્તિ વાપરવી બરાબર નથી. 'સુખનાં ફાંફાં' ને બદલે **'સુખને માટે ફાંફાં'** વાપરવાથી અશુદ્ધિ દૂર થશે.

ख.

" **ભોંય** બેસો."

'ભોંય' એ બેસવાની ક્રિયાનું અધિકરણ છે, અને અધિકરણનો અર્થ સાતમી વિભક્તિથી દર્શાવાય છે, માટે 'ભોંય' ને બદલે **ભોંયે** (ભોંય ઉપર) વાપરવાની જરૂર છે.

क.

" સત્યની જિજ્ઞાસાવાળા **અભ્યાસીએ** મનનું ઔદાર્ય અવશ્ય કેળવવું પડે છે."

'કેળવવું પડે છે' ક્રિયાપદનો અન્વય 'અભ્યાસી' શબ્દ સાથે બરાબર થાય, તેટલા માટે 'અભ્યાસીએ' ને બદલે **'અભ્યાસીને'** પદ વાપરવું જોઈએ.

'અભ્યાસીએ' પદ કાયમ રાખવું હોય તો તેનો અન્વય ક્રિયાપદ સાથે બરાબર થાય તેટલા માટે 'કેળવવું પડે છે' ને બદલે **'કેળવવું જોઈએ'** વાપરવું જોઈએ.

**નીચેની બંને રીતે લખવાથી અશુદ્ધિ દૂર થશે:—**

સત્યની જિજ્ઞાસાવાળા **અભ્યાસીને** મનનું ઔદાર્ય કેળવવું પડે છે.

સત્યની જિજ્ઞાસાવાળા અભ્યાસીએ મનનું ઔદાર્ય **કેળવવું જોઈએ.**

**૧૬. વિશેષણને લગતા દોષ**:—વિશેષણ તેના વિશેષ્યના અર્થમાં વધારો કરે છે. વિચાર કર્યા વિના ગમે તેમ વિશેષણો વાપરવાથી લખાણનું સ્વરૂપ બગડે છે. સુંદર ઉદ્યોગ', 'અખંડ બુદ્ધિ' આમાં 'સુંદર' અને 'અખંડ' વિશેષણ છે, તેનાં વિશેષ્ય 'ઉદ્યોગ' અને 'બુદ્ધિ' છે. હવે વિચારવાનું એ રહે છે કે ઉદ્યોગમાં સુંદરતા હોઈ શકે ખરી? તેમજ બુદ્ધિમાં અખંડતા જળવાઈ રહે ખરી? આ પ્રમાણે જો વિશેષણો યોગ્ય ન હોય તો એવાં વિશેષણોનો પ્રયોગ નિબંધના લખાણમાં કદી કરવો નહિ. વળી વિશેષણની જરૂર હોય તોજ તેનો પ્રયોગ કરવો. નિરર્થક વિશેષણો લગાડવાથી લખાણ દાંભિક બને છે. નીચેનું વાકય તપાસો:—

" **કુશળ વહાણવટી** કોલંબસે અમેરિકા શોધ્યો. **પોતાનું કાર્ય**

**કરવામાં પ્રવીણ છે એવા** અંગ્રેજોએ પોતાના નાના સરખા રાજ્યને, જગતનું સર્વોપરિ મહારાજ્ય બનાવ્યું, અને **દીર્ઘદષ્ટિવાળા** જાપાનના લોકોએ થોડાં વરસમાં પોતાના દેશને માનવંતો કર્યો, એ સર્વ વખાણવા જોગ સાહસના દાખલા છે."

આમાં સાહસનો ગુણ બતાવવા પુરતુંજ લખાણ હોવાથી મોટે અક્ષરે છાપેલાં વિશેષણોની જરૂર નથી. અર્થની પુષ્ટિ ન થાય એવાં નકામાં વિશેષણ વાપરવાથી **અપુષ્ટદોષ** થાય છે. ઉપરનું વાક્ય નીચે પ્રમાણે લખવાથી શુદ્ધ થશે:—

**"કોલંબસે અમેરિકા શોધ્યો, અંગ્રેજોએ પોતાના નાના સરખા રાજ્યને જગતનું સર્વોપરિ મહારાજ્ય બનાવ્યું, અને જાપાનના લોકોએ થોડાં વરસમાં પોતાના દેશને માનવંતો કર્યો, એ સર્વ વખાણવા જોગ સાહસના દાખલા છે."**

**૧૭. અવ્યયોનો અઘટિત પ્રયોગ:**—ખોટી રીતે અવ્યયો વાપરવાથી વાક્યરચના ગુંચવણ ભરેલી બની જાય છે. ખાસ કરીને બે શબ્દો કે વાક્યોને જોડનાર ઉભયાન્વયી અવ્યયોનો ખોટો ઉપયોગ થાય, તો વિચારની સંકલના તૂટી જાય છે. આવા લખાણમાંથી સ્પષ્ટ અર્થ નીકળી શકતો નથી માટે અવ્યયોનો યોગ્ય ઉપયોગ કરવા ખાસ કાળજી રાખવી જોઈએ. નીચેનાં દૃષ્ટાન્ત તપાસો:—

अ.

"તે જેવો આવ્યો **એટલે** સુરપાળ અને તેના શાગીર્દો તેના ઉપર તૂટી પડયા."

પહેલાં આવી ગએલી હકીકતને બીજા શબ્દોમાં કહેવા માટે સામાન્ય રીતે 'એટલે'નો ઉપયોગ કરવામાં આવે છે. પરંતુ અહીં પહેલાંની હકીકતને સ્પષ્ટ કરવાની નથી, માટે 'એટલે'નો ઉપયોગ કરી શકાય નહિ. આ વાક્યમાં આવવાની ક્રિયા સાથેજ તરત તૂટી પડવાની ક્રિયાનો સંબંધ બતાવવાનો હોવાથી 'એટલે'ને બદલે **'કે તરતજ'** નો ઉપયોગ કરી નીચે પ્રમાણે લખવાથી વાક્યમાંનો વિચાર વધારે સ્પષ્ટ થશે:—

"તે જેવો આવ્યો **કે તરતજ** સુરપાળ અને તેના શાગીર્દો તેના ઉપર તૂટી પડયા."

**ब.**

"આજ આપણે હાથે એવું પરાક્રમ થાય કે જેથી રાણાજીના તેમજ આપણા પૂર્વજ હરખાય, ને આપણી છાપ રાણાજીના કુળમાં યાવચ્ચંદ્રદિવાકરૌ ન ભુંસાય, **ત્યારે** આપણે આજ મદદે આવ્યા પ્રમાણ."

ઉપરના વાકયમાં સંકેતનો અર્થ રહેલો છે, માટે 'જ્યારે' ને બદલે સંકેતવાચક **'તો'** અવ્યય વાપરી નીચે પ્રમાણે લખવાથી વાકયમાંનો ભાવ વધારે સારી રીતે વ્યક્ત થશેઃ—

આજ આપણે હાથે એવું પરાક્રમ થાય, કે જેથી રાણાજીના તેમજ આપણા પૂર્વજ હરખાય, ને આપણી છાપ રાણાજીના કુળમાં યાવચ્ચંદ્રદિવાકરૌ ન ભુંસાય, **તો(જ)** આપણે આજ મદદે આવ્યા પ્રમાણ."

**૧૮. પુનરુક્તિદોષઃ**—એકજ બાબત ફરીફરીને કહેવાથી પુનરુક્તિદોષ થાય છે. નીચેનાં વાકય તપાસોઃ—

**अ.** આ જગત પલકમાં નાશ પામે તેવું અને ક્ષણભંગુર છે.

**ब.** મીલનો ઉદ્યોગ સ્થાયી અને હમેશ ટકે તેવો છે.

**क.** માદક દ્રવ્યોનું સેવન શરીરને નુકસાન કરનાર અને રોગ ઉત્પન્ન કરનાર છે.

**ड.** જેને પુષ્પ ન હોય એવી અપુષ્પ વનસ્પતિને ફળ આવતાં નથી.

**इ.** વધારે વિકરાળ, વિન્ધ્યાચળ પર્વત, સહ્યાદ્રિ પર્વત, વગેરે.

**પુનરુક્તિદોષ** દૂર કરી નીચે પ્રમાણે શુદ્ધ લખી શકાયઃ—

**अ.** આ જગત ક્ષણભંગુર છે.

**ब.** મીલનો ઉદ્યોગ સ્થાયી છે.

**क.** માદક દ્રવ્યોનું સેવન શરીરને નુકસાનકારક છે.

**ड.** વધારે કરાળ કે વિકરાળ, વિન્ધ્યાચળ કે વિન્ધ્ય પર્વત, અને સહ્યાદ્રિ કે સહ્ય પર્વત.

**૧૯. પરચુરણ દોષોઃ**—વાકયમાં જરૂરનાં નામ, સર્વનામ, કે ક્રિયાપદ નહિ વાપરવાથી અગર તેમના અઘટિત પ્રયોગથી કેટલીક

વાર દોષ થઈ જાય છે, આવા દોષો દૂર કરવા તરફ ખાસ કાળજી રાખવી જોઈએ. નીચેનાં વાક્યો તપાસો:—

अ. " **આપણે** તો વગર ભુંગળીએ તાપ લાગે એવું બતાવ." (સરસ્વતીચંદ્ર)

ब. "લડાઇની મનવારોને લોઢેથી મઢી દેવામાં આવી, **કે** દારૂગોળા તેની આરપાર પ્રવેશ કરી શકે નહિ." (સાતમી ચોપડી.)

क. "કોઈ **જન્મપર્યંત** મહેનત કરીને કરોડો રૂપીઆ પેદા કરે, પણ જો તેનો થોડો પણ ઉપયોગ જનકલ્યાણના કાર્યમાં ન કરે તો પ્રશંસાને પાત્ર નથી." (સાતમી ચોપડી.)

ड. " ખાધા પછી તરત કસરત કરવી એ **સારી** નહિ."

इ. " કીર્તિદેવનું લોહી રેડવા તલસી રહેલા **મુંજાલને કાને આ ગર્જના થતાં તેણે** પાછળ જોયું, અને કાકને જોતાં તેના ક્રોધાગ્નિમાં ઘી હોમાયું. (ગુજરાતનો નાથ.)

**નીચે પ્રમાણે લખવાથી અશુદ્ધિ દૂર થશે:—**

अ. **અમને** તો વગર ભુંગળીએ તાપ લાગે એવું બતાવ.

ब. લડાઈની મનવારોને લોઢેથી મઢી દેવામાં આવી **કે જેથી** દારૂગોળા તેની આરપાર પ્રવેશ કરી શકે નહિ.

क. કોઈ **મરણપર્યંત** મહેનત કરીને કરોડો રૂપીઆ પેદા કરે, પણ જો તેનો થોડો પણ ઉપયોગ જનકલ્યાણના કાર્યમાં ન કરે, તો તે પ્રશંસાને પાત્ર નથી.

ड. ખાધા પછી તરત કસરત કરવી એ **સારૂં** નહિ.

इ. **આ ગર્જના કાને પડતાં** કીર્તિદેવનું લોહી રેડવા તલસી રહેલા **મુંજાલે** પાછળ જોયું, અને કાકને જોતાં તેના ક્રોધાગ્નિમાં ઘી હોમાયું.

---

# પ્રકરણ ૪થું.

---

## શબ્દપ્રયોગ.

**૨૦. શબ્દોની પસંદગી**—નિબંધમાં વિચારો દર્શાવવાના હોય છે, એ વિચારો દર્શાવવા વાક્યોનો ઉપયોગ કરવામાં આવે છે અને એ વાક્યો શબ્દોનાં બનેલાં હોય છે; માટે વાક્યમાંના શબ્દો ધારેલો અર્થ સ્પષ્ટ રીતે દર્શાવી શકે એવા હોવા જોઈએ. વળી એ શબ્દો શુદ્ધ, સંસ્કારી, અને રૂઢ હોવા જોઈએ. પ્રાન્તિક, ગ્રામ્ય, અપ્રસિદ્ધ કે અશ્લીલ પદોના વપરાશથી નિબંધનું ગૌરવ ઘટે છે. આથી સારો નિબંધ લખવા માટે શિષ્ટ ગ્રંથોનો અભ્યાસ કરી, તેમાં આવતા નવ શબ્દોના અર્થ, તથા તેમના ઉપયોગ ઉપર ખાસ લક્ષ આપવાની જરૂર છે.

**૨૧. સુંદર લાગતા શબ્દો વાપરવાનો મોહ:**—લખાણમાં અમુકજ શબ્દ વાપરવાનો મોહ રાખવાની જરૂર નથી. શબ્દોનો મોહ ન હોવો જોઈએ, પણ શબ્દના અર્થનો મોહ રહેવો જોઈએ. જ્યાં સાદા શબ્દથી ચાલી શકે તેવું હોય, ત્યાં સુંદર શબ્દ વાપરવાના મોહમાં તણાવું નહિ, તેમજ અઘરા શબ્દો પણ વાપરવા નહિ. નીચેનાં દષ્ટાન્ત તપાસો—

अ. **તે ઊંઘ્યો**—તે નિદ્રાદેવીને ખોળે ઝૂલવા લાગ્યો.

ब. **તે મરણ પામ્યો:**—તે મૃત્યુના પંઝામાં સપડાયો.

क. **તે ગુજરી ગયો:**—તે યમરાજની અનંત મુખગુફામાં હમેશને માટે લીન થયો.

ड. **આપનું નામ શું ?**—હું જે પવિત્ર પુરુષનાં દર્શન કરૂં છું, તેમનું સાથે જોડાવાને કયું નામ ભાગ્યશાળી બન્યું છે?

સાદી બીના દર્શાવવાની હોય, તો તે સાદા શબ્દોમાં અને સ્વાભાવિક ભાષાશૈલીમાં લખવી જોઈએ. નીચેની સૂચના હમેશાં ધ્યાનમાં રાખો—

૧. **સાદું લખાણ સ્પષ્ટતા લાવનાર છે.**

**૨. સાદા લખાણુને બદલે અલંકારી ભાષા લખવામાં ઘણા દોષો થવાનો સંભવ છે.**

**૩. અલંકારી ભાષાથી અગર સુંદર શબ્દપ્રયોગથી વાચકના મન ઉપર બહુ સારી અસર થાય, એ માન્યતા ભૂલ ભરેલી છે.**

**૨૨ 'હું' અને 'તમે'નો ઉપયોગ**—જો આપણા અનુભવની વાર્તા કે બનાવનું વર્ણન કરવાનું હોય તો 'હું'નો ઉપયોગ કરવો. એમાં 'હું' વાપરવાથી બીજાને આપવડાઇનો ખ્યાલ આવતો નથી; ઉલટું 'હું' શબ્દ ન વાપરીએ તો વર્ણનશૈલી જોઈએ તેવી જોરદાર બને નહિ. નીચેનું દૃષ્ટાન્ત તપાસો—

"હું હમણાં જ વિલાયત જઈ આવ્યો છું. ત્યાં એક દહાડો હું ટાંકણી બનાવવાનું કારખાનું જોવા ગયો હતો. તે કારખાનામાં એક ટાંકણી કરવાને જુદાં જુદાં અઢાર માણસો કામે લાગેલાં હતાં, અને તે સૌ જુદું જુદું કામ કરતાં હતાં. વળી ટાંકણીનું માથું બનાવવાની પણ બે ત્રણ ક્રિયાઓ મેં જોઇ, અને તે પણ જુદા જુદા માણસો કરતા હતા."

પરંતુ જ્યાં આવી જાતનું વર્ણન ન હોય ત્યાં બનતા સુધી 'હું' અને 'તમે'નો ઉપયોગ કરવો નહિ. કારણ કે નિબંધ એ કંઈ ભાષણ નથી. સામાન્ય રીતે નિબંધમાં કોઈ વ્યક્તિને સંબોધીને કંઈ લખવું નહિ. નીચેનાં દૃષ્ટાન્ત તપાસો—

अ. માતૃભાષાદ્વારા શિક્ષણ આપવું જોઇએ એવું જેઓ માને છે તેમની સાથે હું સંમત થઈ શકતો નથી.

ब. તમારે આવી ટેવો પાડવી નહિ.

क. વિસ્તારથી લખવાનો મને વખત નથી.

**આવાં વાક્યો નીચે પ્રમાણે લખવાં ઠીક છેઃ—**

अ. માતૃભાષાદ્વારા શિક્ષણ આપવું જોઈએ એવું જેઓ માને છે, તેમની સાથે સંમત થઈ શકાય નહિ.

ब. માણસોએ આવી ટેવો પાડવી જોઈએ નહિ.

क. વખતને અભાવે સવિસ્તર વર્ણન કરવું શક્ય નથી.

**૨૩ શબ્દો છુટા પાડવા**—કેટલીક વખત અયોગ્ય રીતે શબ્દો છુટા પાડવાથી અગર અયોગ્ય રીતે ભેગા કરવાથી અર્થનો અનર્થ થાય

છે, અગર ધારેલો અર્થ નીકળી શકતો નથી. નીચેનાં વાક્યો તપાસો—

अ. " **દીવા નથી** દરબારમાં, છે અંધારૂં ઘોર."

" **દીવાનથી** દરબારમાં, છે. અંધારૂં ઘોર."

ब. " **જો ગણીએ તો** દેવતા, નહિ **તો રણ**-પાષાણ."

" **જોગણી એતો** દેવતા, નહિ **તોરણ** પાષાણ."

क. " **જાજમ પુરી** છે જો અહીં, જો અહીં **આજમ રાય,**

**આજમના** દૂતો વળી, ચિત્ર વિચિત્ર જણાય."

" **જા જમપુરી** છે જો અહીં, જો અહીં **આ જમરાય,**

**આ જમના** દૂતો વળી, ચિત્ર વિચિત્ર જણાય." ( દલપતરામ. )

ઉપરનાં દૃષ્ટાન્તોથી સમજાશે કે ધારેલો અર્થ આણવા માટે શબ્દો યોગ્યરીતે છુટા પાડવા જોઈએ. તેને માટે નીચેના નિયમો ધ્યાનમાં રાખવા—

**૧. શબ્દની સાથેના વિભક્તિના પ્રત્યયો ભેગા લખવા.**
**જેમકે— શહેરમાં, આકાશમાંના, તમારામાંથી, વગેરે.**

**૨. નામયોગી અવ્યયો હમેશાં છુટાંજ લખવાં.**
**જેમકે—મારા ઉપર, તમારી પાછળ, તે પહેલાં, વગેરે.**

**૩. 'સુધી', 'લગણ', 'લગી' જેવાં નામયોગી અવ્યયો, જે શબ્દની સાથે સંબંધ રાખતાં હોય તેની સાથેજ લખવાં.**
**જેમકે—ગામસુધી, નદીલગણ, શહેરલગી, વગેરે.**

**૪. 'તોપણ', 'અગરજો', 'ઘણુંખરૂં', 'જોકે', 'કેમકે', 'કિંતુ', 'પરંતુ', આ શબ્દોના અવયવો છુટા પાડવા નહિ.**

**૫. 'એ' (પણના અર્થમાં હોય તો), અને 'જ'–એ અવ્યયો તેની પહેલાંના શબ્દની સાથેજ લખવા. જેમકે—તેમજ, હુંએ.**

**૬. સાહાય્યકારક ક્રિયાપદો મુખ્ય ક્રિયાપદથી છુટાં પાડવાં.**
**જેમકે—જાય છે, આવ્યો હતો, લખ્યું હશે, વગેરે.**

**૭. સંયુક્ત ક્રિયાપદોના અવયવો છુટા લખવા.**
**જેમકે—ખાઈ રહ્યો, બોલી ચૂક્યો, નાખી દીધું, વગેરે.**

**૮. સામાસિક શબ્દોના અવયવો ભેગા લખવા.**
**જેમકે—ગાજવીજ, માતાપિતા, વરાળયંત્ર, નદીકાંઠો, વગેરે.**

લખાણમાં લીટીને છેડે આવતો શબ્દ પુરો લખી શકાય એમ

ન હોય, અને તેથી તેનો કોઈ ભાગ બીજી લીટીમાં લખવાની જરૂર પડે તો તેમ કરવા માટે નીચેના નિયમો ધ્યાનમાં રાખવા—

**૧. સામાસિક શબ્દોના અવયવોજ છુટા પાડી શકાય;**

| | | | | |
|---|---|---|---|---|
| જેમકે:— | ભરત— | વરાળ— | નીમક— | રામ— |
| | —કામ | —યંત્ર | —હલાલ | —લક્ષ્મણ. |

**૨. ઉપસર્ગ અને ધાતુ, તેમજ પ્રકૃતિ ને પ્રત્યયોજ છુટા પડી શકે;**

| | | | | |
|---|---|---|---|---|
| જેમકે:— | ઉપ— | અતિ— | આબરૂ— | છોકરા— |
| | —કાર | —લોભ | —દાર | —ઓનું. |

**૩. આ સિવાયના શબ્દોમાં ઉચ્ચારની દૃષ્ટિએ ભાગ પાડવા;**

| | | | | | |
|---|---|---|---|---|---|
| જેમકે:— | કુત— | બીલ— | મુસલ— | કરમ— | રેલ— |
| | —રો | —કુલ | —માન | —સદ | —વે. |

**૨૪. પ્રાન્તિક શબ્દો**—કેટલાક શબ્દો અમુક પ્રદેશમાંજ વપરાય છે. બીજા પ્રાન્તોમાં તેનો વપરાશ હોતો નથી, આવા પ્રાન્તિક શબ્દોનો લખાણમાં પ્રયોગ કરવો ઈષ્ટ નથી.

જેમકે—ઢોંઢા, સવાકો, ઓલ્યો, અવાણું, બરકવું, ડોકરી, છોરૂ, કનવા, મીટ્ટી, લબાડી, વગેરે.

**૨૫. ગ્રામ્યશબ્દો**—શિષ્ટ જનોની ભાષાને હમેશાં અનુસરવું જોઈએ. ગ્રામ્યજનોની ભાષા મોટે ભાગે અશુદ્ધ હોય છે, માટે ગ્રામ્ય શબ્દો લખાણમાં કદી વાપરવા નહિ.

જેમકે—ચપણું, હુંગો, ગતાગમ, અણુચ, તમા, હનાન, ચ્યમ, જાછ, કહાર, હંતોક, લબોચું, ડેપાડું, કાચી, ડોબો, વગેરે.

**૨૬. સંદિગ્ધપદો**—વાક્યમાં સંદિગ્ધ પદો વાપરવાથી અર્થ સ્પષ્ટ સમજાતો નથી. નીચેનાં વાક્યો તપાસો—

**अ.**

" ઘર પાછળ વાડામાં એક **કોઠી** છે. "

આમાં 'દાણા ભરવાની કોઠી' કે 'કોઠીનું ઝાડ' તે સ્પષ્ટ સમજાતું નથી, માટે 'દાણા ભરવાની કોઠી' કે 'કોઠીનું ઝાડ' એમ લખવાથી સંદિગ્ધતા દૂર થશે.

**ब.**

" જુઓ, આંબા ઉપર **મોર** કેવો શોભે છે. ?"

આમાં 'આંબાનો મોર' કે 'મોર પક્ષી' એ સ્પષ્ટ કરવું જોઈએ.

**क.**

" જો કે ગુજરાતીઓ પૈસાદાર છે અને બંગાળીઓ જમીનદાર છે, પણ વ્યાવહારિક બાબતોમાં **તેમની** અક્કલ બહુ પહોંચે છે, તેમજ અમુક કામ પ્રસંગે શું કરવું તે **તેમને** ઝટ સૂઝી આવે છે."

આ વાક્યમાં સર્વનામ જે નામને બદલે વપરાયું હોય તે નામ મૂકવાથી સંદિગ્ધતા દૂર થાય છે.

**૨૭. અપ્રસિદ્ધ પદો:**—પ્રસિદ્ધ ન હોય એવાં દૃષ્ટાન્તો કે એવી બાબતોનો નિબંધના લખાણમાં કદી ઉપયોગ કરવો નહિ. અમુક પ્રદેશમાં બનેલા બનાવો, પ્રસંગો કે ઘટનાઓ, સર્વ ઠેકાણે પ્રસિદ્ધ ન હોય; તેથી નિબંધમાં તેનો ઉપયોગ થઈ શકે નહિ. નીચેનાં દૃષ્ટાન્ત તપાસો—

**अ.**

" આળોટે (શેઠ) ગાદીમાં જાણે, મચ્યે **માંડણે** ભેંસ પડી."

આમાં માંડણ ગામ પાસેની તળાવડીનો ખ્યાલ બીજા પ્રદેશમાં રહેનારાઓને આવી શકેજ નહિ.

**ब.**

" ધારાળા કોમને સુધારવા માટે **દાદુરામ** જેવાની ખાસ જરૂર છે."

દાદુરામની પ્રસિદ્ધતા આખા ગુજરાતમાં નથી.

**૨૮. વર્ણસંકર પદો:**—ભાષામાં કેટલાક શબ્દો જુદી જુદી ભાષાઓના શબ્દો મળીને એક જેવા બની વપરાય છે. આવા શબ્દો પૈકી જે ગુજરાતીમાં રૂઢ ન થયા હોય તેનો ઉપયોગ કરવો નહિ. નીચેના શબ્દો તપાસો—

**અલમસ્ત**—અલ (અરબી) + મસ્ત (ફારસી).

**આગબોટ**—આગ (સં० અગ્નિ) + બોટ (અંગ્રેજી).

**ગુલાબજળ**--ગુલાબ (ફારસી) + જળ (સંસ્કૃત).
**ધર્મચૂસ્ત**—ધર્મ (સંસ્કૃત) + ચૂસ્ત (ફારસી).
**કમતાકાદ**—કમ (ફારસી) + તાકાત (અરબી)
**ખજાનચી**—ખજીના કે ખિજાના (અરબી) + ચી (તૂર્કી પ્રત્યય).
**કમનસીબ**—કમ (ફારસી) + નસીબ (અરબી).
**એશઆરામ**—એશ-અયૂશે (અરબી) + આરામ (ફારસી).
**આરામચેર**—આરામ (ફારસી) + ચેર (અંગ્રેજી).
**ગેરલાભ**—ગેર (ફારસી) + લાભ (સંસ્કૃત).

ઉપરના વર્ણસંકર શબ્દો ભાષામાં રૂઢ થઈ ગએલા હોવાથી તેમનો નિબંધલેખનમાં ઉપયોગ થઈ શકે, પરંતુ લાઇનબંધ, ફેશનબંધ, લાઇનરક્ષક—જેવા વર્ણસંકર શબ્દોનો ઉપયોગ થઈ શકે નહિ.

**૨૯. પરભાષાના શબ્દો:**—દરેક ભાષામાં બીજી ભાષાના શબ્દો હોય છે. ગુજરાતી ભાષામાં પણ પરભાષાના ઘણા શબ્દો છે. શરૂઆતના લખનારે તેનો સંપૂર્ણ અર્થ જાણ્યા સિવાય લખાણમાં ઉપયોગ કરવો નહિ. જે શબ્દો આપણી ભાષામાં પ્રચાર પામી વપરાતા થઈ ગયા હોય તેવા શબ્દો વાપરવાનો વાંધો નથી. આબોહવા, મસીદ, રૂબરૂ, રૂમાલ. પોસ્ટ ઓફિસ, ટિકિટ, વગેરે રૂઢ થએલા પરભાષાના શબ્દો ગુજરાતીમાં વાપરી શકાય; પરંતુ તલાક, નાપાક, આશાએશ, ટાઇમ, ફ્રેન્ડ, બૂક, ચેર, બોક્સ-જેવા પરભાષાના શબ્દો નિબંધલેખનમાં વાપરી શકાય નહિ.

# પ્રકરણ ૫મું.

## શબ્દાર્થવિચાર

**૩૦. સામાન્ય:**—ધારેલો અર્થ સ્પષ્ટ કરવા માટે ઘટિત શબ્દનો ઉપયોગ કરવો, એ નિબંધલેખનમાં ખાસ જરૂરની બાબત છે. તેને માટે ચોક્કસ અર્થ જાણવા જોઈએ. કેટલીક વખત એક શબ્દના અનેક અર્થ હોય છે. વળી કેટલાક શબ્દોના વ્યુત્પત્તિ પ્રમાણે થતા

અર્થ અને રૂઢ અર્થ જુદા જુદા હોય છે. આવે પ્રસંગે જે અર્થ રૂ હોય તે અર્થવાળા શબ્દોનોજ પ્રયોગ કરવો. વળી પર્યાય તરી વપરાતા શબ્દોના અર્થમાં પણ સૂક્ષ્મભેદ હોય છે. અમુક બાબ પરત્વેજ તે શબ્દોનો પ્રયોગ નિર્ણીત હોય છે. આવી ઝીણી બાબ ધ્યાનમાં લઇ એક અર્થના પર્યાય શબ્દો વાપરવામાં ખાસ કાળ રાખવી. આમ વિચાર સ્પષ્ટ કરવામાં ઘટિત શબ્દપ્રયોગ થાય, નિબંધનું લખાણ ચોકસાઇથી ભરેલું, અને સ્પષ્ટ અર્થ દર્શાવનારૂં બ છે. અને તેથી નિબંધ ઉત્તમ પ્રકારનો નીવડે છે.

**૩૧. શબ્દાર્થ:**—ભાષામાં વપરાતા પ્રત્યેક શબ્દનો અમુ અર્થ નક્કી હોય છે. એ અર્થ બરાબર સમજાય, તોજ વાક્યમાં તે યથાર્થ પ્રયોગ થઈ શકે. આ માટે વ્યુત્પત્તિજ્ઞાન મેળવવું આવશ્ય છે. વ્યુત્પત્તિથી શબ્દનાં મૂળ, તેને લાગેલા પ્રત્યયો, પૂર્વગો, ને તેના અર્થમાં થતો ફેરફાર જાણવામાં આવે છે; શબ્દનો ખરો અર્થ મગ ઉપર ઠસી જાય છે; અને શબ્દના અર્થની ખરી ખુબી સમજાય આ કારણથી શબ્દનો ખરો અર્થ સમજવા માટે વ્યુત્પત્તિજ્ઞાન જરૂર છે. નીચેના શબ્દો વ્યુત્પત્તિની દૃષ્ટિએ તપાસો—

**પુણ્યશ્લોક**—(પુણ્ય-પવિત્ર + શ્લોક-નામ) પવિત્ર છે નામ જેનું એ જેનું નામ દેવાથી પુણ્ય થાય તેવા; નળ, જનાર્દન કે વિ યુધિષ્ઠિર, અને જનક, આ ચાર પુણ્યશ્લોક કહેવાય છે.

**શ્રીયુત**—(શ્રી-લક્ષ્મી, વિદ્યા, શક્તિ, ઐશ્વર્ય + યુત-યુક્ત, જોડાએલ લક્ષ્મી, વિદ્યા, ઐશ્વર્ય, વગેરેથી જોડાએલા.

**ધનાઢ્ય**—(ધન-સંપત્તિ + આઢ્ય-ભરપુર) સંપત્તિથી ભરપૂર, ધનવા

**ભામિની**—(ભામ-ગુસ્સો, રીસ-ઉપરથી) રિસાળ સ્વભાવવાળી સ્ત્રી.

**ગૃહસ્થ**—(ગૃહ-ઘર + સ્થ-સ્થા ધાતુ-રહેવું, સ્થિર થવું) ઘર માંડીને રહેન

**ચક્રવર્તી**—(ચક્ર-રાજ્યચક્ર, રાજ્યસત્તાનું ચક્ર+વર્તી) ચક્રની મ ચારે દિશામાં જેની આણ વર્તે છે એવો; દિગ્વિજયી.

**ધુરંધર**—(ધુરા-ધુંસરી + ધર-ધૃ ધાતુ-ધારણ કરવું,) કાર્યભારની ધુંર જેણે ધારણ કરી છે એવો; અગ્રેસર.

**દૃષ્ટાન્ત**—( દૃષ્ટ–જોએલી + અન્ત–બાબત. ) જોએલી બાબત; નજરે જોએલી હકીકત. તેના જેવા બીજા શબ્દો–વૃત્તાન્ત, સિદ્ધાન્ત, વગેરે.

**કૃતજ્ઞ**—( કૃત–કરેલા + જ્ઞ–જ્ઞા ધાતુ–જાણવું. ) કરેલા કામની બુજ જાણનાર, ઉલટો શબ્દ કૃતઘ્ન–કરેલા કામની બુજ નહિ જાણનાર.

**નટવર**—શ્રેષ્ઠ નટ, મોટો ખેલાડી, સૂત્રધાર. આખી સૃષ્ટિની દોરી પ્રભુના હાથમાં છે, અને એની ઇચ્છા પ્રમાણેજ સૃષ્ટિનો વ્યવહાર નભે છે, માટે એ વડો સૂત્રધાર–પ્રભુ નટવર કહેવાય છે.

**૩૨. શબ્દાર્થવૈવિધ્ય:**—ભાષામાં કેટલાક શબ્દો એવા હોય છે કે તે શબ્દોના વપરાશ પ્રમાણે ભિન્નભિન્ન અર્થ થાય છે. આવા શબ્દો દરેક ભાષામાં હોય છે. ગુજરાતી ભાષામાં પણ એવા શબ્દો છે. તેમાંના કેટલાક–ચાલ, ભાર, વગેરે શબ્દોના ભિન્નભિન્ન થતા અર્થ નીચે આપવામાં આવ્યા છે. એ ઉપરથી સમજાશે કે ઘટિત શબ્દપ્રયોગ કરવામાં શબ્દનો રૂઢ અર્થ જાણવાની ખાસ જરૂર રહે છે.

### अ. ચાલ.

૧. તે સ્ત્રીની **ચાલ** હંસના જેવી છે. (**ચાલવાની ઢબ.**)
૨. આ લેયો સારી **ચાલ**નો નથી. (**વર્તણુંક.**)
૩. નાતવરા કરવાનો **ચાલ** પાછળથી પેસી ગયો છે. (**રિવાજ.**)
૪. નાતમાં જે છાંડે તેનો દંડ લેવાનો **ચાલ** છે. (**નિયમ, કાયદો.**)
૫. કલ્યાણની ચોથી **ચાલ**માં રહું છું. (**ચાલી, હારબંધ ઓરડીઓ.**)
૬. મનુ, **ચાલ,** આપણે જઈ પહોંચીએ. (**ચાલવું, હીંડવું.**)
૭. સારી **ચાલ**ના જામીન આપ. (**રીતભાત.**)

### ब. ભાર.

૧. મારવાડી મજુરો બહુ **ભાર** વહે છે. (**બોજો.**)
૨. મારા ખેતરમાં ચાર **ભાર** કપાસ ઉતર્યો. (**૨૪ મણ વજન.**)
૩. કાગળો ઉપર **ભાર** મૂકો. (**વજન.**)
૪. કનુના પેટમાં **ભાર** છે. (**અજીર્ણ, અપચો.**)
૫. ઘરમાં સુશીલાનો કંઈ **ભાર** નથી (**માન, મોભો.**)
૬. અરધા **ભાર** સોનું બસ થશે. (**તોલો.**)
૭. આખા કુટુંબનો **ભાર** એને માથે છે. (**આશરો, આધાર.**)

૮. જરા **ભાર** મૂકીને કહ્યું એટલે તે હિંમત હારી ગયો. **(દબાણ.)**
૯. તમને આમાં શો **ભાર** પડવાનો હતો? **(અડચણ.)**
૧૦. આવા મોટા કામનો **ભાર** હું નહિ લઇ શકું. **(જોખમદારી.)**

**૩૩. શબ્દાર્થ સંકોચ:**—ગુજરાતી ભાષામાં કેટલા શબ્દોન મૂળ અર્થ કાળક્રમે સંકોચ પામી સંકુચિત અર્થમાં રૂઢ થઈ જઈ વપરાય છે. જે જમાનામાં શિષ્ટ પુરુષોમાં શબ્દનો જે અર્થ માન્ય થયો હોય તેજ અર્થમાં તે શબ્દનો પ્રયોગ કરવો. ઉદાહરણ:—

| શબ્દ. | મૂળ અર્થ. | સંકુચિત અર્થ. |
| --- | --- | --- |
| ધર્મ | કર્ત્તવ્ય, ફરજ. | પરમાત્મા પ્રત્યેની ફરજ. |
| વ્યાપાર | મનની પ્રવૃત્તિ. | ચીજોની લેવડદેવડ. |
| પંકજ | કાદવમાં જન્મે તે. | કમળ. |
| શાળા | સમૂહના ઉપયોગ માટેની અમુક જગા. | નિશાળ. |
| થાણું | ગમે તે ઠેકો | પોલિસનો ઠેકો. |
| ભણે | બોલે. | શીખે. |

**૩૪. શબ્દાર્થ-વિસ્તાર:**—ગુજરાતી ભાષામાં કેટલાક શબ્દ એવા છે કે તે શબ્દોનો મૂળ અર્થ વિસ્તાર પામી ચાલુ સમયમ બહોળા અર્થમાં વપરાય છે. ઉદાહરણ:—

| શબ્દ. | મૂળ અર્થ. | બહોળો અર્થ. |
| --- | --- | --- |
| પ્રવીણ | વીણા વગાડવામાં કુશળ. | બાહોશ. |
| કુશળ | દર્ભ લાવવામાં હોશિઆર. | સારી આવડતવાળો. |
| દુહિતા | ગાય દોહનારી કન્યા. | દીકરી. |
| પીતામ્બર | પીળું વસ્ત્ર | ગમે તે રંગનું રેશમી કપડું. |
| ઉદાર | આર—ચાબખો ઊંચો કર્યા વગર, સંકેતથીજ અશ્વ કે બળદને હાંકનાર. | પ્રાર્થના વગર કંઈક ચિહ્નથી સમજી મોટું મન દર્શાવનાર. |

**૩૫. શબ્દાર્થ-ભ્રષ્ટતા:**—કેટલાક શબ્દો એવા છે કે તેનો મૂળ અર્થ બદલાઈ જઈ હાલમાં વિપરીત અર્થમાં વપરાય છે. ઉદાહરણ:—

| શબ્દ. | મૂળ અર્થ | હાલનો અર્થ |
|---|---|---|
| ગંધ. | વાસ | દુર્ગંધ, નઠારી વાસ. |
| વ્યસન | કામમાં ગરકાવ બનવું. (સારા કે ખોટા.) | નઠારી ટેવ. |
| વિવેક | સારૂં નઠારૂં પારખવાની શક્તિ. | સારી રીતભાત. |
| ઉપાધિ | જોખમદારી, ફરજનું કામ. | પીડા, નડતર. |
| અધિકાર | કોઇપણ કારભારની યોગ્ય જોખમદારી. | સત્તા, અમલ. |

**૩૬. શબ્દાર્થમાં ઇતિહાસ:**—કેટલાક શબ્દો પહેલાંના ઇતિહાસનું ભાન કરાવે છે. એટલે એવા શબ્દો વાપરતી વખતે શબ્દોની પાછળ રહેલો ઇતિહાસ જાણવો જોઈએ, અને પછી તેનો યોગ્ય પ્રયોગ કરવો જોઈએ.

**अ.**

**"ચીન જાપાન વચ્ચે મહાભારત યુદ્ધનાં મંડાણ થયાં."**

મહાભારતના યુદ્ધ જેવું. ઘણા જુના સમયમાં કૌરવો અને પાંડવો વચ્ચે કુરુક્ષેત્રમાં દારુણ યુદ્ધ થયું હતું; જેમાં આર્યોની સંસ્કૃતિ, વિદ્યાકળા, ક્ષાત્રશક્તિ, વગેરેનો નાશ થયો હતો; અને યુગ પરિવર્તન થવા પામ્યું હતું. આથી આવા કોઈ અસાધારણ બનાવને 'મહાભારત' વિશેષણ લાગુ પાડવામાં આવે છે.

**ब.**

**"તેણે ભગીરથ પ્રયત્ન કર્યો, પણ કંઇ વળ્યું નહિ."**

ભગીરથ રાજાના જેવો. સૂર્યવંશી સગર રાજાના પૌત્ર અંશુમાન, અને એના પુત્ર દિલીપનો તે પુત્ર. એણે વનમાં જઇ ગંગાનું તપ કરી પોતાના પૂર્વજો જે કપિલ મુનિના ક્રોધાગ્નિથી બળી મુઆ હતા, તેઓનો ઉદ્ધાર કરવા ગંગાજીને સ્વર્ગમાંથી નીચે આણ્યાં હતાં. આવો ભારે પ્રયત્ન કોઈ કરે ત્યારે તેણે ભગીરથ પ્રયત્ન કર્યો એમ કહેવાય.

**क.**

**"તેની ત્રિશંકુના જેવી સ્થિતિ થઇ,"**

ત્રિશંકુ રાજાના જેવી. ત્રિશંકુ અયોધ્યાના સૂર્યવંશી રાજા હરિશ્ચન્દ્રનો પિતા. એણે સ્વર્ગ પ્રાપ્ત કરવા યજ્ઞ કરવા માંડયો, પણ કોઈ આવ્યું નહિ. ફક્ત વિશ્વામિત્ર ઋષિ આવ્યા હતા. આ ઉપરથી વિશ્વામિત્રે ક્રોધાયમાન થઈ પોતાના તપોબળથી ત્રિશંકુ રાજાને સ્વર્ગમાં મોકલ્યો. સ્વર્ગના ઇંદ્રાદિ દેવતાઓએ તેને નીચે ઢોળી પાડયો. એ વેળા પણ વિશ્વામિત્રે પોતાની શક્તિથી તેને નીચે આવતો અટકાવ્યો. આથી રાજા આકાશ અને પૃથ્વી વચ્ચે લટકતો રહ્યો. આ પ્રકારની જેની સ્થિતિ થઇ હોય તે બતાવવાને માટે આ શબ્દનો પ્રયોગ થાય છે.

ड.

**"હિન્દે પરદેશી કાપડનો બોયકોટ કર્યો."**

બોયકોટ નામના માણસનો જેવો અસહકાર કર્યો હતો તેવોજ પરદેશી કાપડનો. આઇરીશ લેન્ડ લીગે કેપ્ટન બોયકોટ નામના માણસને પોતાની સંસ્થામાંથી બહિષ્કૃત કરેલો, તે ઉપરથી આ શબ્દ યોજાયો છે. કોઇપણ માણસની સાથે લોકોનો સમૂહ, સંસ્થા, અગર સમાજ સંબંધ રાખવા ના પાડે, તો તેવા વર્તન માટે આ 'બોયકોટ' શબ્દ વપરાય છે.

ढ.

**"તેણે અફલાતુન કામ કર્યું."**

અફલાતુનના જેવું. અફલાતુન એક પ્રખ્યાત વિદ્વાન થઈ ગયો છે. અંગ્રેજીમાં તેને પ્લેટો કહે છે. એ એરિસ્ટોટલનો ગુરુ અને સોક્રેટીસનો શિષ્ય હતો. ઘણા ચાલાક અને હોશિઆર માણસને કહે છે કે "એ તો અફલાતુન છે," "બુદ્ધિમાં અફલાતુન જેવો છે," "મોટો અફલાતુન થઈને આવ્યો છે." વગેરે.

**૩૭. પર્યાયશબ્દાર્થભેદ:**—એકજ શબ્દના ઘણા પર્યાય—મળતા અર્થના શબ્દો હોય છે. આ પર્યાય શબ્દો બારિકાઈથી તપાસતાં તેમના અર્થમાં પણ ભેદ હોય છે. આ અર્થભેદ સમજી લેવાથી નિબંધ લખવામાં યોગ્ય શબ્દપ્રયોગ થઈ શકશે. નીચેના પર્યાય શબ્દોના અર્થમાં રહેલો ભેદ તપાસો:—

अ. **સ્તુતિ-પ્રાર્થના**—ગુણ, સ્વભાવ ને કર્મનાં જે વખાણ કરીએ, શક્તિનું વર્ણન કરીએ, ઐશ્વર્ય બતાવી આપીએ એ સ્તુતિ કહેવાય; અને જીવનને કલ્યાણકારક વસ્તુ કે પ્રેરણાની માગણી કરીએ તે પ્રાર્થના કહેવાય.

ब. **સભ્યતા-વિવેક**—સભામાં બેસવા લાયક ગુણ તે સભ્યતા કહેવાય; અને સારાસાર પારખવાની મનની શક્તિ તે વિવેક કહેવાય.

क. **કોટ-કિલ્લો**—ગામ કે શહેરની આજુબાજુ રક્ષણને માટે જે દિવાલ ચણી લેવામાં આવી હોય તેને કોટ કહેવાય, અને પર્વત ઉપર કુદરતી રક્ષણ મળે એવા સ્થળમાં જે મકાન બાંધ્યું હોય તે કિલ્લો કહેવાય.

ड. **મંત્રી-પ્રધાન**—રાજકાજનાં કામોની જે મંત્રણા કરે, બુદ્ધિથી વિચાર કરે, અને સાચી નીતિ જાહેર કરે, તે મંત્રી કહેવાય; અને રાજ્યનીતિને અમલમાં મૂકી સારી રીતે રાજ્યવહીવટ ચલાવે તે પ્રધાન કહેવાય.

इ. **ધન-પૈસો**—સ્થાવરજંગમ તમામ જાતની મનુષ્યને ઉપયોગી મિલ્કત તે ધન કહેવાય, અને રોકડ નાણું હોય તે પૈસો કહેવાય.

---

## પ્રકરણ ૬ઠ્ઠું.

---

### જોડણી.

**૩૮. જોડણી વિષે સામાન્ય**—આપણે આપણા વિચાર વાકયથી જણાવીએ છીએ. આ વાકય શબ્દોનું બનેલું હોય છે. જો વાકયના આ શબ્દો અશુદ્ધ હોય તો તેમાંથી ધારેલો અર્થ તરત નીકળી આવતો નથી. કોઈ વખત તો સમજી શકાતું પણ નથી. આ કારણથી બોલતી વખતે શબ્દના ઉચ્ચાર ઉપર અને લખતી વખતે તેની જોડણી ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે.

ભાષામાં વપરાતા શબ્દોના ઉચ્ચાર અને જોડણીમાં કાળક્રમે અનેક ફેરફાર થયાં કરે છે. તેથી ચાલુ જમાનામાં ઠીક ઠીક ગુજ-

રાતી લખી બોલી જાણનારા શિષ્ટ પુરુષોની જોડણી માન્ય ગણી શકાય. આથી તેમને અનુસરવું જોઈએ.

જોડણીની બાબતમાં ઘણી મુશ્કેલીઓ છે, પરંતુ મન પર લઈએ તો તે દૂર કરી શકાય. જોડણી શુદ્ધ કરવા માટે નીચેની બાબતો ખાસ ધ્યાનમાં રાખવીઃ—

**૧. જ્યારે જરૂર પડે ત્યારે તરત જોઈ શકાય, એટલા માટે હમેશાં શબ્દકોષ પાસેજ રાખવો.**

**૨. જે શબ્દોની જોડણીમાં ભૂલ થાય એવો સંભવ હોય, તેવા શબ્દોની નોંધ કરી રાખવી અને તે ફરી ફરીને લખી જવા.**

**૩. જોડણીના નિયમો મોઢે રાખવા; તેમજ તે નિયમો લાગુ પાડવાની ટેવ રાખવી.**

**૪. શબ્દોના ઉચ્ચાર ઉપર ધ્યાન આપવું. ઉચ્ચાર અશુદ્ધ થાય તો જોડણીમાં પણ ભૂલ થવાનો સંભવ રહે છે.**

**૫. જોડણી શુદ્ધ લખવામાં વ્યુત્પત્તિજ્ઞાન અતિ ઉપયોગી છે.**

**૬. પુસ્તક વાંચતી વખતે તેમાંના શબ્દોની જોડણી ઉપર ખાસ ધ્યાન આપવું.**

**૩૯. જોડણીના સહજ ફેરફારથી થતો અર્થભેદ**—કેટલાક શબ્દો એવા હોય છે કે જોડણી લખવામાં જો સહેજ ફેરફાર થઇ જાય તો શબ્દનો અર્થ ફેરવાઈ જાય છે. આવા શબ્દોની જોડણી લખવામાં બહુ ચોકસ રહેવું. આવા કેટલાક શબ્દો નીચે આપ્યા છે.

**દિન : દીન** :— દિન—દિવસ અને દીન–ગરીબ.
**દ્વિપ : દ્વીપ** :— દ્વિપ—હાથી અને દ્વીપ-બેટ.
**શંકર : સંકર** :— શંકર—મહાદેવ અને સંકર–મિશ્રણ.
**કુળ : કૂળ** :— કુળ—વંશ અને કૂળ-કાંઠો, કિનારો.
**શૂર : સૂર** :— શૂર—બહાદુર અને સૂર–અવાજ.
**દીલ : ડીલ** :— દીલ—અંતઃકરણ અને ડીલ—શરીર.
**સારૂં : સારૂ** :— સારૂં—ઠીક અને સારૂ–માટે.
**વૃત્ત : વ્રત** :— વૃત્ત—લીટી અને વ્રત-નિયમ.
**ચિંતા : ચિતા**:— ચિંતા—ફીકર અને ચિતા-લાકડાંની ચેહ.
**વધુ : વધૂ** :— વધુ-વધારે અને વધૂ–વહુ.

**૪૦ જોડણીના નિયમો**—ગુજરાતી ભાષા સંસ્કૃત ઉપરથી ઉતરી આવેલી છે, એટલે તેમાં ઘણા સંસ્કૃત શબ્દો મૂળરૂપે તેમજ વિકૃતરૂપમાં વપરાય છે. એ ઉપરાંત અરબી, ફારસી, અંગ્રેજી વગેરે ભાષાઓના શબ્દો પણ ગુજરાતીમાં વપરાય છે. એ શબ્દોની જોડણીના સંબંધમાં વિદ્વાનોના ઘણા મતભેદ જોવામાં આવે છે. ગુજરાત વિદ્યાપીઠ તરફથી નક્કી થએલા જોડણીના નિયમો વિદ્વાનોમાં લગભગ માન્ય થઈ પડેલા છે. અભ્યાસકોની જાણ માટે એ નિયમો આપવામાં આવ્યા છે.

## ગુજરાત વિદ્યાપીઠના જોડણીના નિયમો:—

### તત્સમશબ્દો.

૧. સંસ્કૃત તત્સમ શબ્દોની જોડણી મૂળ પ્રમાણે કરવી. ઉદા. મતિ; ગુરુ; વિદ્યાર્થિની.

૨. ભાષામાં તત્સમ તથા તદ્ભવ બંને રૂપો પ્રચલિત હોય તો બંને સ્વીકારવાં. ઉદા૰ કઠિન–કઠણ; રાત્રિ–રાત; દશ–દસ; કાલ–કાળ; નહિ–નહીં; દૂબહૂ–આબેહૂબ; ફર્શ–ફરસ.

૩. જે વ્યંજનાંત તત્સમ શબ્દો ગુજરાતી પ્રત્યયો લેતા હોય તેમને અકારાન્ત ગણીને લખવા. ઉદા૰ વિદ્વાન, જગત, પરિષદ.

આ નિયમ અંગ્રેજી, ફારસી, આરબી વગેરે ભાષાના શબ્દોને પણ લાગુ પડે છે.

૪. પશ્ચાત્, કિંચિત્, અર્થાત્, કવચિત્, એવા શબ્દો એકલા આવે અથવા બીજા સંસ્કૃત શબ્દોની સાથે સમાસમાં આવે ત્યારે વ્યંજનાન્ત લખવા. ઉદા૰ કિંચિત્કર; પશ્ચાત્તાપ.

આવાં અવ્યયો પછી જ્યારે જ આવે ત્યારે તેમને વ્યંજનાન્ત ન લખવાં. ઉદા૰ કવચિતજ.

૫. આરબી, ફારસી તથા અંગ્રેજી ભાષાના શબ્દો લખતાં તે તે ભાષાના વિશિષ્ટ ઉચ્ચારો દર્શાવવા ચિહ્નો ન વાપરવાં, ઉદા૰ ખિદમત, વિઝિટ, નજર.

૬. એ તથા ઓના સાંકડા તથા પહોળા ઉચ્ચારની ભિન્નતા દર્શાવવા ચિહ્નો વાપરવાં નહિ. પરંતુ અંગ્રેજી શબ્દોના એ ઓના ઉચ્ચારમાં ભ્રાંતિ ન થાય માટે, તે દર્શાવવા ઊંધી માત્રાનો ઉપયોગ કરવો. ઉદા૦ કૉફી, ઑગસ્ટ, કૉલમ.

૭. અનુસ્વારના ભિન્ન ભિન્ન ઉચ્ચારો દર્શાવવા ચિહ્નો વાપરવાં નહિ.

નોંધ—શક્ય હોય ત્યાં અનુસ્વારના વિકલ્પમાં અનુનાસિકો વાપરી શકાય. ઉદા૦ અંત, અન્ત; દંડ, દણ્ડ; સાંત; સાન્ત, બેંક, બેન્ક.

## હશ્રુતિ તથા યશ્રુતિ

૮. બહેન, વહાણું, વહાલું, પહોળું, મહાવત, શહેર, મહેરબાન મહાવરો, મહોર જેવા શબ્દોમાં તથા કહે, રહે, પહેર, પહોંચ જેવા ધાતુઓમાં હ જુદો પાડીને લખવો.

૯. નાનું, મોટું, બીક, સામું, ઊનું, મોર (આંબાનો) મોં, મોવું (લોટને), જ્યાં, ત્યાં, ક્યારે, જ્યારે, ત્યારે, મારું, તમારું, તારું, તેનું, અમારું, આવું વગેરેમાં હકાર ન દર્શાવવો—

એટલે કે, હ જ્યાં દર્શાવવો ત્યાં જુદો પાડીને દર્શાવવો; અને ન દર્શાવવો ત્યાં મુદ્દલ ન દર્શાવવો. હ ને આગલા અક્ષર સાથે જોડવો નહિ.

૧૦. નાહ, ચાહ, સાહ, મોહ, લોહ, દોહ, કોહ, સોહ એ ધાતુઓને અનિયમિત ગણી તેમનાં દર્શાવ્યા પ્રમાણે રૂપો સાધિત કરવાં.

નાહઃ—નાહું છું; નાહીએ છીએ; નહાય છે; નાહો છો; નાહ્યો, -હ્યા,-હી,-હ્યું,-હ્યાં; નાહીશ; નાહીશું; નહાશો; નહાશે; નહાતો,-તી,-તું; નાહનાર; નાહવાનો અથવા નાવાનો; નાહેલો,-લી,-લું; નહા; નહાજે; નાહવું.

નવડા(-રા)વવું; નવાવું; નવાય; નાવણ; નાવણિયો; નવેણ; નવાણ.

ચાહઃ—ચાહું છું; ચાહીએ છીએ; ચાહે છે; ચાહો છો; ચાહ્યો,-હ્યા,-હી,-હ્યું,-હ્યાં; ચાહીશ; ચાહીશું; ચાહશે; ચાહશો; ચહાત;

ચાહતો,-તી,-તું; ચાહનાર; ચાહવાનો; ચાહેલો,-લી,-લું; ચાહ; ચાહજે; ચાહવું.

ચહવડા(-રા)વવું; ચહવાવું, ચહવાય એ રૂપો શકય અને વ્યાકરણદષ્ટિએ પ્રામાણિક લાગે છે, પણ આવા પ્રયોગો પ્રચલિત નથી.

સાહ:—ચાહ પ્રમાણે.

સવડા(-રા)વવું; સવાવું; સવાય.

મોહ:—મોહું છું; મોહીએ છીએ; મોહે છે; મોહો છો; મોહ્યો,-હ્યા,-હી,-હ્યું,-હ્યાં; મોહીશ; મોહીશું; મોહશો; મોહત; મોહતો,-તી,-તું; મોહનાર; મોહવાનો; મોહેલો,-લી,-લું; મોહ; મોહજે; મોહવું.

મોહડા(-રા)વવું; મોહવું; મોહાય.

લોહ:—લોહું છું; લોહીએ છીએ; લુહે છે; લુહો છો; લોહ્યો,-હ્યા,-હી,-હ્યું,-હ્યાં; લોહીશ; લોહીશું; લોહશે; લોહશો; લોહત; લોહતો,-તી,-તું; લોહનાર; લોહવાનો અથવા લોવાનો; લોહેલો,-લી,-લું; લોહ; લોહજે; લોહવું.

લોવડા(-રા)વવું; લોવાય; લોવણિયું.

દોહ:—દોહું છું; દોહીએ છીએ; દુહે છે; દુહો છો; દોહ્યો,-હી,-હ્યું,-હ્યા,-હ્યાં; દોહીશ; દોહીશું; દોહશે; દોહશો; દુહત અથવા દોહત; દોહતો,-તી,-તું; દોહનાર; દોહવાનો અથવા દોવાનો; દોહેલો,-લી,-લું; દોહ; દોહજે.

દોવડા(-રા)વવું; દોવાવું; દોવણ; દોણી.

કોહ:—મોહ પ્રમાણે.

કોવડા(-રા)વવું; કોવાવું; કોવાય; કોહપણ; કોહવાણ; કોહવાટ.

સોહ:—મોહ પ્રમાણે.

૧૧. કેટલાક ઢને બદલે હ અને ડ છૂટા પાડીને લખે છે. જેમ કે, કહાડવું, વહાડવું, તેમ ન લખતાં કાઢ, વાઢ, કઢી, ટાઢ, અઢાર, કઢવું એમ લખવું, પરંતુ લડવું, દાઢમ ન લખતાં લડવું, દાડમ એમ લખવું. ચડવું, ચઢવું બંને માન્ય ગણવાં.

૧૨. કેટલાક શબ્દોના ઉચ્ચારમાં ગુજરાતના કેટલાક ભાગમાં યશ્રુતિ થાય છે. ઉદા૦ જાત્ય, આંખ્ય, લાવ્ય, લ્યો, દ્યો, ઇ૦. પણ તે લખવામાં દર્શાવવાની જરૂર નથી. જાત, આંખ, લાવ, લો, દો એમજ લખવું.

**તદ્‌ભવ શબ્દો**

૧૩. અલ્પપ્રાણ અને મહાપ્રાણ સંયુક્ત હોય એવા તદ્‌ભવ શબ્દોમાં મહાપ્રાણનું દ્વિત્વ કરવું. ઉદા. ચોખ્ખું, ચિઠ્ઠી, પથ્થર, ઝબ્ભો ઓઢ્ઢો, સુદ્ધાં, સભ્ભર. પણ ચ તથા છનો યોગ હોય તો ચ્છ લખવું છ્છ નહિ. ઉદા૦ અચ્છેર, પચ્છમ, અચ્છુ.

૧૪. કેટલાક શબ્દોમાં ( ઉદા. પારણું, બારણું, શેરડી, દોરડું, ખાંડણી, દળણું, ચારણી, શેલડી, ) ર, ડ, ળ, લ ને બદલે ય ઉચ્ચાર થાય છે; ત્યાં મૂળ રૂપજ લખવું.

૧૫. અનાદિ શ ના ઉચ્ચારની બાબતમાં કેટલાક શબ્દોમાં પ્રાંતિક ઉચ્ચારભેદ છે. ઉદા. ડોશી–ડોસી; માશી–માસી; ભેંશ–ભેંસ; છાશ–છાસ; બારશ–બારસ; એંશી–એંસી. આવા શબ્દોમાં શ અને સ નો વિકલ્પ રાખવો.

૧૬. શક, શોધ, શું, માં રૂઢ શ રાખવો; પણ સાકરમાં સ લખવો

૧૭. વિશે અને વિષે એ બંને રૂપો ચાલે.

૧૮. તદ્‌ભવ શબ્દોમાં અંત્ય ઈ તથા ઉ, સાનુસ્વાર કે નિરનુસ્વાર, એ અનુક્રમે દીર્ઘ અને હ્રસ્વ લખવાં, ઉદા૦ ઘી; છું; શું; તું; ધણી; વીંછી; અહીં; દહીં; પિયુ; લાડુ; જુદું.

નોંધ—સામાન્ય રીતે ગુજરાતીમાં રુ અથવા રુ લખવાનો રિવાજ નથી. રૂ વિશેષ પ્રચલિત છે. પરંતુ જ્યાં નિયમ પ્રમાણે હ્રસ્વ રુ લખવાનું હોય ત્યાં રુ અથવા રુ લખવું. ઉદા૦ છોકરું–છોકરું; બૈરું–બૈરું.

અપવાદ—એકાક્ષરી શબ્દોમાં નિરનુસ્વાર ઊ દીર્ઘ લખવો ઉદા૦ જૂ, લૂ, થૂ, ભૂ, છૂ.

૧૯. અનંત્ય ઈ તથા ઊ પર આવતા અનુસ્વારનો ઉચ્ચાર પોચો થતો હોય ત્યારે ઈ કે ઊ દીર્ઘ લખવાં. ઉદા૦ ઈંડું; હીંડાડ; ગૂંચવાવ; સીંચણિયું; પીંછું, લૂંટ; પૂંછડું; વરસૂંદ; મીંચામણું.

અપવાદ—કુંવારું, કુંભાર, કુંવર, કુંવરી, સુંવાળું.

૨૦. શબ્દમાં આવતા યુક્તાક્ષરથી જ્યાં આગલા સ્વરને થડકો લાગતો હોય ત્યાં ઈ કે ઊ જે હોય તે હ્રસ્વ લખવો. અનુસ્વારનો ઉચ્ચાર અનુનાસિક જેવો થતો હોય ત્યાં યુક્તાક્ષર ગણવો. ઉદા૦ કિસ્તી, શિસ્ત, કુક્કર, જુસ્સો, ચુસ્ત, છેતરપિંડી, જિંદગી, જિંગોડી લુંગી, હુંદ, તુંડાઈ.

નોંધ—સામાન્ય રીતે ગુજરાતીમાં જિ લખવાનો રિવાજ નથી. જી જ વિશેષ પ્રચલિત છે. પરંતુ જ્યાં નિયમ પ્રમાણે હ્રસ્વ જિ લખવાનું હોય ત્યાં જિ લખવું. ઉદા૦ જિંદગી; જિતાડવું; જિવાડવું.

૨૧. જ્યાં વ્યુત્પત્તિને આધારે જુદી જોડણી ન થતી હોય (જેમ કે ઉદતું, ડિલ) તેવા બે અક્ષરના શબ્દોમાં ઉપાંત્ય ઈ તથા ઊ દીર્ઘ લખવાં. ઉદા૦ ચૂક, થૂઈ, તૂત, ઝૂલો, ઝીણું, જીનો.

અપવાદ—સુધી, દુખ, જુદું, જુઓ.

નોંધ—મુકાવું, ભુલાવું, મિચાવું, એવાં કર્મણિરૂપોમાં હ્રસ્વ થાય છે. જુઓ નિયમ ૨૪ મો.

૨૨. જ્યાં વ્યુત્પત્તિને આધારે જુદી જોડણી ન થતી હોય (જેમ કે, ઉપર, ચુગલ, કુરતું, મુગટ, અંગુર) તેવા બેથી વધારે અક્ષરના શબ્દોમાં ઇ કે ઉ પછી લઘુ અક્ષર આવે તો તે દીર્ઘ લખવાં, અને ગુરુ અક્ષર આવે તો તે હ્રસ્વ લખવાં. ઉદા૦ ખુશાલ, નીકળ, મૂલવ, વિમાસ, મજૂર, ખેડૂત, દુકાળ, સુતાર, તડૂક, કિનારો, ભુલાવ, મિચાવ, તડુકાવ.

અપવાદ—વિશેષણ પરથી થતાં નામો તેમજ નામ પરથી બનતાં ભાવવાચક નામોમાં મૂળ શબ્દની જોડણી કાયમ રાખવી.

ઉદા૰ ગરીબ–ગરીબાઈ; વકીલ–વકીલાત; ચીકણું–ચીકણાઇ; ચીકાશ; મીઠું–મીઠાશ; મીઠાણ; જૂઠું–જૂઠાણું; પીળું–પીળાશ; ઝીણું–ઝીણવટ.

નોંધ—વેધી–વેધિત્વ, અભિમાની–અભિમાનિત્વ, એવા શબ્દો તત્સમ સંસ્કૃત હોઈ ફેરફાર કરવામાં આવે છે.

અપવાદ ૨–કેટલાક શબ્દો બોલતાં ઉપાંત્ય અક્ષર ઉપર ભાર આવે છે ત્યાં ઈ કે ઊ જે હોય તે દીર્ઘ કરવાં. ઉદા૰ ગોટીલો, દાગીનો, અરડૂસો, દંતૂડી વગેરે.

નોંધ:—જેમાં આ જાતનો ભાર નથી આવતો એવા શબ્દો ટહુકો, ફુઉડી, મહુડું.

૨૩. ચાર અથવા તેથી વધારે અક્ષરના શબ્દોમાં આદિ ઈ કે ઊ હ્રસ્વ લખવાં. ઉદા૰ મિજલસ, હિલચાલ, કિલકિલાટ, ખિસકોલી, ટિપણિયો, ટિટિયારો, ટિચકારી.

વિકલ્પ–ગુજરાત–ગૂજરાત

નોંધ. ૧.—આ જાતનો શબ્દ સમાસ હોય તો સમાસના અંગભૂત શબ્દોની જોડણી કાયમ રાખવી. ઉદા૰ ભૂલથાપ; બીજવર; હીણકમાઉ; પ્રાણીવિદ્યા; સ્વામીદ્રોહ; મીઠાબોલું.

નોંધ. ૨.—કૂદાકૂદ, બૂમાબૂમ, ભુલભુલામણી, એવા દ્વિર્ભાવથી થતા શબ્દોમાં દ્વિર્ભાવ પામતા પદની જોડણીજ કાયમ રાખવી.

૨૪. પ્રાથમિક શબ્દો પરથી ઘડાતા શબ્દોમાં તથા ધાતુના પ્રેરક અને કર્મણિપ્રયોગનાં રૂપોમાં પ્રાથમિક શબ્દ અથવા ધાતુની મૂળ જોડણી કાયમ ન રાખતાં ઉપર કલમ ૨૧, ૨૨, ૨૩, ૨૪, પ્રમાણે જોડણી કરવી. ઉદા૰ ભૂલ–ભુલામણી, શીખ–શિખાઉ, શિખામણ; નીકળ–નિકાલ; ઊઠ–ઊઠાવું, ઉઠાડ–ઉઠાવ, ઉઠમણું; મૂક–મુકાણ; મુકાવું, મુકાવવું; ચૂંથવું, ચૂંથાવું; ચૂંથાવવું; કિંગલાણ, કિંગલાવું, કિંગલાવવું.

નોંધ—ધાતુના અક્ષરો ગણવામાં તેનું સામાન્ય કૃદંતનું રૂપ નહિ,

પણ મૂળ રૂપ લેવું. જેમ કે, ઊથલ (વું), મૂલવ (વું); ઉથલાવ (વું); તડૂક (વું), તડુકાવ (વું), તડુકા (વું).

અપવાદ ૧—કર્મણિરૂપોને નિયમ ૨૧ માં અપવાદ ગણી હ્રસ્વ કરવાં. જેમકે, મિચા(વું), મુકા(વું), ભુલા(વું).

અપવાદ ૨—ક્રિયાપદનાં કૃદંતરૂપોમાં મૂળ જોડણીજ કાયમ રાખવી. જેમ કે, ભૂલનાર, ભૂલેલું, ભુલાવનાર; ભુલાયેલું; મૂકનાર, મૂકેલું; મુકાયેલું; મુકાવનાર; મુકાવડાવેલું.

૨૫. શબ્દના બંધારણમાં ઈ પછી સ્વર આવતો હોય તો તે ઇ ને હ્રસ્વ કરી સ્વરની પહેલાં ય ઉમેરીને લખવું. ઉદા૦ દરિયો, કડિયો, રેંટીયો, ફડિયો, ધોતિયું, માળિયું, કાઠિયાવાડ, પિયર, મહિયર, દિયર, સહિયર, પિયુ.

અપવાદ—પીયો; તથા જુઓ પછીનો નિયમ. વિકલ્પ–પિયળ –પિયળ.

૨૬. વિભકિત કે વચનના પ્રત્યયો લગાડતાં કે સમાસ બનાવતાં શબ્દની મૂળ જોડણી કાયમ રાખવી. ઉદા૦ નદી–નદીઓ, નદીમાં ઈ૦ સ્ત્રી–સ્ત્રીઓ, સ્ત્રીને ઈ૦ ખૂબી–ખૂબીઓ. બારીબારણાં.

૨૭. **क.** કરીએ, છીએ, ખાઈએ, ધોઇએ, સૂઈએ, જોઇએ, હોઈએ, મારીએ, એવાં ક્રિયાપદનાં રૂપો બતાવ્યા પ્રમાણે લખવાં. પણ થયેલું, ગયેલું, સચવાયેલું, એવાં રૂપો દર્શાવ્યા મુજબ લખવાં.

**ख.** જુવો, ધુવો નહિ, પણ જુઓ, ધુઓ લખવું, તેમજ ખોવું, રોવું, જેવાં ઓકારાન્ત ધાતુઓમાં ખુઓ, રુઓ લખવું. અને જુએ છે, ધુએ છે, ખુએ છે, રુએ છે, જોયેલું, જોતું, ખોયેલું, ખોતું, ધોયેલું, ધોતું વગેરે રૂપો દર્શાવ્યા મુજબ લખવાં.

**ग.** સૂવું, પીવું જેવાં ક્રિયાપદોમાં સૂએ છે, સૂઓ, સૂતું, સૂતેલ, સૂનાર, અને પીએ છે, પીઓ, પીતું, પીધેલ, પીનાર એ પ્રમાણે લખવું.

૨૮. પૈસો, ચૌટું, પૈડું; રવૈયો એમ લખવું. પણ પાઇ, પાઉંડ, ઊડઇ, સઈ એવા શબ્દો દર્શાવ્યા પ્રમાણે લખવા.

૨૯. સજા, જિંદગી, સમજ એમાં જ; તથા ગોઝારું; મોઝારમાં ઝ અને સાંજ–ઝ, મજા–ઝા એમ લખવું.

૩૦. આમલી–આંબલી, લીમડો–લીંબડો, તૂમડું–તૂંબડું, કામળી કાંબળી, ડામવું–ડાંભવું, પૂમડું–પૂંભડું, ચાંલ્લો–ચાંદલો, સાલ્લો–સાડલો એ બંને રૂપો ચાલે.

૩૧. કહેવડાવવું–કહેવરાવવું, ગવડાવવું–ગવરાવવું, ઉડાડવું–ઉરાડવું, બેસાડવું–બેસારવું, જેવાં પ્રેરકરૂપોમાં ડ અને ર નો વિકલ્પ રાખવો.

૩૨. કવિતામાં નિયમનુસાર જોડણી વાપરી હ્રસ્વ દીર્ઘ બતાવનારાં ચિહ્નો વાપરવાં.

૩૩. જે શબ્દોની જોડણી કે ઉચ્ચારને વિષે એકરૂપતા ચાલતી હોય તે શબ્દોની, ઉપરના કોઈ નિયમો અનુસાર જુદી જોડણી થતી હોય છતાં, પ્રચલિત જોડણી કાયમ રાખવી. ઉદા૦ મુજ, તુજ, ટુકડો, ટુચકો, મુજબ; પૂજારી, મુદત, કુમળું, કુસકી, ગુટકો, કુલડી.

**૪૧. સંસ્કૃત તત્સમ શબ્દો:**—ગુજરાતી ભાષા સંસ્કૃત ઉપરથી ઉતરી આવેલી છે, તેથી કેટલાક શબ્દો મૂળ સંસ્કૃત ભાષામાં વપરાય છે, તેજ સ્વરૂપમાં ગુજરાતી ભાષામાં દાખલ થયા છે. આવા શબ્દો તત્સમ કહેવાય છે. તત્સમ એટલે તેમાં (મૂળમાં) જેવા છે તેવાજ. આ તત્સમ શબ્દોની જોડણી મૂળ પ્રમાણે કાયમ રાખવી. જોડણીની દૃષ્ટિએ કેટલાક તત્સમ શબ્દો નીચે આપવામાં આવ્યા છે તે ધ્યાનમાં રાખવા:—

| | | | | |
|---|---|---|---|---|
| અકલિત | અજીર્ણ | અદ્વિતીય | અનભિજ્ઞ | અનીતિ |
| અક્ષિ | અંજલિ | અધોગતિ | અનસૂયા | અનુકૂલ |
| અખંડિત | અટવી | અધિક | અનાદિ | અનુચિત |
| અગણિત | અતિથિ | અધિપતિ | અનિત્ય | અનુયાયી |
| અગ્નિપરીક્ષા | અતિસાર | અધીન | અનિમિષ | અંતર્ધાન |
| અંગીકૃત | અદ્ભુત | અધીર | અનિલ | અંતરિક્ષ |
| અંગુલીમુદ્રા | અદ્યાપિ | અધીશ | અનિષ્ટ | અન્નપૂર્ણા |

| | | | | |
|---|---|---|---|---|
| અપૂર્વ | ઉત્પત્તિ | કુટુંબ | જીર્ણોદ્ધાર | ધન્વંતરિ |
| અપ્રતિમ | ઉદધિ | કુમુદિની | જીવન | ધર્મપત્ની |
| અભિમુખ | ઉદાસીન | કુલવધૂ | જ્યેષ્ઠ | ધાર્મિક |
| અભિરુચિ | ઉદ્દામ | કુલિશ | જ્યોત્સ્ના | ધિક્કાર |
| અભિષેક | ઉદ્ભિજ્જ | કુશલ | તિમિર | ધીરતા |
| અભિસારિકા | ઉન્નતિ | કૃતાર્થ | તિરસ્કાર | ધૂર્ત |
| અભ્યુદય | ઉપનિષદ્ | કૌતુક | તીર્થ | ધૂલિ |
| અરવિન્દ | ઉપવીત | કૌમુદી | તુમુલ | નન્દિની |
| અરુણ | ઉપાધિ | ક્ષત્રિયાણી | તૂલ | નાગરિક |
| અર્વાચીન | ઉલ્લંઘન | ક્ષીણ | તેજસ્વી | નાંદી |
| અવધિ | ઋષિ | ક્ષુધાતુર | ત્વરિત | નિઃસીમ |
| અવનતિ | એકાકી | ખચિત | દક્ષિણા | નિદ્રા |
| અશ્લીલ | ઐચ્છિક | ખની–નિજ | દરિદ્ર | નિધાન |
| અસ્થિ | ઐશ્વર્ય | ગંભીર | દર્શનીય | નિપુણ |
| આજીવિકા | ઐહિક | ગીતિ | દલિત | નિમિત્ત |
| આદિત્ય | ઔષધિ | ગીર્વાણ | દાંભિક | નિમંત્રણ |
| આધિ | કંચુકી | ગુરુકુલ | દારુણ | નિયમ |
| આધુનિક | કઠિન | ગૃહસ્થ | દિગ્દર્શન | નિરર્થક |
| આધ્યાત્મિક | કદલી | ગૃહિણી | દિગ્વિજય | નિરીક્ષણ |
| આપત્તિ | કદાપિ | ગોષ્ઠી–ષ્ઠિ | દિનચર્યા | નિરૂપણ |
| આવૃત્તિ | કનિષ્ઠ | ગ્રીષ્મ | દિવ્યાંગના | નિર્માણ |
| આશિષ્ | કપિલા | ગ્લાનિ | દીક્ષા | નિવૃત્તિ |
| આશ્રિત | કમંડલુ | ચક્રવર્તી | દીક્ષિત | નિશાચર |
| આસ્તિક | કર્મેન્દ્રિય | ચક્રપાણિ | દીપક | નિશ્રિત |
| આહુતિ | કર્મભૂમિ | ચંદ્રિકા | દીપાવલિ | નિષિદ્ધ |
| આહ્નિક | કલાનિધિ | ચમૂ | દીર્ઘસૂત્રી | નિષ્ઠા |
| ઇત્યાદિ | કલાપી | ચિકિત્સા | દૂષિત | નીતિ |
| ઇપ્સિત | કલ્લોલિની | ચિંતામણિ | દેદીપ્યમાન | નીલકંઠ |
| ઇષણા | કવીશ | ચિરંજીવ | દોષગ્રાહી | નૂપુર |
| ઉક્તિ | કાલરાત્રિ | જનની | દ્યુતિ | નૈવેદ્ય |
| ઉચ્છૃંખલ | કાલ્પનિક | જન્માષ્ટમી | દ્વિજ | નિષ્ઠુર |
| શ્વાસોચ્છ્વાસ | કિંચિત્ | જર્જરિત | દ્વિપ (હાથી) | પક્ષી |
| ઉજ્જવલ | કીર્તિ | જિજ્ઞાસુ | દ્વીપ (બેટ) | પતિત |
| ઉત્તીર્ણ | કુંઠિત | જીર્ણજ્વર | ધનિક | પદવી |

| | | | | |
|---|---|---|---|---|
| પરિણામ | ભામિની | યામિની | વિરલ | સમિતિ |
| પરિવર્તન | ભિક્ષુક | રજની | વિશુદ્ધિ | સમીક્ષા |
| પરિશિષ્ટ | ભીરુ | રમણીય | વિષ્ઠા | સંભાવિત |
| પાણિગ્રહણ | ભીષણ | રશ્મિ | વિસ્મિત | સરસ્વતી |
| પારિતોષિક | ભૂગોળ | રસિક | વીતરાગ | સરિતા |
| પાશ્ચાત્ય | ભૂદેવ | રહિત | વીર્ય | સાક્ષી |
| પિષ્ટપેષણ | ભૂપ | રીતિ | વ્યતીત | સારથિ |
| પુરોહિત | ભૂતળ | રુધિર | વ્યતીપાત | સીતા |
| પૌષ્ટિક | ભૂમિ | રૂઢિ | વ્યાધિ | સીમન્ત |
| પ્રકૃતિ | મંજૂષા | લાલિત્ય | શારીરિક | સુષુપ્તિ |
| પ્રતિકાર | મંજરી–રિ | લૌકિક | શર્વરી | સૂક્ષ્મ |
| પ્રતિજ્ઞા | મંજુલ | વનસ્પતિ | શશી | સૂચિ |
| પ્રતિધ્વનિ | મદિરા | વનિતા | શાર્દૂલ | સૂતપુત્ર |
| પ્રતિભા | મનસ્વી | વરિષ્ઠ | શિથિલ | સૂત્રધાર |
| પ્રતિષ્ઠા | મધુમક્ષિકા | વર્જિત | શિક્ષા | સૂર્યકાન્ત |
| પ્રવૃત્તિ | મયૂર | વર્ણસંકર | શિરીષ | સ્થિતિ |
| પ્રશસ્તિ | મલિન | વશીકરણ | શીઘ્ર | સ્થૂલ |
| પ્રસૂતિ | મહિલા | વાણિજ્ય | શીત | સ્નિગ્ધ |
| પ્રાચી | મહી | વિકરાલ | શીકર | સ્ફૂર્તિ |
| પ્રવીણ | માંગલિક | વિકટ | શીર્ષ | સ્વસ્તિક |
| પ્રાસ્તાવિક | મારુતિ | વિકાસ | શુશ્રૂષા | સ્વીકાર |
| પ્રાસંગિક | મિથ્યાદૃષ્ટિ | વિક્રય | શૂન્ય | હંસગામિની |
| બધિર | મિહિર | વિગ્રહ | ત્રિશૂલ | હરિત્ |
| બાલિશ | મીન | વિચક્ષણ | શ્રીમન્ત | હિમરશ્મિ |
| બિભીષણ | મીમાંસા | વિચિત્ર | સંક્ષિપ્ત | હીન |
| બીભત્સ | મુમુક્ષુ | વિદિત | સચ્ચિદાનંદ | હૃષીકેશ |
| બુદ્ધિ | યજ્ઞોપવીત | વિદૂષક | સંજીવન | હ્રસ્વ |
| ભગિની | યથાવિધિ | વિધુર | સંદિગ્ધ | |
| ભવદીય | યદિ | વિપરીત | સંતતિ | |
| ભાગીરથી | યાજ્ઞિક | વિભૂતિ | સતત | |

**૪૨. સંસ્કૃત તદ્ભવ શબ્દો:**—ગુજરાતી ભાષામાં ઘણા શબ્દ સંસ્કૃતમાંથી ફેરફાર થઈને આવ્યા છે. આવા શબ્દો તદ્ભવ

કહેવાય છે. આ શબ્દોની જોડણી ગુજરાતી ભાષાના જોડણીના નિયમોને અનુસરી લખવાની છે. ધ્યાનમાં રાખવા માટે કેટલાક શબ્દોની ટીપ મૂળ શબ્દ સાથે નીચે આપી છે:—

**वल्लि**–વેલ
**मसी**–મેસ
**गर्गरी**–ગાગર
**अधीन**–આધીન
**प्रतिच्छाया**-પડછાયો
**वारिद**–વાદળ
**परीक्षक**–પારેખ
**गर्भिणी**–ગાભણી
**शिथिल**–ઢીલું
**वृश्चिक**–વીંછી
**कठिन**–કઠણ
**विषम**–વસમું
**विक्रय**–વકરો
**विहीन**–વિહોણો
**दाडिम**–દાડેમ
**मनुष्य**–માણસ
**मुकुट**–મુગટ
**उज्ज्वलन**-અજવાળું
**पुरुषोत्तम**–પરસોતમ
**पुरोहित**–પરોત
**उत्सव**–ઓચ્છવ
**वैर**–વેર
**भूमि**–ભોંય
**कुद्दाल**–કોદાળો

**उच्छीर्षक**–ઓસીકું
**मौक्तिक**–મોતી
**यौवन**–જોબન
**औषध**–ઓસડ
**रौप्य**–રૂપું
**बिन्दु**–બુંદ
**कोलाहल**–કળાહોળ
**ऋण**–રણ
**मृत्तिका**–માટી
**पृथुल**–પહોળું
**शृंखला**–સાંકળ
**वृन्ताक**–વંતાક
**शृंगाल**–શિયાળ
**मातृगृह**–મહિએર
**पितृगृह**–પિહેર
**रीति**–રીત
**जिह्वा**–જીભ
**कुक्षि**–કૂખ
**रात्रि**–રાત
**विद्युत्**–વીજળી
**अक्षिन्**–આંખ
**कोकिल**–કોયલ
**मुष्टि**–મૂઠ
**पर्यंक**–પલંગ

**कर्पट**–કાપડ
**घट**–ઘડો
**घोटक**–ઘોડો
**बटुक**–બડવો
**वाटिका**–વાડી
**कच्छटिका**–કાછડી
**हरितकी**–હરડે
**वापी**–વાવ
**गोपाळ**–ગોવાળ
**दीप**–દીવો
**मंडप**–માંડવો
**विरूप**–વરવો
**गुड**–ગોળ
**तडाग**–તળાવ
**अट्टालिका**–અટારી
**ऋक्ष**–રીંછ
**नील**–લીલું
**निम्ब**–લીમડો
**कुमार**–કુંવર
**पाषाण**–પહાણ
**सुगमता**–સગવડ
**आम्र**–આંબો
**ताम्र**–તાંબું
**दर्भ**–ડાભ

पानीय–પાણી
ननान्दृ–નણંદ
कठिन–કઠણ
इन्धन–એંધરાં
कर्ण–કાન
अरण्य–રાન
कुम्भकार–કુંભાર
सुवर्णकार–સોની
चर्मकार–ચમાર
लोहकार–લુહાર
अन्धकार–અંધેર
शीतकालक–શિઆળો
राष्ट्रकूट–રાઠોડ
नारिकेल–નાળિએર
उष्णकालक–ઉનાળો
शाटिका–સાડી
वचन–વેણ
प्रतोली–પોળ
पिपासा–પ્યાસ
मयूर–મોર
यश–જશ
हरिद्रा–હળદર
नवरात्र–નોરતાં
अवलम्ब–ઓળંભો
धवल–ધોળું
कवल–કોળીઓ
सुपर्वन्–સપરમો
मेघ–મેહ

देवगृह–દહેરૂં
ग्रंथि–ગાંઠ
बधिर–બહેરો
दधि–દહીં
वधू–વહુ
धावक–ધોબી
वल्लभ–વહાલું
सुलभ–સહેલું
दुर्लभ–દોહેલું
श्याल–સાળો
परशु–ફરસી
अग्राह्य–અઘરૂં
कीलक–ખીલો
कोण–ખુણો
अश्रु–આંસુ
वक्र–વાંકું
मार्जार–માંજર
बिडाल–બિલાડી
दारिका–દીકરી
प्राघूर्णक–પરોણો
गुच्छ–છોગું
अधिक–અદકું
शब्द–સાદ
अग्नि–આગ
दर्दुर–દાદર
चन्द्र–ચાંદ

कण्टक–કાંટો
स्कन्ध–ખાંધ
चञ्चु–ચાંચ
शुष्क–સુકું
प्रस्तर–પત્થર
पुस्तक–પોથી
स्तम्भ–થાંભલો
उच्छिष्टम्–એંઠું
माघवृष्टि–માવઠું
एकस्थ–એકઠું
कुष्ट–કોઢ–ડ
निष्ठुर–નઠોર
बाष्प–બાફ
स्फोटक–ફોલ્લો
मक्षिका–માખી
क्षमा–ખમા
अंगरक्षक–અંગરખું
बुभुक्षा–ભૂખ
गवाक्ष–ગોખ
क्षुरिका–છરી
क्षीर–ખીર
क्षेत्र–ખેતર
ऋक्ष–રીંછ
अग्र–આગળ
सर्प–સાપ
व्याघ्र–વાઘ
कर्पास–કપાસ
बर्कर–બકરો

| | | |
|---|---|---|
| **खर्जूर**–ખજુર | **मधु**–મધ | **महाकष्ट**–માઠું |
| **शर्करा**–સાકર | **मस्तक**–માથું | **पटकुल**–પટોળું |
| **नृत्य**–નાચ | **हानि**–હાણ | **अभ्र**–આભ |
| **पक्व**–પાકું | **मातुलशाळा**–મોસાળ | **भानु**–ભાણ |
| **कर्तरी**–કાતર | **भवकष्ट**–ભાવટ | **श्रेष्ठ**–શેઠ |
| **गर्दभ**–ગધેડો | **विलग्न**–વળગી | **लक्ष्मी**–લખી |
| **श्वश्रू**–સાસુ | **आज्ञा**–આણ | **अधुना**–હમણાં |
| **श्लेष्म**–સળેખમ | **पंडित**–પંડ્યા | **द्युतकारी**–જુગારી |
| **व्याख्यान**–વખાણ | **त्रिवेदी**–ત્રવાડી | **प्रहर**–પહોર |
| **नम्र**–નરમ | **द्विवेदी**–દવે | **सार्थ**–સાથ |
| **रक्त**–રાતું | **मत्सर**–મચ્છર | **ज्वाला**–ઝાળ |

**૪૩. દેશ્ય શબ્દો:**—ગુજરાતી ભાષામાં કેટલાક શબ્દ એવા છે કે તે સંસ્કૃત નથી તેમજ સંસ્કૃતમાંથી આવેલા પણ નથી. તે શબ્દો આ દેશની મૂળ–અનાર્ય ભાષામાંથી આવેલા છે તે દેશ્ય શબ્દો કહેવાય છે. જેવાકે—

રોડું, બાચકો, ઝાંખરૂં, છી, ઢીંગલી, ખાબડું, ખોળિયું, ટીપું, ઝાડ, ચણોઠી, ઝડી, તમેણુ, ગંડેરી, બપૈયા, ભૂંડ, મુક્કો, બાબરી, બોકડો, બરૂ, ધુમસ, ઓસ, ઓરસીઓ, ઓઢણી, કડછી, કડીઓ, ખડકી, છાસ, ડુંગર, પેટ, હોડ, દાથરી, ટીંબલું, પોચકું, ડોબરૂં, ધાગો વગેરે.

ભાષામાં તદ્ભવ શબ્દ કયા અને દેશ્ય કયા તેનો નિર્ણય કરવો મુશ્કેલ છે. ઉપરના શબ્દોમાં કેટલાક તદ્ભવ પણ હશે. પણ કાળ-ક્રમે તેના સ્વરૂપમાં ઘણો ફેરફાર થઈ જવાથી તે દેશ્ય જેવા લાગતા હશે. પરંતુ એટલું તો ચોક્સ છે કે ગુજરાતી ભાષામાં દેશ્ય શબ્દો ઘણા મોટા પ્રમાણમાં છે.

**૪૪. અરબી શબ્દો:**—જુના વખતમાં આરબ લોકોનો ગુજરાત સાથે વેપાર ને રાજ્યનો સંબંધ હોવાને લીધે કેટલાક અરબી

શબ્દો ગુજરાતી ભાષામાં દાખલ થયા છે. એમાંના કેટલાક વિકાર પામીને ગુજરાતી ભાષામાં પ્રચાર પામ્યા છે અને રૂઢ થયા છે. આ શબ્દો હાલ જેવા સ્વરૂપમાં છે તેવાજ કાયમ રાખવા. નીચે કેટલાક શબ્દો જાણવા ખાતર આપ્યા છેઃ—

અકસીર
અજાયબી
અફીણ
અમીન
અમીરી
અલમસ્ત
અલાહિદા
અવેજી
અશરફી
અશરાફ
આસામી
અસીલ
આફીન
આજીજી
આડતીયા
આદમી
આબેહુબ
આલીશાન
આશક
ઇજ્જત
ઈતબાર
ઈતરાજી
ઈનકાર
ઈનામ
ઈન્તેજાર
ઈન્સાફ
ઈમારત
ઈમારતી
ઈલ્કાબ

ઈલ્મી
ઇલાકો
ઇશારત
ઇમાનદારી
ઇસ્વીસન
એનઘેન
એલચી
ઓદ્ધો
ઓલિયા
કત્લેઆમ
કફની
કબીલો
કબુલ
કસુર
કિતાબ
કિલ્લો
કિસ્મત
કિસ્સો
કીમીઓ
કીરમજી
કુતુબ
કુદરત
કુમાશ
કુરઆન
કુલ્લ
કુજો
કુઓ

ખમીર
ખરીફ
ખિતાબ
ખુમારી
ખુરશી
ખુલાસો
ખેરીયત
ખાસીયત
ગરીબ
ગલેફ
ગલ્લો
ગુલામ
ગુસ્સો
ગોથું
જજીઓ
જરૂરિઆત
જલદ
જલસો
જવાબ
જવાહીર
જહાનમ
જહાજ
જામીન
જાસુસ
જાહેરાત
જ્યાફત
જિલ્લો
જુઆળ
જૂજ

જુલાબ
જુસ્સો
જોહુકમી
ઝનુની
ઝવેર
ઝબ્બો
ડમાક
તકદીર
તકલીદી
તકલીફ
તકસીર
તફીઓ
તગાવી
તજવીજ
તદબીર
તપસીલ
તબીબ
તબીયત
તમાશો
તરકીબ
તરજુમો
તરીકે
તલાક
તસવીર
તસ્દી
તહકુબ
તાકીદ
તાજુબ
તારીખ

તારીજ
તારીફ
તાલીમ
તાલુકો
તાવીજ
દરજ્જો
દલીલ
દુવા
નકશી
નકશો
નક્કી
નકીબ
નગદ
નજરાણું
નસીબ
નામોશી
નિખાલસ
નુકતો
નૂર
નૈયત
ફકીર
ફાનસ
ફાની
ફામ
ફારગતી
ફીકર
ફીતુર
ફીદવી
ફુવારો

| | | | | |
|---|---|---|---|---|
| ફુરસદ | મશહુર | મુદ્દો | રૂશવત | શરીફ |
| ફેંસલો | મસ્જિદ | મુનશી | રેશમ | શરૂઆત |
| ફંદ | માફી | મુનસફ | લતીફો | શામેલ |
| બખીલ | માફો | મુનાસબ | લકુમો | શાહેદી |
| બજાજ | મામલતદાર | મુનીમ | લિફાફો | શીલક |
| બાતમી | માયનો | મુબારક | લવાજમ | શિરોઈ |
| બીલકુલ | માલમ | મુરબ્બી | વકીલાત | શિવાય |
| બુરજ | મિલ્કત | મુરાદ | વકી | શેતરંજ |
| બુલબુલ | માલિક | મુલકી | વક્કર | શેતાન |
| બેલાશક | માલેશ | મુલતવી | વગેરે | શોખીન |
| બંદુક | માશુક | મુલાકાત | વજીર | સગીર |
| બનુસ | માહિતી | મુસાફર | વજુદ | સદર |
| મક્કમ | મીજલસ | મુસીબત | વાજબી | સદરહુ |
| મગદુર | મિજાજી | મોકુફ | વાયદો | સનદી |
| મગરૂબી | મિજાન | મોજુદ | વિદાય | સબુરી |
| મજકુર | મિનારો | મોસમ | વિલાયત | સરાફી |
| મનસુબો | મિસાલ | રદીઓ | વસીયતનામું | હકુમત |
| મભમ | મુકર્દમો | રદ્દા | વિસાત | હકીકત |
| મર્હુમ | મુકાદમ | રવી | શખ્સ | હરામખોર |
| મશ્કરી | મુખ્તેસર | રહીશ | શરત | |
| મશગુલ | મુખ્તીઆર | રાસી | શરાબ | |
| મશરૂ | મુદ્દલ | રૂક્કો | શરીઆમ | |

**૪૫. ફારસી શબ્દો :**—અરબી શબ્દોની માફક ઈરાન દેશની ફારસી ભાષાના શબ્દો પણ ગુજરાતી ભાષામાં દાખલ થઇ પ્રચાર પામ્યા છે. હાલ જે સ્વરૂપમાં તે રૂઢ થયા છે તેજ સ્વરૂપ તેનું કાયમ રાખવાનું છે. કેટલાક શબ્દો જાણવા ખાતર નીચે આપ્યા છે.

| | | | | |
|---|---|---|---|---|
| અજમાયશ | આજાદી | આબાદી | આસમાની | ઓજાર |
| અફસોસ | આજારી | આબાદાની | આશાએશ | અંજુમન |
| અર્જમંદ | આતશબાજી | આમદાની | ઉમેદવાર | અંદરખાને |
| અસ્તર | આફરીન | આરામ | ઉલ્લુ | અંદાજ |
| અસ્વાર | આબકારી | આરી | ઉસ્તાદ | અંદેશો |
| આગાહી | આબરૂ | આસ્તે | એકદીલી | અંબાર |

કચોલું
કપટબાજી
કબીરો
કબુતર
કમજોર
કમબખ્ત
કમરબંધ
કમાન
કલાલ
કામગીરી
કારકીર્દિ
કારકુન
કારખાનું
કારભાર
કારસ્તાન
કારીગર
કાલબુત
કિનારી
કિનખાબ
કુતકું
કુન્દન
કુરતુ
કુસ્તી
કૂચ
કોશાપ
કંગાલ
ખડબુચ
ખરેખરો
ખર્ચ
ખરીદ
ખલતો
ખસખસ
ખાક
ખાનગી
ખાનદાની
ખાનું
ખામુખા
ખામોશ
ખાવિંદ
ખાહેશ
ખીસું
ખુદ
ખુદા
ખુદાવંદ
ખૂબસુરત
ખુમચો
ખુરદો
ખુવાર
ખુશબો
ખુશકી
ખુશનુમા
ખુશામત
ખૂનરેજી
ખોરાક
ખંજર
ખંદો
ગઝલ
ગપ
ગભરૂ
ગર્દ
ગરદન
ગરમ
ગલાલ
ગલોલ
ગાલીચો
ગીરદી
ગીરફતાર
ગીરવી
ગુજરાન
ગુનો
ગુમ
ગુમાન
ગુમાસ્તા
ગુલતાન
ગુલાબ
ગોશ
ગંજ
ગંજીફો
ગંદું
ગુંજાશ
ગૂંગ
ઘુમટ
ઘોંઘાટ
ચપ્પુ
ચબુતરો
ચરખો
ચરબી
ચલમ
ચશમપોશી
ચશ્મા
ચહેરો
ચાદર
ચાપલુસી
ચાબુક
ચાસણી
ચૂસ્ત
ચોગાન
ચોપદાર
ચાંગળું
છાપખાનું
જખમ
જનાનખાનું
જનાવર
જબરદસ્ત
જબાન
જમીનદોસ્ત
જમૈયો
જર
જરકશી
જરદો
જરીઆન
જવાંમર્દ
જહાંગીર
જાગીર
જાદુ
જાન
જીગર
જિંદગી
જીન
જીનો
જોરાવર
જંગી
જંગલ
જંજીર
જુંબેશ
ઝરૂખો
ઝાડુ
ઝુલ
ઝેર
ડગલો
ડાઘ
ડહેલી
ડોગલું
ઢાલ
તખ્તી
તખ્તનશીન
તગાઈ
તડબુચ
તન્દુરસ્ત
તમાસા
ત્રાજવું
તરાપો
તલાશ
તવંગર
તવારીખ
તહનામું
તાજ
તાર
તારાજ
તીરંદાજ
તુતક
તેજ
તેજાબ
તોબરો
તોલો
તંગી
તંબુ—રો
તુંદ
દગલબાજ
દફતર
દરકાર
દબદબો
દરખાસ્ત
દરગુજર
દરદ
દરદાગીના
દરબાર
દરમિઆન
દરવાજો
દરવાન

દરવેશ
દરાજ
દરિઆફ
દરીઓ
દસ્તાવેજ
દસ્કત
દસ્તુર
દસ્તો
દાખલો
દાવપેચ
દિ–દીગર
દીલગીર
દીલસોજ
દિલાવર
દિલાસો
દીદાર
દીબાચો
દીવાનો
દિવાલ
દુશ્મન
દુશાલો
દુરબીન
દુરંદેશ
દંગો
નખરાં
નજીક
નમુનો
નવસાર
નવાજેશ
નાખુદા
નાજુક
નાદાન
નાદાર
નાબુદ

નામીચો
નામું
નાસીપાસ
નિધ્વા
નિશાની
નીમે
નીલમ
નીસો
નેકી
નેફો
નોક
નોકર
પ્યાલો
પરગણું
પરતો
પરવરદેગાર
પરવા
પરવાનગી
પરહેજ
પલીતો
પલ્લુ
પસંદ
પહેરણ
પહેરો
પહેલવાન
પાયતખ્ત
પિશાબ
પુમડું
પૂલ
પેચ
પેદાશ
પેશ્વા
પોચું
પોશાક

પંજો
ફરજંદ
ફરમાન
ફરમાશ
ફરસબંધી
ફરાગત
ફરિઆદ
ફાચર
બક્ષિસ
બખ્તર
બખીઓ
બખોલ
બગલ
બગીચો
બચ્ચી
બજાર
બદન
બદબો
બદી
બ્યાન
બરદાસ
બરબાદ
બહાદુર
બલ્કે
બરાબર
બહાનું
બાજીગર
બાજુ
બારગીર
બારદાન
બારીકી
બાલાશ
બાહોશ

બિમારી
બિરાદર
બિસ્તરો
બિચારો
બુનિયાત
બુલંદ
બુરૂ
બેસીતમ
બહેતર
બોરી
બંદગી
બંદીખાનું
બંદાબસ્ત
ભિસ્તી
મગજ
મગર
મજબુત
મજા
મઠ્ઠો
મદદનીશ
મફત
મદદ
મરદાનગી
મલાઈ
મલીદો
મસકો
મસ્તાન
મહીના
માદરબખત
માલિશ
મિજબાની
મિનાકારી
મિઆન
મુબારકબાદી

મેખ
મેજ
મેદાન
મહેમાન
મહેરબાન
મોભો
મોરચો
મહોર
માંદગી
યાદગીરી
યાદી
રવાનગી
રવાના
રવાલ
રવેશ
રસીદ
રાહદારી
રકાબી
રૂબરૂ
રૂમાલ
રેજો
રોગાન
રોજનીશી
રોજીન્દા
રોશન
રંગબેરંગી
રંગરેજ
રંગીન
રંદો
લગામ
લત્તો
લફંગો
લબાચો
લશ્કર

| | | | | |
|---|---|---|---|---|
| લંગડો | શહેર | શીરો | સક્કરખોર | સરંજામ |
| લંગર | શાગરીત | શીશો | સખ્ત | સરદાર |
| વીમો | શાબાશી | શુકન | સજા | સરભરા |
| વેરાન | શિકારી | શુમાર | સતારો | સરાસરી |
| શક્કર | શિરતાજ | શેતરંજી | સફેતી | હુકમનામું |
| શરણાઈ | શિરપેચ | શેહજાદી | સરઘસ | હોશિઆરી |
| શરમ | શિરસ્તેદાર | શહેનશાહ | સરકાર | |
| શરમીંદું | શિરસ્તો | શોર | સરકો | |

**૪૬. અંગ્રેજી શબ્દો:**—છેલ્લાં બે સૈકાંથી યુરોપ દેશની પ્રજા સાથે ગુજરાતનો સહવાસ વધ્યો છે, તેમાં અંગ્રેજ પ્રજા મુખ્ય છે. અંગ્રેજ સરકારનું રાજ્ય થવાથી અંગ્રેજી ભાષાના કેટલાક શબ્દો ગુજરાતી ભાષામાં પ્રવેશ થવા પામ્યા છે.

| | | | | |
|---|---|---|---|---|
| અપીલ | એજ્યુકેશનલ | બોલ | કેનલ | સરકલ |
| એકર | એડિટર | બોર્ડિંગહાઉસ | કેનવાસ | સરક્યુલર |
| એક્ટ | ઈલેક્ટ્રિસિટિ | બોબીન | કેપ્ટન | સરકસ |
| એકટિંગ | એન્જિન | બૉડીગાર્ડ | કાર્પેન્ટર | સીટી |
| એડ્રેસ | એન્જિનિયર | બોઈલર | કેસ | સિવિલ |
| એજન્સિ | ઇંગ્લિશ | બોનસ | કેસ્કેટ | કલાર્ક |
| એજન્ટ | એટિકેટ | બુકબાઈન્ડર | કેટલોગ | કલબ |
| એગ્રીમેન્ટ | યુરોપિઅન | | સીલ | કોચ |
| એગ્રીકલચર | એક્ષપોર્ટ | બૂટ | સિમેન્ટ | કોટ |
| એક્ષ્ઝિબ્શા | એક્ષપ્રેસ | બોટલ | સેન્ટ્રલ | કોક |
| એપ્રિલ | બેલિફ | બાટલી | સર્ટિફિકેટ | કોલર |
| એસેંબ્લિ | બેન્ડ | બ્રીજ | ચેર | કોલેજ |
| એસોસિએ- | બેંક | બ્રધરહુડ | ચેરમેન | કમિશનર |
| એશન | બેરોમીટર | બ્રશ | ચોક | કંપનિ |
| એસેસર | બારિસ્ટર | બજેટ | ચેલેન્જ | કંપાસ |
| એટલાસ | બેટરી | બટન | ચેમ્બર | કંપાઉન્ડ |
| ઓગસ્ટ | બીલ | કેબિન | ચાન્સ | કન્સેસન |
| ઑડિટર | બ્લેન્કેટ | કેબલ | ચેન્સેલર | કોન્ફરન્સ |
| એરિંગ | બ્લોક | કેલેન્ડર | ક્લોરોફોર્મ | કોંગ્રેસ |
| એજ્યુકેશન | બ્લડીફૂલ | કેમ્પ | ચર્ચ | કોન્ઝરવેટિ |

કૉન્સ્ટેબલ
કૉન્ટ્રાક્ટર
કુલી
કૉપી
કાઉન્સિલ
કુપન
કૉર્ટ
કવર
ક્રિકેટ
કસ્ટમહાઉસ

સાઇકલ
ડેરી
ડેન્સ
ડિગ્રી
ડેલિગેટ
ડીલીવરી
ડિપાર્ટમેન્ટ
ડિપોઝીટ
ડેપો
ડેપ્યુટી
ડિઝાઈન
ડિટેક્ટિવ
ડાઈ

ડિરેક્ટર
ડિસ્કાઉન્ટ
ડિસેમ્બર
ડિસમિસ
ડિસપેચ
ડૉક્ટર
ડબલ
ડઝન
ડ્રૉઈંગ
ડ્રેસ

ડ્રિલ
ડક
ડમ્બેલ્સ
ફુટબૉલ
ફૉર્મ
ફુટ
ગૅલેરી
ગૅલન
ગ્યાસ
ગૅધરિંગ
જેન્ટલમેન
ગવર્નમેન્ટ
ગવર્નર
ગ્રેજ્યુએટ
ગેરંટી
ગટર
હૉલ
હેન્ડબીલ
હેન્ડલ
હારમોનિઅમ
હેડમાસ્ટર
હૉસ્પિટલ
હૉટેલ
આઇસ
આઇસક્રીમ
ઈમ્પોર્ટ
ઇન્કમટેક્ષ
ઈંચ
ઈન્ફ્લ્યુએન્ઝા
ઈન્કવાયરી
ઈન્સ્પેક્ટર
જેકીટ
જીન
જજ

જ્યુડિશિઅલ
જુલાઈ
જંક્શન
જુન
જ્યુરર
ફેક્ટરી
ફેનશી
ફેશન
ફેશનેબલ

ફ્રાસ્ટ
ફ્રિસ્ટ
ફેલો
ફાઇલ
ફીલ્મ
ફાઇનલ
ફાયરમેન
ફ્લાવર
જસ્ટિસ
લેબલ
લેમ્પ
લેડી
લાવા
લેજિસ્લેટિવ
લાયબ્રેરી
લાઈન
લિસ્ટ
લોકલબોર્ડ

લૉજ
લૉર્ડ
મડમ
મેજીસ્ટ્રેટ
મેલ
મેલેરિઆ

મેનેજર
માર્ચ
મારકેટ
માસ્ટર
મેચ
મેટ્રિક્યુલેશન
મે
મીટર
મિટિંગ
મશીનરી
મિલિટરી
મીલ
મિનિસ્ટર
મિશન
મિસ્ટર
મિક્ષ્ચર
મોડલ
મ્યુઝિઅમ
મ્યુનિસિપા-
લીટી
મજલીન
ન્યુસપેપર
નોટબૂક
નોટિસ
નોવેલ
નંબર
નર્સ
ઑક્ટોબર
ઑર્ડર
ઑર્ડિનન્સ
આઉટ
ઑક્સિજન
પૅકેટ
પારસલ

પાસ
પાર્ટી
પાર્લામેન્ટ
પેન
પેન્સ
પેન્સિલ
પેન્સન
પેપર
ફૉસ્ફરસ
પીન
પિસ્તોલ
પ્લેગ
પ્લેટફૉર્મ
પોઈન્ટર
પોલિસી
પોલિસ
પોસ્ટઑફિસ
પોસ્ટમેન
બટાટા
પાઉન્ડ
પાવડર
પ્રેસિડેન્ટ
પ્રિમિયમ
પ્રેસ
પ્રિન્સિપાલ
પ્રોફેસર
પબ્લિક
પંપ
ક્વિનાઈન
રેકર્ડ
રેલ
રિપોર્ટ
રજિસ્ટર
રેગ્યુલર

| | | | | |
|---|---|---|---|---|
| રેલવે | રેલ | સ્પેશિઅલ | ટેલિફોન | અરજન્ટ |
| રાફ્ટર | સલુન | સ્પિરિટ | થિએટર | વેકેશન |
| રેઝર | સેનટરી | સ્ટેમ્પ | થર્મોમીટર | વાર્નિસ |
| રીમ | સ્કોલરશીપ | સ્ટેશન | ટિકિટ | વાઇસરોય |
| રિમાર્ક | સાયન્સ | સ્ટૂલ | ટોલ | વિઝિટ |
| રિટાયર્ડ | સ્કાઉટ | સમન્સ | ટાવર | વોલન્ટીઅર |
| રેવન્યુ | સ્ક્રુ | સુપરિન્ટેન્ડેન્ટ | ટાઉન | વોરન્ટ |
| રિવેટ | શટ | સરવેયર | ટ્રસ્ટી | વ્હિસલ |
| રોડ | સાયફન | ટેબલ | ટયુબ | વીલ |
| રબર | સોલ્જર | ટેલિગ્રામ | યુનિવર્સિટી | યાર્ડ |

**૪૭. તૂર્કી શબ્દો:**—આરબી અને ફારસી ભાષાની મારફતે આવેલા થોડા તુર્કી ભાષાના શબ્દો પણ આપણીભાષામાં છે. જેમકે:—

કલગી, કુમક, ખાન, જાજમ, તોપચી, બચકું, બુલાખ, કાબુ, કુરનશ, ચમચો, તોપ, દારોગો, બચકો, બેગમ, મુચરકો, લાશ, વગેરે.

**૪૮. પોર્ટુગીઝ, ડચ અને ફ્રેન્ચ શબ્દો:**—વેપારને અર્થે યુરોપીઅન પ્રજાઓમાં સર્વથી પહેલી પોર્ટુગીઝ પ્રજા હિન્દમાં આવી. એ લોકોની સાથે ગુજરાતીઓને સમાગમ થવાથી તે ભાષાના શબ્દો પણ ગુજરાતીમાં છે. એવીજ રીતે ડચ અને ફ્રેન્ચ ભાષાના શબ્દો પણ છે.

**પોર્ટુગીઝ**—અરમાર, પાદરી, કપ્તાન, લિલાઉં, મોસંબી, તુરંગ, પગાર, ચા, ગોટાફન, બંબો, પિસ્તોલ, કોફી, ચાવી, વગેરે.

**ડચ**—પાઉં, પીપ, બ્રાન્ડી, વગેરે.

**ફ્રેન્ચ**—પલટણ, ફીરંગી, વગેરે.

**૪૯. મરાઠી અને હિન્દુસ્તાની ભાષાના શબ્દો:**—મહારાષ્ટ્રનો ગુજરાત સાથેનો વ્યવહાર અને રાજકાજનો સંબંધ પુરાણો છે, વળી હિન્દુસ્તાની ભાષા તો લગભગ આખા હિન્દમાં વપરાય છે. આ ભાષાઓના શબ્દો પણ ગુજરાતી ભાષામાં છે.

**મરાઠી**—મોજણી, ચંબુ, લાપશી, ભાત, ચટણી, કનવા, ઘડો, કણક, લબાડી, ભાજી, પેઠી, વગેરે.

**હિન્દુસ્તાની**—અખાડો, અનાડી, કચેરી, ચાવલ, હુલ્લડ, અચાનક આટો, કટારી, લફડ, લાવણી વગેરે.

# પ્રકરણ ૭મું.

---

## વિરામચિહ્ન.

**૫૦. વિરામચિહ્ન વિષે સામાન્ય:**—વિરામચિહ્ન એ લખાણનો ભાવ સમજવામાં વિશ્રાન્તિ જોઈએ તે બતાવનારાં સ્થળની નિશાની છે. આપણે બોલતી વખતે વચ્ચે વચ્ચે વિરામ લઈએ છીએ. આ વિરામ લેવાથી આપણે આગળ બોલવાને માટે તૈયાર થઈ શકીએ છીએ, અને સાંભળનાર માણસ આપણું બોલેલું સ્પષ્ટ રીતે સમજી શકે છે. આજ પ્રમાણે લખેલું લખાણ બરાબર સમજી શકાય તેટલા માટે વચ્ચે વચ્ચે ક્યાં અને કેટલું થોભવું, તે જણાવનારી નિશાનીઓ મૂકવાની જરૂર છે. આ નિશાનીઓને વિરામચિહ્ન કહે છે. કયે ઠેકાણે કયું ચિહ્ન મૂકવું તે નીચેનાં વાક્યોથી સમજાશે:—

**૫૧. પૂર્ણવિરામ:—**

૧. ઇશ્વર સર્વ શક્તિમાન છે.
૨. ભરૂચ નર્મદા નદીને કિનારે આવેલું છે.
૩. તમારી ચોપડી મને આપો.
૪. આપણે દરરોજ પ્રભુની પ્રાર્થના કરવી જોઇએ.

ઉપર આપેલાં દરેક વાક્યને અંતે **પૂર્ણવિરામ** ( . આવું ચિહ્ન) મૂકવામાં આવ્યું છે. એ ચિહ્ન એમ બતાવે છે કે વાક્ય પુરૂં થાય છે. પર્ણ એટલે પુરેપુરૂં અને વિરામ એટલે અટકવું તે.

**૫૨. અલ્પવિરામ:—**

૧. મગન, અહીં આવ.
૨. રામ, સીતા અને લક્ષ્મણ વનમાં ગયાં.
૩. માણસ, પશુ, પક્ષી, વગેરે પ્રભુએ બનાવ્યાં છે.
૪. અન્નનું પચવું, લોહીનું ફરવું, શરીરનું વધવું, અને તેનો નાશ થવો, એ સૌ ચમત્કારી છે.

ઉપર આપેલાં દરેક વાક્યને અંતે પૂર્ણ વિરામ છે, પણ વચ્ચે જ્યાં અટકવાની જરૂર પડે છે ત્યાં **અલ્પવિરામ** ( , આવું ચિહ્ન ) મૂક્યું છે.

**૫૩. અર્ધવિરામઃ—**

૧. પન્ના તે ખરેખર એક પન્નું કે હીરોજ હતી; કેમકે નોકર તરીકે તેણે પોતાની ફરજ બજાવવામાં હદ વાળી હતી.

૨. **રાણી**—રાણાજી, એ કુંવર આપનો છે; આપનો દાવો પહેલો અને પછી મારો.

૩. દેશ દેશાવરના લોકનાં ઘર, બજાર, રાજ્ય અને ધર્મના રીત-રિવાજ; એમની હોશિયારી, પરાક્રમ, અને ઉદ્યોગ; એમની રમતગમત અને સુખ ભોગવવાની રીત; આ સર્વ જોવાથી માણસની અક્કલ ખીલે છે. અને નવા નવા વિચારો સૂઝે છે.

આ દરેક વાક્યને અંતે પૂર્ણવિરામ છે, પરંતુ વચમાં ( ; આવું) ચિહ્ન મૂકેલું છે તેને **અર્ધવિરામ** કહે છે; કેમકે ત્યાં આખા વાક્ય-માંના વિચારનો અર્ધો ભાગ પુરો થાય છે. ત્યાં પૂર્ણવિરામથી ઓછો વખત અને અલ્પવિરામથી જરા વધારે વખત થોભવું જોઈએ.

**૫૪. ગુરુવિરામઃ—**

૧. વર્ષની ઋતુઓ છ છેઃ હેમંત, શિશિર, વસંત, ગ્રીષ્મ, વર્ષા અને શરદ.

૨. ડાહ્યા કવિઓ કહે છે કેઃ—

ચાતક, ચકવા, ચતુર નર, પ્રતિદિન ફરે ઉદાસ;
ખર, ઘુવડ ને મુરખ નર, સુખે સુએ નિજ વાસ.

પહેલા વાક્યમાં **:** આવું ચિહ્ન મૂકેલું છે તેને **ગુરુવિરામ** કહે છે. બીજામાં ગુરુવિરામ સાથે — આવી રેખા એટલે લીટી છે. એમ ગુરુ-વિરામને સ્થાને ગુરુવિરામ અને રેખા એમ એવડાં ચિહ્ન પણ મુકાય છે.

**૫૫. ઉદ્‌ગારચિહ્નઃ—**

૧. આપણું શરીર કેવું ચમત્કારી છે !

૨. ઓહો ! પરમેશ્વર કેવો મોટો ને સમર્થ છે !

૨. અરે ભગવાન ! આ તારો ન્યાય કેવો !

ઉપર આપેલાં કેટલાંક વાક્યો આશ્ચર્યની અને કેટલાંક શોકની લાગણી બતાવે છે, માટે તે દરેકમાં **ઉદ્ગારચિહ્ન (!)** નો ઉપયોગ કરવામાં આવ્યો છે. આશ્ચર્ય, ભય, શોક વગેરેની અત્યંત લાગણી થવાથી એકદમ મોઢામાંથી નીકળી જતા શબ્દો ઉદ્ગાર કહેવાય છે.

**૫૬. પ્રશ્નાર્થ ચિહ્ન:—**

૧. આપણે ખોરાક શા માટે ખાઇએ છીએ?

૨. તમારૂં ઊંટ ડાબે પગે ખોડું છે ?

૩. ગંદકી પાણીને શી રીતે બગાડે છે ?

આ આપેલાં વાક્યોમાં પ્રશ્નનો અર્થ રહેલો છે, માટે તે દરેકને અંતે **પ્રશ્નાર્થ ચિહ્ન (?)** મૂકવામાં આવ્યું છે.

**૫૭. વિગ્રહ રેખા (લઘુ રેખા):—**

| | | | | |
|---|---|---|---|---|
| ૧. ઉપ-<br>સંહાર | તોપ-<br>ખાનું | બનાવ-<br>નાર | અનુ-<br>કૂળ | વિધવા-<br>વિવાહ |

૨. સિરાજ—ઉદ્—દૌલા, ગવર્નર-જનરલ, માર્ચ-એપ્રિલ,
વિચાર-વહન, ૧૯૩૨-૩૩ માં, પ્રેમ—શૌર્ય.

કેટલીક વખત લીટીને અંતે શબ્દ તોડવા પડે છે ત્યાં જે ચિહ્ન ( - આવી લીટી ) મૂકવામાં આવે છે તેને વિગ્રહરેખા કહે છે. કેટલીક વખત મોટો શબ્દ હોય ત્યાં ઉચ્ચાર પ્રમાણે ભાગ બતાવવા પણ વચ્ચે લીટી મુકાય છે. શબ્દોના ઉચ્ચાર કરતાં જે પ્રમાણે ભાગ પડે તે પ્રમાણેજ લીટીને અંતે શબ્દ તોડી શકાય એ ખાસ ધ્યાનમાં રાખવું.

**૫૮. ગુરુ રેખા**

૧. નાના ફડનવીસે મરાઠી રાજ્યને—પેશ્વાઈને ધોકો પહોંચવા દીધો નહિ.

૨. ચક્રવર્તી—જેની આણ નાના મોટાં ઘણાં રાજ્યો ઉપર વર્તતી હોય તેવો.

૩. શરીરની સર્વ ક્રિયાઓ—અન્નનું પચવું, લોહીનું ફરવું, શરીરનું વધવું, વગેરે ચમત્કારી છે.

૪. કાળિદાસે ત્રણ નાટકો—માલવિકાગ્નિમિત્ર, વિક્રમોર્વશીય અને અભિજ્ઞાન શાકુન્તલ-રચ્યાં છે.

અર્થ સ્પષ્ટ કરવા માટે જે ચિહ્ન ('—લીટી') મૂકી અર્થ સ્પષ્ટ કરી શકાય છે તેને **ગુરુ રેખા** કહે છે.

નોંધ–"**બાળ**—રે સિંહ ! ઉઘાડ તારૂં મોં, મારે તારા દાંત ગણવા છે." અહીં ગુરુ રેખાનો અર્થ 'કહે' લેવાનો છે.

### ૫૯. કૌંસ:—

૧. મુંબઇથી ( વડોદરા–મથુરાને રસ્તે ) પેશાવર ૧૪૫૦ માઈલ અને કલકત્તા (નાગપુરને રસ્તે) ૧૨૨૧ માઈલ છે.

૨. આ નળીને ઉષ્ણતામાપક યંત્ર (થર્મોમીટર) કહે છે.

૩. **રાજા**—( પાસે જઈ જરા હસતો હસતો ) ભાઈ ઋષિકુમાર, આશ્રમના પશુને આમ દુઃખ દેવું તને શોભે ?

૪. અનિષ્ટ—(અન્–ઈષ્ટ) ન ઈચ્છવા જોગ, ખરાબ.

કોઈ શબ્દ કે હકીકતને વધુ સ્પષ્ટ કરવી હોય તો વધુ હકીકત **કૌંસમાં** દર્શાવાય છે.

### ૬૦. અવતરણ ચિહ્ન:—

૧. એ ટોળાનું પ્રાચીન નામ 'ગોત્ર' હતું.

૨. દક્ષિણ ગુજરાતમાં 'શ' ને ઠેકાણે 'સ' કે 'હ' વાપરે છે.

૩. નરસિંહ મહેતાનાં સ્ત્રી ગુજરી ગયાં ત્યારે શોક કરવાને બદલે ઈશ્વરની મરજીને શરણ રહી તેમણે ગાયું કે "ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજશું શ્રીગોપાળ."

૪. સિકંદરે પોરસને પૂછ્યું, "મારે તમને કેવા સમજીને તમારી તરફ વર્તવું ?" ત્યારે પોરસે જવાબ દીધો, કે "રાજા સમજીને" સિકંદરે કહ્યુ, "તમારે બીજુ કંઇજ માગવું નથી ?" પોરસે ઉત્તર આપ્યો, "ના, રાજા શબ્દમાં બધું આવી જાય છે."

કોઈના બોલેલા શબ્દો તેજ રૂપમાં જણાવવામાં આવે ત્યારે તે **અવતરણ ચિહ્ન** (' ' કે " " આવા ચિહ્ન ) માં મુકાય છે.



# બોમ્બે યુનિવર્સિટીની મેટ્રીક્યુલેશન એક્ઝામીનેશનમાં પુછાયેલા નિબંધો—

**સને ૧૯૩૧.**

૧. પગ રસ્તાની મુસાફરી.
૨. હડતાલનું દશ્ય.
૩. સાદું જીવન.
૪. સ્વદેશ પ્રતિ મારી ફરજો.

**સને ૧૯૩૨.**

૧. માતાપિતા હંમેશાં પૂજ્ય છે.
૨. યુવકોનાં કર્ત્તવ્યો.
૩. તમે કરેલી મુસાફરીનું વર્ણન.
૩. આદર્શ છાત્રાલય.

**સને ૧૯૩૩.**

૧. સહશિક્ષણ.
૨. દેશસેવા.
૩. કોઈ રમ્ય પ્રદેશનું વર્ણન.
૩. ઔદ્યોગિક શિક્ષણ.

**સને ૧૯૩૪.**

૧. વર્ષાઋતુનું વર્ણન.
૨. આપણી નાટકશાળાઓ.
૩. મારી પાસે એક લાખ રૂપીઆ હોય તો—
૪ લોકસેવા.

**સને ૧૯૩૫.**

૧. ગ્રામજીવન.
૨. બ્રહ્મચર્ય.
૩. આદર્શ છાત્રાલય.

**સને ૧૯૩૬.**

૧. સ્ત્રી સન્માન.
૨. બોલપટ.
૩. આન્તરજાતીય લગ્ન.
૪. શાળાની આત્મકથા.

**સને ૧૯૩૬ (સપ્લીમેંન્ટરી).**

૧. મારી યાદગાર મુસાફરી.
૨. આપણા ઉત્સવો.
૩. સૃષ્ટિસાન્દર્ય.
૪. તૂટેલા તંબૂરાની આત્મકથા.

**સને ૧૯૩૭.**

૧. સહશિક્ષણ.
૨. હું શું થઇશ ?
૩. લાગવગ.
૪. રેલવે ટ્રેનના ગાર્ડની આત્મકથા.

**સને ૧૯૩૭ (સપ્લીમેંટરી)**

૧. મારા જીવનનો ધન્યપ્રસંગ.
૨. આદર્શ લગ્ન.
૩. યુવક અને ગ્રામસેવા.
૪. ખંડિત કિલ્લાની આત્મકથા.

**સને ૧૯૩૮.**

૧. દેશદાઝ.
૨. ગરિબાઈ.
૩. વર્ષાઋતુ
૪. સંયુક્ત કુટુંબ.
૫. એક ગામડાની આત્મકથા.

**સને ૧૯૩૯.**

૧. મદ્યનિષેધ.
૨. શરદ પૂનમ
૩. મિત્રની પસંદગી.
૪. પહેરણની આત્મકથા.

# આ પુસ્તક માટે વિદ્વાનોના કેટલાક અભિપ્રાય.

**૧. "પુસ્તકાલય" માસિક ઑગસ્ટ, સને ૧૯૩૪.**

"લેખકે આ પુસ્તકમાં ૩ વિભાગ પાડયા છે; (૧) નિબંધ રચના, (૨) નિબંધશુદ્ધિ, (૩) નિબંધમાળા. આ ઉપરાંત નિબંધ વિષયક વિસ્તૃત યાદી અને રૂપરેખા આપી પુસ્તકને અધિક ઉપયોગી બનાવ્યું છે. પુસ્તકમાં કેટલાક નિબંધો તો સ્વતંત્ર લેખ જેવા જ હોઈ જે તે વિષયનું સચોટ જ્ઞાન આપે છે.

'નિબંધવિચાર' પ્રત્યેક પુસ્તકાલય ને કેળવણી વિષયક સંસ્થા એક વાર નિદાન નજર તળે તો કાઢી જ જાય એવી અમારી ભલામણ છે.

નિબંધો પ્રાથમિક, માધ્યમિક અને ટ્રેનિંગ કોલેજોની સંસ્થાઓ માટે લખાએલા હોઈ ખરેખર આદરપાત્ર છે, એમ કહ્યા વગર ચાલતું નથી. ભાઈ મોતીભાઇને આવું સુયોગ્ય પુસ્તક લખવા બદલ અભિનંદન !" **-પુસ્તકાલય**

**૨. "કૌમુદી" ડિસેમ્બર ૧૯૩૪.**

"નિબંધવિચાર એટલે એ વિષયનો પહેલો જ વિસ્તૃત ગુજરાતી ગ્રંથ. પ્રાથમિક-માધ્યમિક શાળાઓમાં તેમજ અધ્યાપન મંદિરો માટે સદુપયોગી એ પોણાચારસો જેટલાં પાનાંમાં નિબંધવિષયક શાસ્ત્રીય બોધ-પાઠો અને અનુકરણીય પદાર્થપાઠો છે.........................આ ગ્રંથ શિક્ષણ વાઙ્મયમાં સારો વધારો કરે છે." **—વિજયરાય વૈદ્ય.**

**૩. રા. રા. મોતીલાલ બી. શાહ,** બી. એ. એસ. ટી. સી. **નડિઆદ.**

"નિબંધના વિષય ઉપર આજ સુધીમાં થોડાં પુસ્તકો લખાયાં છે, પરંતુ નિબંધના વિષયનો તલસ્પર્શી અભ્યાસ કરી શુદ્ધ શાસ્ત્રીય રીતે લખાયલું, અને વિષયને પૂરો ન્યાય આપી શકે તેવું, એક પણ પુસ્તક મારા જોવામાં આવ્યું ન હતું. શ્રી. મોતીભાઇનું 'નિબંધ વિચાર' પુસ્તક આ ખોટ પુરી કરે છે એમ જણાવતાં હર્ષ થાય છે..............નિબંધના વિષયને તેમણે ઘણી દૃષ્ટિથી છણ્યો છે, અને તેમાં સ્વતંત્ર વિચારણા અને મૌલિકતા હોવા ઉપરાંત વિદ્યાર્થીઓને પ્રેરણા આપી માર્ગદર્શક થવાનો સ્તુત્ય પ્રયાસ છે. ખાસ કરીને 'નિબંધશુદ્ધિ' વિભાગ મને ખૂબ ગમ્યો છે. એ વિભાગ લખવામાં લેખકે ખૂબ પરિશ્રમ લીધો છે–સાચું કહું તો એ વિભાગ જ આ પુસ્તકની અવનવી વિશેષતા છે.

ગુજરાતીના વિષયમાં અત્યંત સાહાય્યરૂપ નીવડી શકે એવા આ પુસ્તકને પ્રત્યેક વિદ્યાર્થી વધાવી લે એ ઇષ્ટ છે." **—એમ. બી. શાહ.**

**૪. પ્રોફેસર. વિષ્ણુપ્રસાદ. આર. ત્રિવેદી,**

**એમ. ટી. બી. આર્ટ્સ કોલેજ—સુરત.**

"મારા જાણ્યા પ્રમાણે ગુજરાતીમાં આ દિશામાં પ્રથમ પ્રયત્ન તમારો જ છે, અને એ સફળ થયો છે. એ જાણી તમને સંતોષ થશે. વિગતમાં ઉતરી શકું તેમ નથી. પણ પુસ્તકની યોજના ઘણી સારી લાગી છે, તેમજ સાહિત્યની દૃષ્ટિએ નિબંધના નમુના માધ્યમિક શાળાઓનાં ઉપલાં ધોરણોના અભ્યાસક્રમને લાયક છે, એટલું તો મારે જણાવવું જોઇએ."

**—વિષ્ણુપ્રસાદ ત્રિવેદી.**

**૫. રા. રા. લક્ષ્મીપ્રસાદ વી. મહેતા.**

**ઇન્સ્પેક્ટર ઓફ પ્રાયમરી સ્કૂલ્સ—રાજપીપળા સ્ટેટ.**

"આપનું પુસ્તક હું જોઈ ગયો છું. તે દરેક રીતે ઉત્તેજનને પાત્ર છે. બીજાં આવાં પુસ્તકોને મુકાબલે વિદ્યાર્થીઓને આ અવશ્ય ઉપયોગી છે જ. રચના દોષ, વ્યાકરણ દોષ, ઇત્યાદિ નમુના; અને શબ્દાર્થ વિચાર અને વિસ્તાર, બન્ને સરસ છે. આપના પુસ્તકને પુરતું ઉત્તેજન આપવા શિક્ષકોને સૂચના આપવાની પણ જરૂર પડી નથી. પુસ્તક જોતાં જ બુદ્ધિશાળી શિક્ષકો પસંદ કરે છે." ૨૭-૩-૧૯૩૫ **—એલ. વી. મહેતા.**

**૬. રા. રા. મંજુલાલ આર. મજમુદાર** એમ. એ. એલ એલ. બી.

**પ્રાચ્યવિદ્યામંદિર—વડોદરા.**

"નિબંધવિચાર" નું તમારૂં શ્રમપૂર્ણ તૈયાર કરેલું પુસ્તક મળ્યું છે...........તમારા લાંબા અનુભવ તથા પરિશ્રમનો પુરાવો પાને પાને મળી આવે છે.

ગુજરાતી ભાષાને યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં બીજી ભાષા તરીકે સ્વીકારીને બીજી classical ભાષાઓની હરોલમાં તેને સ્થાન મળ્યું છે; તે સ્થાનને યોગ્ય થયા માટે ગુજરાતીનો અભ્યાસ વધારે તલસ્પર્શી, વધારે શાસ્ત્રીય, અને વધારે નિયમબદ્ધ થવાની ખાસ અગત્ય છે. ભાષાશુદ્ધિ, તથા શૈલીની કલા વિદ્યાર્થીએ અવશ્ય હાથ કરી લેવાં જોઈએ.

તે ઉદ્દેશ પાર પાડવામાં તમારું આ પુસ્તક ખૂબ ઉપયોગી થશે, એમાં સંશય નથી. નિબંધોનું વિષય પરત્વે, શૈલી પરત્વે, તથા તેના ક્ષેત્ર પરત્વે બહુ શાસ્ત્રીય દૃષ્ટિએ વિવરણ કર્યું છે. તે બદલ તમને ધન્યવાદ ઘટે છે. તેનો ઉપયોગ વિદ્યાર્થીઓ છુટ્ટે હાથે કરે એમ સૌ ઈચ્છશે જ."

**—મંજુલાલ ર. મજમુદાર.**

**રા. રા. ચંદુલાલ. અ. દેસાઈ,** એમ. એ.
**સાર્વજનિક હાઈસ્કૂલ—સુરત.**

"શ્રી પટેલનું પુસ્તક Out of curiosity મંગાવેલું, પણ વાંચ્યા
થી માલમ પડે છે, કે It is the only book on the subject,
eating both technical and literary aspeact of the subject
a readable manner. મારા તરફથી એઓશ્રીને અભિનંદન."

**—સી. એ. દેસાઈ.**

**પ્રોફેસર અતિસુખશંકર ક. ત્રિવેદી,** એમ. એ. એલ એલ. બી.
**બરોડા કોલેજ.**

પટેલકૃત નિબંધવિચાર હું જોઇ ગયો છું. ગુજરાતી ભાષામાં 'રચના' થવા અંગ્રેજીમાં જેને Composition કહે છે, તેનાં પુસ્તકો હજી નહિ વાંજ છે, એવાં પુસ્તકોની ઉપયોગિતાને વિષે બે મત હોઇ શકે નહિ.

સ્વભાષામાં નિબંધરચના, ભાષાશુદ્ધિ, ને સંસ્કારી લેખન શું, તે જે દ્યાર્થી સમજી શકશે તેને આગળ જતાં અંગ્રેજી રચના અથવા omposition પણ સુગમ થઈ પડશે. તે હેતુથી પણ "નિબંધવિચાર" વાં પુસ્તકો ઘણાં આવકારને પાત્ર છે.

રા. મોતીલાલ પટેલે પોતાના પુસ્તક પાછળ ઘણો શ્રમ લીધેલો છે. ઓ જાતે અનુભવી શિક્ષક છે. એટલે વિદ્યાર્થીને શું શીખવવું ને કેટલું ીખવવું, તે બંને બાબત તેમના ધ્યાનમાં છે.

તેમનું પુસ્તક શાળાઓમાં ઘણું ઉપયોગી થઈ પડવું જોઈએ એમ ારો અભિપ્રાય છે. ૧૯-૧૧-૩૪. **—અ. ક. ત્રિવેદી.**

**૯. સાક્ષરશ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, મુંબઈ.**

......સામાન્ય નજરે જોતાં પુસ્તક ઉપયોગી લાગે છે. જો કે નિબંધ-ાળામાં આપેલા દાખલા જોતાં તેમાંની ભાષા ઘણી ઊંચી કક્ષાની હોઈ ાચલાં ધોરણોના છોકરાઓ ભાગ્યેજ તે સમજી શકે; છતાં માર્ગ અને િશાસૂચક ગ્રંથ તરીકે આ ગ્રંથ નમુનાદાર ગણાવો જોઈએ. એમ મારો ાભિપ્રાય છે. તા. ૧૩-૬-૧૯૩૪. **—કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.**

**૦. આભારદર્શન.**

આ પ્રમાણે આ અને બીજા જે જે વિદ્વાનોએ આ પુસ્તકનું સૂક્ષ્મરીતે ાવલોકન કરી તેની પ્રસિદ્ધિ માટે પોતાના સ્વતંત્ર અભિપ્રાયો આપી મને ાત્સાહિત કર્યો છે, તે બદલ હું એ સર્વનો ઋણી છું.

**—મોતીભાઈ પટેલ.**

"A boy who has not read much, and thought much, can no more write a good essay than a field, which has had no seed put in to it, can bear crops."

*P. Peterson.*